શ્રુતિએ એ દૃષ્ટાંત કહ્યું. તેથી જીવની ઉત્પત્તિ થતી નથી, જીવનું માત્ર બ્રહ્મમાંથી વ્યુચ્ચરણ થાય છે. વ્યુચ્ચરણ ઉત્પત્તિ નથી.

માયાવાદી—જીવનો બ્રહ્મમાં પ્રવેશ થાય છે એમ કહો છો તે સંભવતું નથી, કારણકે જીવ વ્યાપક છે. સર્વવ્યાપિ પદાર્થનો અન્યમાં પ્રવેશ સંભવે નહિ. **'स वा एष महानज आत्मा' 'आकाशवत्सर्वगतश्च नित्यः' 'नित्यः सर्वगतः स्थाणुः'** વિગેરે શ્રુતિ સ્મૃતિ પણ જીવને વ્યાપક કહે છે. **'तत्त्वमसि'** વિગેરે શ્રુતિ જીવ બ્રહ્મથી અભિન્ન છે એમ ઉપદેશ કરે છે, તે પણ જીવ વ્યાપક ન હોય તો સંભવે નહિ. વળી જીવ વ્યાપક ન હોય અને અણુ હોય તો સર્વ શરીરમાં ચૈતન્યની ઉપલબ્ધિ થાય નહિ. કોઇ સ્થલે શ્રુતિમાં જીવને અણુ કહેલો છે તે જીવ દુર્જ્ઞેય છે એવા અભિપ્રાયથી કહેલું છે. તેથી જીવ અણુ નથી પણ વ્યાપક છે. વ્યાપક હોવાથી બ્રહ્મમાં તેનો પ્રવેશ સંભવતો નથી.

**જીવ અણુ છે.**

સિદ્ધાન્તી—જીવ વ્યાપક નથી, પણ અણુ છે. **'स वा एष महानज आत्मा'** વિગેરે શ્રુતિઓ બ્રહ્મપ્રકરણમાં આવેલી છે, તેથી તે જીવનું નિરૂપણ કરતી નથી, પણ બ્રહ્મનું નિરૂપણ કરે છે. જેમ ચંપક દૂર હોવા છતાં તેની ગંધનો તે ન હોય ત્યાં પણ અનુભવ થાય છે તેમ જીવ અણુ હોવા છતાં સર્વ શરીરમાં તેના ચૈતન્યની ઉપલબ્ધિ થાય છે. તેથી જ **'व्यतिरेको गन्धवत्'** સૂત્ર સૂત્રકારે યોજેલું છે. વળી **'हृदि ह्येष आत्मा'** વિગેરે શ્રુતિ જીવ હૃદયમાં રહે છે એમ કહે છે, તે જીવ અણુ હોય તોજ સંભવે. જીવને કોઇ સ્થલે શ્રુતિમાં બ્રહ્મ કહેલો છે તેથી તે વ્યાપક છે એમ કહેવાય નહિ, કારણ કે જીવને ઉપચારથી જ બ્રહ્મ કહેલો છે. જીવ ભગવાનનાજ ગુણોથી ઉત્તમ હોવાથી અને ભગવાનનો અંશ હોવાથી ઉપચારથીજ તેને બ્રહ્મ કહેલો છે. આજ સૂત્રકાર પણ **'तद्गुणसारत्वात्तु तद्व्यपदेशः प्राज्ञवत्'** સૂત્રથી કહે છે. તેથી જીવ અણુ છે, બ્રહ્મનો અંશ છે, અને તેનો અને બ્રહ્મનો અંશાંશિભાવથી અભેદ છે. તેથી અભેદની ઉપપત્તિ થતી નથી એવી ભીતિથી શુદ્ધ બ્રહ્મ જગત્કર્તૃ નથી એમ કહેવાય નહિ.

**બ્રહ્મ જગત્‌નું સમવાયિકારણ પણ છે.**

શુદ્ધ બ્રહ્મ કુલાલ પેઠે નિમિત્ત કારણ ભલે હો, પરંતુ સમવાયિકારણ હોઇ શકે નહિ, કારણ કે તે સમવાયિકારણ હોય તો મૃત્પિંડ પેઠે વિકારિ થઇ જાય, સાવયવ થઇ જાય, અને કાર્ય અનર્થરૂપ હોવાથી તેવું થઇ જાય એમ પણ કહેવાય નહિ; કારણ કે બ્રહ્મનું કર્તૃત્વ આપણી બુદ્ધિથી કલ્પેલું નથી, પરંતુ શ્રુતિસિદ્ધ છે. સ્વતઃસિદ્ધ પ્રામાણ્યવાળી શ્રુતિ જેવું બ્રહ્મ છે તેવું વર્ણવે છે. લોકમાં સમવાયિકારણ વિકારિજ હોય છે, પરંતુ બ્રહ્મ અવિકૃત અને સમવાયિકારણ છે એમ શ્રુતિ કહે છે. સૂત્રકાર પણ આજ ઉપદેશ કરવા **'श्रुतेस्तु शब्दमूलत्वात्'** સૂત્ર યોજે છે. આ પણ ગુડજિહ્વિકાજ છે. વસ્તુતઃ બ્રહ્મ સર્વવિરૂદ્ધધર્મનો આશ્રય છે. **'अपाणिपादो जवनो ग्रहीता'** વિગેરે શ્રુતિઓ પણ એજ ઉપદેશ કરે છે.

માયાવાદી—એકજ બ્રહ્મ સવિશેષ અને નિર્વિશેષ વિરોધને લીધે હોઇ શકે નહિ. ઉપાધિને લીધે એમ છે એમ પણ કહેવાય નહિ, કારણ કે ઉપાધિથી વસ્તુનો સ્વભાવ થતો

નથી. તેથી ઉપાધિ આવિદ્યક હોવાથી સમસ્ત વિશેષરહિત અથવા નિર્વિશેષજ બ્રહ્મ છે એમ માનવું. સવિશેષ શ્રુતિ નિર્વિશેષનો બાધ કરે છે એમ ન કહેવાય, કારણ કે સવિશેષ પરિચ્છિન્ન અને પ્રત્યેક ભિન્ન હોવાથી અનેક બ્રહ્મ થાય, અને **'एकमेवाद्वितीयम्'** શ્રુતિનો વિરોધ થાય. વળી કર ચરણ વિગેરે વિશેષો લૌકિક છે અને બ્રહ્મ અલૌકિક છે, તેથી તેમનો બ્રહ્મમાં નિષેધજ યોગ્ય છે. કર ચરણ વિગેરેને પણ અલૌકિક કલ્પવાથી બ્રહ્મમાં સર્વભવનસામર્થ્ય અને સર્વાધારત્વ વિગેરે શક્તિઓ કલ્પવાથી ગૌરવ થાય. વળી સવિશેષ શ્રુતિઓ બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરતી નથી, પરંતુ પ્રત્યગ્બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર સિદ્ધ કરાવવા ઉપાસનાનો ઉપદેશ કરવા ભાવના સુગમ થાય તે માટે લૌકિક પ્રસિદ્ધ કર ચરણ વિગેરેનોજ અનુવાદ કરે છે. તેથી આ શ્રુતિઓ નિષેધ્યનુંજ નિરૂપણ કરે છે. વિશેષો આવિદ્યક હોય તોજ તેઓનો નિષેધ પણ કરાય, કારણ કે સત્ પદાર્થનો નિષેધ થાય નહિ. તેથી વિશેષો આવિદ્યકજ છે, અને બ્રહ્મ નિર્વિશેષજ છે. વળી **'न तत्र सूर्यो भात'** **'न चक्षुषा गृह्यते'** **'निष्कलं निष्क्रियम्'** વિગેરે શ્રુતિઓ બ્રહ્મને સૂર્ય વિગેરેથી અપ્રકાશ્ય, અવ્યવહાર્ય, અચાક્ષુષ અને ક્રિયારહિત કહે છે, અને સવિશેષ આથી ઉલટું અર્થાત્ સૂર્યાદિથી પ્રકાશ્ય, વ્યવહાર્ય, ચાક્ષુષ, અને ક્રિયામત્ છે, તેથી તે બ્રહ્મ હોઇ શકે નહિ. તેથીજ સૂત્રકાર પણ **'प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः'** સૂત્રથી બ્રહ્મમાં મૂર્ત અમૂર્ત રૂપનો પ્રતિષેધ કરી માત્ર ધર્મિ (બ્રહ્મની) સત્તાનુંજ નિરૂપણ કરે છે. તેથી બ્રહ્મ વિના સર્વ આવિદ્યક છે, અને બ્રહ્મ નિર્વિશેષજ છે.

**બ્રહ્મ સર્વ વિરૂદ્ધ ધર્મનો આશ્રય છે.**

સિદ્ધાન્તી—જે અવિદ્યાથી વિશેષો કલ્પવામાં આવે છે તે અવિદ્યા બ્રહ્મની છે કે જીવની ? બ્રહ્મની હોઇ શકે નહિ, કારણકે બ્રહ્મમાં અવિદ્યા સંભવતી નથી. જીવની પણ નથી, કારણ કે મન અને વાણીથી અગોચર શુદ્ધ બ્રહ્મમાં વિશેષો કલ્પવાની જીવની અવિદ્યામાં શક્તિ નથી. અવિદ્યાવાળા જીવને બ્રહ્મનું દર્શનજ થતું નથી, પરંતુ જ્ઞાનથી અવિદ્યા દૂર થાય ત્યારેજ જીવ બ્રહ્મને જૂએ છે. **'ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः'** અવિદ્યાવાળા જીવને બ્રહ્મનું દર્શનજ થતું નથી, તો તેમાં વિશેષો કેમ કલ્પી શકે ? ઉપર કહી તે શ્રુતિમાં ભેદનું નિરૂપણ હોવાથી વિષય આવિદ્યકજ છે, અને **'निष्कलम्'** પદ બ્રહ્મનું વાસ્તવરૂપ વર્ણવે છે એમ પણ ન કહેવાય; કારણ કે એમ હોય તો નિર્વિશેષ બ્રહ્મનું દર્શન સંભવેજ નહિ, અને તેથી તેના દર્શનનો બોધ કરનાર **'ब्रह्म वेद ब्रह्मैव भवति'** **'तस्मिन्दृष्टे परावरे'** વિગેરે સર્વ શ્રુતિઓ તથા સ્મૃતિઓનો ઉપપ્લવ થાય. વળી **'निष्कलम्'** વાસ્તવ રૂપ છે એમ કહોછો ત્યારે વાસ્તવ એટલે શું ? અને અવાસ્તવ એટલે શું ? વસ્તુનો સ્વાભાવિક ધર્મ વાસ્તવ અને આગન્તુક અવાસ્તવ એમ ન કહેવાય, કારણકે એમ હોય તો ઘટનો આકાર પણ અવાસ્તવ થઇ જાય, અને કુલાલે દંડ વિગેરેથી ઉત્પન્ન કરેલો ગણાય નહિ. વસ્તુતઃ બ્રહ્મના સર્વ ધર્મ વાસ્તવ છે. **'पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानक्रियाबलं च'** શ્રુતિ પણ બ્રહ્મની સર્વ શક્તિઓ સ્વાભાવિક છે એમ કહે છે. આ શ્રુતિમાં વિવિધ અનેક પ્રકારની શક્તિઓ વર્ણવેલી છે, તોપણ શક્તિના સ્વરૂપનો વિચાર કરતાં તે બ્રહ્મના સ્વરૂપથી ભિન્ન નથી એમ જણાવવા **'शक्तिः'** એમ એકવચનનો પ્રયોગ કરેલો છે. તેથી જેમ શ્રુતિના બલથી **'अस्य'** એમ ષષ્ઠી વિભક્તિથી

ભેદનો નિર્દેશ કરેલો હોવાથી ધર્મરૂપ, જ્ઞાન વિગેરે સ્વાભાવિક સ્વરૂપભૂત શક્તિઓનો અંગીકાર થાય છે, તેમજ '**सर्वतः पाणिपादान्तं**' વિગેરે શ્રુતિ સ્મૃતિઓના બલથી સ્વરૂપભૂત આનંદમાત્ર કર, પાદ, મુખ, ઉદર વિગેરેનો પણ અંગીકાર કરવો જોઇએ. આ સર્વ આવિદ્યક હોય તો બ્રહ્મના પ્રસાદથી તેમનું દર્શન વિગેરે થાય છે એમ ન કહેવાય, અને એના દર્શન માટે તપસ્યા વિગેરે સાધનો કોઇ કરે નહિ. વળી વિશેષો સર્વ કલ્પેલા હોય તો વ્યાસજી સમન્વયપ્રતિજ્ઞા કરી આદિત્યની અંદરના હિરણ્મય પુરૂષ, આકાશ, પ્રાણ, જ્યોતિ વિગેરે બ્રહ્મ છે એમ કહે નહિ, કારણ કે આ સર્વ સવિશેષ હોવાથી અબ્રહ્મજ ગણાય. વિશેષો કલ્પિત હોય તો વ્યાસજી આ સર્વ બ્રહ્મ નથી એમ કહેત, અને સમન્વય પ્રતિજ્ઞાજ ન કરત. વળી વ્યાસજીએ બ્રહ્મજિજ્ઞાસાની પ્રતિજ્ઞા કરી. જે સવિશેષોનું નિરૂપણ કર્યું છે તે બ્રહ્મ નથી પરંતુ કલ્પિત છે એમ કહીએ, તો વ્યાસજીની પ્રતિજ્ઞાની હાનિ થઈ જાય. બ્રહ્મ એકરસ છે, પરંતુ સવિશેષ અનેકરસ છે તેથી બ્રહ્મ સવિશેષ હોઇ શકે નહિ એમ ન કહેવાય, કારણકે ધર્મિ બ્રહ્મનું જ્ઞાન કરાવનાર પ્રમાણ વેદજ '**सर्वकामः सर्वगन्धः सर्वरसः**' એમ કહે છે. '**सर्वतः पाणिपादान्तं सर्वतोऽक्षिशिरोमुखम्**' વિગેરેથી ભગવાનજ પોતાનું સ્વરૂપ કહે છે. અહિં '**अन्त**' પદથી કર, ચરણ વિગેરેના અવચ્છેદ કહેલા છે. તેથી સર્વ સ્થલે ભગવાનના કર, ચરણ વિગેરેના અવચ્છેદ છે. તેથીજ પૌગંડલીલાસમયે જેટલું સ્વરૂપ હતું તેટલુંજ તેજ સ્વરૂપ બાલ્યાવસ્થામાં પૂતનાને મુક્તિનું દાન કર્યું ત્યારે પણ હતું, કારણકે ભગવાનના સર્વરૂપ નિત્ય છે. માત્ર ક્રમથી ભિન્ન ભિન્ન રૂપનો આવિર્ભાવ થાય છે. તેથીજ ભક્તો બાલ્યાવસ્થામાં કર વિગેરે થોડા પ્રદેશમાં અર્થાત્ નાના જૂએ છે, અને પૌગંડાવસ્થામાં અધિક અથવા મોટા જૂએ છે. આ પણ શુદ્ધ બ્રહ્મજ છે એમ '**तोकेन जीवहरणम्...**' વિગેરેથી બ્રહ્માએજ શ્રીમદ્ભાગવત દ્વિતીય સ્કંધમાં કહેલું છે. દશમ સ્કંધમાં દામોદરલીલાના પ્રસ્તાવમાં પણ '**न चान्तर्न बहिः**' વિગેરેથી શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે એમ નિરૂપણ કરેલું છે. તેથી બ્રહ્મ વિરૂદ્ધ ધર્મનો આશ્રય છે એવોજ શ્રુતિનો અભિપ્રાય છે.

વિશેષોનું નિરૂપણ માત્ર ઉપાસના માટે કરેલું છે એમ તમે કહ્યું તે પણ યોગ્ય નથી, કારણકે એમ હોય તો બ્રહ્મની માત્ર એવી ભાવના કરવામાં આવે છે, પરંતુ વસ્તુતઃ બ્રહ્મ એવું નથી એમ કહેવું જોઇએ. પરંતુ બ્રહ્મ વસ્તુતઃ જેવું હોય તેવાનીજ ઉપાસના કરવી જોઇએ. અન્ય પ્રકારની ઉપાસના કરવાથી '**योऽन्यथा सन्तमात्मानमन्यथा प्रतिपद्यते। किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा**' શ્રુતિથી દોષજ પ્રાપ્ત થાય. તેથી સવિશેષજ બ્રહ્મ છે એમ માનવું જોઇએ. તેથી કર, ચરણ વિગેરે વિશેષો કલ્પિત નથી પરંતુ અલૌકિકજ છે, અને બ્રહ્મ સર્વ વિરૂદ્ધ ધર્મનો આશ્રય છે. આમ માનવામાં ગૌરવ નથી, કારણ કે શ્રુતિજ એવો ઉપદેશ કરે છે. આપણી બુદ્ધિથી આ પ્રમાણે કલ્પ્યું હોય તો ગૌરવ થાય, પરંતુ શ્રુતિ કહે તે પ્રમાણે માનવામાં ગૌરવ દોષ નથી. શ્રુતિના બોધમાં પણ એ દોષ આવે તો બ્રહ્મ માનવાથી પણ ગૌરવ દોષ થાય, તેથી તે પણ ન માનો અને શૂન્યવાદનો અંગીકાર કરો.

શ્રુતિ ધર્મોનો નિષેધ પણ કરે છે, તેથી બ્રહ્મ નિર્ધર્મકજ છે એમ પણ કહેવાય નહિ, કારણ કે શ્રુતિ પોતે જે ધર્મોનું નિરૂપણ કર્યું છે તેનો નિષેધ કરતી નથી. પરંતુ બ્રહ્મધર્મો

પ્રાકૃત છે એવી શંકા થાય તે દૂર કરવા પ્રપંચના ધર્મોનો બ્રહ્મમાં નિષેધ કરે છે. જો બ્રહ્મમાં ન હોય તેવાજ ધર્મોનું તેમાં શ્રુતિ પ્રતિપાદન કરતી હોય તો તે પ્રતારક ગણાય, અને અપ્રમાણ થઇ જાય. શ્રુતિએ બ્રહ્મમાં નિરૂપણ કરેલા ધર્મો પણ લૌકિકજ છે એમ ન કહેવાય, કારણ કે એકજ પદાર્થમાં સર્વતઃ પાણિપાદાન્તત્વ, સર્વેશિતૃત્વ વિગેરે ધર્મો કદાપિ લોકમાં દેખાતા નથી. વળી વિશેષો કલ્પિત હોય, અને સવિશેષ બ્રહ્મ ન હોય તો સૂત્રમાં વ્યાસજીએ વિશેષોનો પરસ્પર અવિરોધ સિદ્ધ કરેલો છે તે સર્વ નિરર્થક થાય, કારણ કે જેનો નિષેધ કરવાનો છે તેમાં વિરોધ હોય કે અવિરોધ હોય તેનું કાંઇ પ્રયોજન નથી. 'अरूपवदेवहि तत्प्रधानत्वात्' સૂત્ર બ્રહ્મ નિર્વિશેષ છે એવો ઉપદેશ કરતું નથી, પરંતુ સાકાર શ્રુતિઓ પણ બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે એમ કહે છે. રૂપ, અર્થાત્ નિરૂપણ અથવા વ્યવહાર જેનો છે તે રૂપ એટલે સર્વ વ્યવહારના વિષયપણું. તે જેમાં છે તે રૂપવત્ અર્થાત્ વિશ્વ. બ્રહ્મ અરૂપવત્ છે અર્થાત્ રૂપવત્ વિશ્વથી વિલક્ષણ છે. અથવા રૂપ, અથવા વ્યવહાર જેનાથી થાય છે તે રૂપ અર્થાત્ કર, ચરણ વિગેરે. જેમ લોકમાં કર, ચરણ તેમના અભિમાની ધર્મીથી ભિન્ન છે તેમ બ્રહ્મમાં નથી, પરંતુ ભેદ નહિ હોવાથી કર, ચરણ વિગેરે પણ બ્રહ્મજ છે. તેથી લૌકિક પેઠે રૂપવત્ અર્થાત્ કર ચરણ વિગેરેથી ભિન્ન તેઓના અભિમાની તરીકે બ્રહ્મનું નિરૂપણ કરેલું નથી, પરંતુ કર, ચરણ વિગેરેથી પણ બ્રહ્મના રૂપનુંજ નિરૂપણ કરેલું છે. કર, ચરણ વિગેરે બ્રહ્મથી ભિન્ન નથી, પણ બ્રહ્મરૂપજ છે એમ કેમ જણાય તે દર્શાવવા 'तत्प्रधानत्वात्' હેતુ યોજેલો છે. સર્વ વેદાન્તો પ્રધાનતાથી બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે, તેથી કર, ચરણ વિગેરે બ્રહ્મસ્વરૂપથી ભિન્ન નથી. 'प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति' સૂત્ર પણ બ્રહ્મ નિર્વિશેષ છે એવો ઉપદેશ કરતું નથી, પરંતુ પ્રકૃત અથવા લૌકિક ઐતાવત્ત્વ અર્થાત્ આટલાપણું અથવા ગુણો તેનોજ નિષેધ કરે છે. પોતે કહેલા સર્વેશિતૃત્વ વિગેરે ગુણોનો શ્રુતિ નિષેધ કરતી નથી. બ્રહ્મમાં શ્રુતિએ કહેલાં મૂત અને અમૂર્ત રૂપો સર્વતઃ પાણિપાદાન્તત્વ વિગેરે છે, પરંતુ તે બ્રહ્મના રૂપ છે એમ જાણવા નહિ, પણ બ્રહ્મજ છે એમ જાણવા. 'ततो ब्रवीति च भूयः' બ્રહ્મમાં શ્રુતિએ કહેલાં રૂપો છે એવો નિર્ણય છે એમ કહેવા યોજેલું છે. શ્રુતિ બ્રહ્મમાં ધર્મનો નિષેધ કરી પછી તરતજ તેનું નિરૂપણ કરે છે, તેથી શ્રુતિએ કહેલા ધર્મો બ્રહ્મમાં છે. તેથી નિર્વિશેષ અને સવિશેષ શ્રુતિઓમાં વિરોધ નથી, અને બ્રહ્મ પ્રાપંચિક ધર્મરહિત સહજ અનન્ત ધર્મવાળું છે એમ સિદ્ધ થાય છે. 'न तत्र सूर्यो भाति' વિગેરે શ્રુતિથી બ્રહ્મ દશ્ય નથી તેથી સવિશેષ બ્રહ્મ હોઇ શકે નહિ, એમ કહ્યું તે પણ યોગ્ય નથી, કારણકે 'कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षत' વિગેરે શ્રુતિઓ બ્રહ્મને દશ્ય પણ કહે છે. તેથી ઉભય પ્રકારની શ્રુતિના અવિરોધ માટે ઇંદ્રિયોના સામર્થ્યથી બ્રહ્મ દશ્ય નથી, પરંતુ ભગવાનના અનુગ્રહથી દશ્ય છે એમ માનવું. 'अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम्' સૂત્ર સૂત્રકારે પણ આજ અર્થમાં યોજેલું છે. તેથી અવતારદશામાં પણ સર્વનું ભગવદ્દર્શન કરવાનું સામર્થ્ય નથી, પરંતુ 'સર્વ મારા દર્શન કરો' એવી ભગવાનની સાધારણ ઇચ્છાથી સર્વ તેમના દર્શન કરે છે, પરંતુ ભકતો માટે ભગવાનનો પ્રાદુર્ભાવ હોવાથી તેઓ ભક્તિથીજ દર્શન કરે છે. લીલા માટે ભગવાન્ પણ અલૌકિક તેજ દર્શાવતા નથી અને લૌકિકનું અનુકરણ કરે છે.

બ્રહ્મ રૂપરહિત હોવાથી બ્રહ્મનું દર્શન ચાક્ષુષ નથી પરંતુ દર્શનનો અર્થ જ્ઞાનજ છે, એમ પણ કહેવાય નહિ, કારણકે '**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप**' સ્મૃતિથી જ્ઞાન દર્શન અને પ્રવેશ ભિન્ન ભિન્નજ છે. રાસ વિગેરે વ્યવહાર પ્રમાણુસિદ્ધ છે, તેથી ત્યાં પ્રસિદ્ધ કામ, રમણની ઇચ્છા, રમણ વિગેરે સર્વ શુદ્ધ બ્રહ્મનાજ ધર્મ છે એમ જાણવું. બ્રહ્મમાં સહજ અનંત શક્તિઓ હોવાથી આ સર્વ યોગ્યજ છે. તેથી કામ સમયે અકામ પણ છે. પ્રિયાના વિપ્રયોગથી ખિન્ન થવા છતાં પરમાન્દરૂપ છે. શ્રુતિજ આવા વિરૂદ્ધ ધર્મોનું પ્રતિપાદન કરે છે, તેથી તેમાં શંકા કરવી ઉચિત નથી. એકજ પદાર્થ વિરૂદ્ધ સર્વ ધર્મનો આશ્રય લોકમાં નથી તેથી બ્રહ્મ તેવું હોઇ શકે નહિ એમ ન કહેવાય, કારણકે લોકમાં નિર્ધર્મક પણ કોઇ પદાર્થ નથી તેથી બ્રહ્મને તમે નિર્વિશેષ પણ કહી શકો નહિ. વળી ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રમાં વિરૂદ્ધ ધર્મનું નિરૂપણ મૃત્સ્નાભક્ષણ પ્રસંગે તથા દામોદરલીલાના પ્રસ્તાવમાં કહેલું છે.

માયાથી ભગવાન્ વિરૂદ્ધ ધર્મો દર્શાવે છે એમ કહો તો માયા કેવી છે? માયા એટલે ભગવાનનું સામર્થ્ય કહેતા હો તો ઇષ્ટજ છે, પરંતુ પોતાના સામર્થ્યથી ભગવાન્ ન હોય તે દર્શાવે છે એમ કહેવાય નહિ. માત્ર અસુરોનેજ ભગવાન્ તેવું દર્શાવે છે, કારણ કે તેઓનોજ તેમને મોહ કરવો છે. માયા બ્રહ્મથી ભિન્ન અસદ્રૂપ અસત્કાર્ય કરનારી છે એમ ન કહેવાય, કારણ કે એમ હોય તો તે સ્વતન્ત્રતાથી કાર્ય કરે કે બ્રહ્મને અધીન રહીને? જડ હોવાથી સ્વતન્ત્રતાથી કાર્ય કરે નહિ. બ્રહ્મને અધીન રહી કાર્ય કરતી હોય તો સુતારના વાંસલા પેઠે કરણ ગણાય. સહજ અનન્ત શક્તિવાળા ભગવાનને એવા કરણની અપેક્ષા નથી.

કામ વિગેરે લીલા માત્ર અનુકરણ હોવાથી પ્રિયાવિપ્રયોગ, તેથી થતો કલેશ વિગેરે ભગવાનમાં આવવાથી ભગવાનના પૂર્ણત્વનો ભંગ થાય એમ પણ કહેવાય નહિ, કારણ કે તેથી પૂર્ણત્વનો ભંગ થતો નથી એમ પ્રાદેશમાત્ર ભગવાનનું અભિવિમાનિત્વ નિરૂપણ કરી શ્રુતિ કહે છે. વસ્તુતઃ લીલા માત્ર અનુકરણ નથી. '**सर्वकामः सर्वरसः**' શ્રુતિથી ભગવાન્ સર્વરસરૂપ અને સર્વરસભોક્તા છે. રસમાં શૃંગારરસ મુખ્ય છે, અને તે રતિ નામના સ્થાયિભાવરૂપ છે. તેથી ભગવાન્ શૃંગારરસાત્મક અને શૃંગારરસભોક્તા છે. તેથી રસની જેટલી મર્યાદા છે તે સર્વ ભગવાનમાં છે. એમ ન હોય તો ભગવાનના રસરૂપત્વની હાનિ થાય. જો લીલા માત્ર અનુકરણ હોય તો તેથી ભગવાનને તેમજ ગોપિકાઓને રસ પ્રાપ્ત થાય નહિ. અન્યોન્ય રસનો આવિર્ભાવ થાય નહિ તો ત્યાં રસજ નથી એવી રસશાસ્ત્રની મર્યાદા છે. તેથી ભગવાન્ શૃંગારરસસ્વરૂપ હોવાથી પ્રિયાવિપ્રયોગ અને તેના સર્વ કાર્ય ત્યાં છે, માત્ર અનુકરણ નથી. આથી બ્રહ્મત્વની ક્ષતિ થતી નથી, પરંતુ વિરૂદ્ધ સર્વ ધર્મ ઠરવાથી બ્રહ્મત્વ સિદ્ધ થાય છે. બ્રહ્મધર્મોમાં વિરોધ પણ નથી, કારણ કે શ્રુતિ અને ભક્તોના અનુભવથી તે સિદ્ધ થાય છે. આત્મારામત્વ વિગેરે ગુણોજ બ્રહ્મમાં છે અન્ય નથી, એમ હઠથી માનો તોપણ ભક્તોપર અતિશય અનુગ્રહ હોવાથી સ્વરૂપમર્યાદાનો ત્યાગ કરી, ભક્તોને અધીન થઇ, તેઓની ઇચ્છા પ્રમાણે લીલા કરતાં ભગવાન્ સર્વભાવ ધારણ કરે છે. આજ ભગવાનનું પુષ્ટિરૂપ છે, તે ભગવાને પોતે દુર્વાસાને કહેલું છે.

અત્ર ભગવાનને શરીર છે એ સિદ્ધાંત સહન ન થવાથી નૈય્યાયિક પૂર્વપક્ષ કરે છે. ભગવાનને જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન વિના કોઇ પણ ધર્મ નહિ હોવાથી શરીર નથી, પરંતુ

કાર્ય કરવા જીવના અદષ્ટથી પ્રાપ્ત થએલા શરીરમાં ભગવાન્ ભૂતાવેશન્યાયથી પ્રવેશ કરે છે, તે શરીરમાં કાર્ય કરે છે, અને પછી તે શરીરનો ત્યાગ કરે છે.

આ નૈય્યાયિકનો મત પણ યોગ્ય નથી, કારણ કે જગત્કર્તા ઈશ્વર છે તેથી તેને જગતના ઉપાદાનનું ગોચર અને અપરોક્ષ જ્ઞાન છે એમ તેઓ માને છે. જેમ લોકમાં કર્તાને કાર્યના ઉપાદાનનું ગોચર અને અપરોક્ષ જ્ઞાન હોવાથી ઈશ્વરમાં એવું જ્ઞાન તેઓ માને છે, તેજ પ્રમાણે લોકમાં શરીરીજ કર્તા હોવાથી ઈશ્વરને પણ શરીર છે એમ તેમણે સ્વીકારવુંજ જોઇએ. જ્ઞાન પેઠે શરીર પણ અન્વયવ્યતિરેકથી સિદ્ધ થાય છે. કુલાલ વિગેરે જેઓ કર્તા છે તેમને શરીર છે. મુક્ત જીવો વિગેરે જેઓને શરીર નથી તેઓ કર્તા નથી. એ પ્રમાણે અન્વય અને વ્યતિરેકથી સિદ્ધ થતું શરીર અવશ્ય માનવું જોઇએ. નહિતો ઇચ્છા, જ્ઞાન વિગેરે પણ સિદ્ધ થાય નહિ. શરીર પરિચ્છિન્ન હોવાથી એક સાથે સર્વ દેશમાં કાર્ય કરી શકે નહિ એમ પણ કહેવાય નહિ, કારણ કે અન્યથાનુપપત્તિથી સિદ્ધ થતું શરીર એ દોષ દૂર થાય તેવુંજ સિદ્ધ થાય.

શરીર મહત્ અને ઉદ્ભૂતરૂપવાળું હોવાથી ચાક્ષુષ થવું જોઇએ એ દોષ પણ નથી, કારણ કે ઇંદ્ર વિગેરે દેવોના શરીર પણ અચાક્ષુષ છે તો ભગવાનનું શરીર તેવું હોય તેમાં આશ્ચર્ય શું ?

બ્રહ્મના ધર્મો **'एकमेवाद्वितीयम्'** શ્રુતિને લીધે બ્રહ્મથી ભિન્ન નથી. તેમજ અભિન્ન પણ નથી, કારણ કે અભિન્ન હોય તો તે બ્રહ્મજ ગણાય, ધર્મ ગણાયજ નહિ. તેથી એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાન થાય એ પ્રતિજ્ઞાની ઉપપત્તિ માટે બ્રહ્મધર્મો બ્રહ્મના કાર્યોજ છે, અને બ્રહ્મ સર્વ કલ્પના રહિત નિર્વિશેષ છે એવી શંકા કરવી નહિ. સૂર્યનો પ્રકાશ સૂર્યથી વિચ્છેદ વિના દેખાય છે તેથી સૂર્ય નથી એમ કહેવાય નહિ. વળી તે સૂર્યનોજ છે અને તેથી ભિન્ન છે એમ દેખાય છે તેથી તે તેનો ધર્મ પણ છે. તેજ પ્રમાણે બ્રહ્મના ધર્મો પણ ઉભય પ્રકારની શ્રુતિના બલથી બ્રહ્મથી ભિન્ન અને અભિન્ન પણ છે એમ માનવું જોઇએ. તેથીજ સૂત્રકાર પણ **'प्रकाशाश्रयवद्वा तेजस्त्वात्'** સૂત્ર યોજે છે. **'अणिमाद्यैर्महिमाभिः...'** વિગેરે વાક્યોથી બ્રહ્મધર્મો સચ્ચિદાનંદરૂપ છે. લીલા પણ એવો બ્રહ્મનો ધર્મ હોવાથી નિત્યજ માનવી.

**લીલાનું નિત્યત્વ.**

લીલાને ગિરિ, કાનન, યમુનાપુલિન, પશુ, પક્ષિ વિગેરે અનિત્ય પદાર્થોનો સંબંધ હોવાથી તે નિત્ય હોઇ શકે નહિ એવી શંકા કરવી નહિ, કારણ કે લીલાનું નિત્યત્વ પણ પ્રમાણથીજ સિદ્ધ થાય છે. (૧) **'जयति जननिवासो देवकीजन्मवादः......'** પૃ૦ ૧૮૪. આ શ્લોકમાં **अस्यन्, वर्धयन्**, વિગેરે ચાલુ વર્તમાનકાલના રૂપનો પ્રયોગ કરી લીલા આ વાક્ય લખાયું ત્યારે પણ હતી એમ દર્શાવેલું છે. આ વાક્ય લખાયું ત્યારે લીલા થઇ ચુકી એવી સર્વની પ્રતીતિ હતી, છતાં તે સમયે લીલા હતી એમ આ વાક્યથી સિદ્ધ થાય છે. આ લીલા નિત્ય હોય તોજ ઘટે. (૨) શ્રીમદ્ભાગવતના દશમસ્કંધમાં નામકરણના પ્રસ્તાવમાં સર્વજ્ઞ ગર્ગાચાર્યજી **'बहूनि सन्ति नामानि...'** (પૃ૦ ૧૮૭) કહે છે. અહિં પણ બહુ નામો અને રૂપો **'सन्ति'** છે એમ કહેલું છે. તે પણ ગુણ અને કર્મને અનુરૂપ

અથવા તે સમયને યોગ્ય આકાર તથા ક્રિયાવાળા છે. ગુણ અને કર્મ ન હોય ત્યારે પણ ઉપચારથી નામ કહેવાય એમ નથી, કારણ કે નામ ઉપચારથી પડે નહિ, મુખ્યવૃત્તિથીજ હોય. તારા સુતના બહુ નામ અને રૂપો 'છે', એમ કહેલું હોવાથી 'નન્દસુત' એ નામ પણ અનાદિ છે. ગર્ગાચાર્યનો પણ નામકરણ લીલામાં સમાવેશ થએલો હોવાથી તે પણ અનાદિ છે. લીલા નિત્ય હોવાથી પૂર્વસિદ્ધજ લીલાનો ક્રમે ક્રમે ભગવાનની ઇચ્છાથી આવિર્ભાવ થાય છે એમ માનવાથી કાંઇ અનુપપત્તિ રહેતી નથી. સર્વ લીલા નિત્ય હોવાથી સર્વ કાલે છે. પરંતુ ભગવાનની ઇચ્છા જે લીલાનો જે સમયે આવિર્ભાવ કરવાની હોય તે સમયે તે લીલાનો આવિર્ભાવ હોય છે, અન્ય સર્વ લીલાનો તિરોભાવ રહે છે. (૩) ઋગ્વેદમાં પણ '**ता वां वास्तून्युष्मसि...**' પૃ૦ ૧૯૨ મંત્ર છે. (૪) તૈત્તિરીયકમાં પણ '**ते ते धामान्युष्मसि**' પૃ૦ ૧૯૩ મંત્ર છે. આ મંત્રોમાં ભગવાનનું સ્થાન શ્રીગોકુલ '**अवभाति**' 'પ્રકાશે છે' એમ નિત્ય વેદ કહે છે. નિત્ય વેદ આ પ્રમાણે વર્તમાનકાલમાં પ્રયોગ કરે છે તેથી ભગવાનની લીલાનું સ્થાન શ્રીગોકુલ પણ નિત્ય છે એમ સિદ્ધ થાય છે. (૫) '**विष्णोः कर्माणि पश्यत...**' (૬) '**तद्विष्णोः परमं पदम्...**' પૃ૦ ૧૯૪ મંત્રો છે. આ પ્રથમ મંત્રમાં જે વિષ્ણુના પદનું નિરૂપણ કર્યું તેનો '**तद्विष्णोः परमं पदम्**' એમ અનુવાદ કરી, તે નિત્ય છે એમ '**सदा पश्यन्ति सूरयः**' થી કહેલું છે. સૂરિ એટલે વિદ્વાન્, શબ્દબ્રહ્મ તથા પરબ્રહ્મ જાણનાર. આવું જ્ઞાન ભક્તિથીજ થાય છે, તેથી સૂરિનો અર્થ ભક્તો છે. તેથી કાલિન્દી, ગિરિ વિગેરેવાળું હોવાથી મહત્ અને ઉદ્ભૂતરૂપવાળું હોવા છતાં ભગવાનનું રૂપ માત્ર ભક્તોજ જૂએ છે. '**दिवीव चक्षुराततम्**' દૃષ્ટાન્તથી અન્ય કેમ જોઇ શકતા નથી એવી શંકાનો નિરાસ કરે છે. સ્વર્ગમાં માત્ર સુખજ છે. તે સ્વર્ગમાં રહેનારજ જોઇ શકે છે અન્ય કોઈ જોઇ શકતા નથી, તે પ્રમાણે આ પણ માત્ર ભક્તોજ જોઇ શકે છે.

(૭) '**तद्विप्रासो विपण्यवः...**' પૃ. ૨૦૧ (૮) '**अथ यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं**' પૃ૦ ૨૦૨. અહિં 'પુર' શબ્દથી ભગવાનનું લીલાસ્થાન શ્રીગોકુલ, મથુરા વિગેરે કહેલું છે. વસ્તુતઃ તેને જરા અથવા નાશ નથી, પરંતુ તેની જરા અથવા નાશથી તેના આશ્રિતનો નાશ થાય એવો પૂર્વપક્ષ કરી, તેને જરા વિગેરેની સંભાવનાજ નથી એવો ઉપદેશ કરવા '**यत एतत्सत्यं ब्रह्मपुरम्**' કહેલું છે. (૮) બૃહદ્વામનપુરાણમાં ભૃગુ વિગેરે પ્રતિ બ્રહ્માના વાક્યો છે. તેમાં પણ વ્યાપિવૈકુંઠ નામનો બ્રહ્માનંદમય લોક નિર્ગુણ, અનાદિ અને અનન્ત છે એમ કહેલું છે. શ્રુતિઓએ પોતે જેને બ્રહ્મ કહે છે તે પર, વાણી અને મનથી અગોચર, નિર્ગુણ, આનંદમાત્ર રૂપ દર્શાવવા પ્રાર્થના કરી, ત્યારે કાલિન્દી, વૃંદાવન ગોવર્દ્ધન સહિત ભગવાને પોતાનું સ્વરૂપ દર્શાવ્યું. તેથી ભગવાનનું સર્વવેદાન્તપ્રત્યય રૂપ આજ છે, અને તે નિત્યજ છે એમ કાંઇ પણ સંશય વિના સિદ્ધ થાય છે. (૯) '**जज्ञान एव व्यबाधत**' પૃ. ૨૦૭ ઋગ્વેદમંત્ર પણ ભગવાનની લીલાનું નિરૂપણ કરે છે. (૧૦) વળી દશમસ્કંધમાં કાત્યાયનીના અર્ચન પછી, ભગવાન્ વ્રજકુમારીઓને '**मयेमा रंस्यथ क्षपाः**' એમ વરદાન કરે છે. અહિં પણ 'આ રાત્રિઓ' શબ્દ હોવાથી ભગવાન્ રમણની સર્વ રાત્રિઓ પોતાની સમીપ રાખી ગોપિકાઓને દર્શાવે છે. તેથી આ રમણની રાત્રિઓ પણ ભગવાને પ્રાતઃકાલે વરદાન કર્યું તે સમયે હતી. લીલા નિત્ય હોય તોજ આ સંભવે.

ભગવાનની સર્વ લીલા નિત્ય છે. પૂર્વસિદ્ધ નિત્ય લીલાનો ક્રમથી ભગવાનની ઇચ્છા પ્રમાણે આવિર્ભાવ થાય છે. આ પ્રમાણે માનવાથી કાંઇ પણ અનુપપત્તિ રહેતી નથી.

**આધુનિક ભક્તનો નિત્ય લીલા પ્રવેશ.**

સુકૃત કરનાર ભગવાનના અનુગ્રહવાળા આધુનિક ભક્તનો નિત્ય લીલામાં સમાવેશ થાય કે ન થાય? તેની સાથે ભગવાન્ જે લીલા કરે તે હવેથી કરવાની અથવા જન્ય એટલે ઉત્પત્તિવાળી હોવાથી નિત્ય હોઇ શકે નહિ તેથી, નિત્ય લીલામાં તેનો સમાવેશ થાયજ નહિ, એમ ન કહેવાય. ન્યાયશાસ્ત્રમાં ઇશ્વરનું સર્વ જ્ઞાન નિત્ય છે. તેથી ભાવી જન્ય પદાર્થનું ઇશ્વરનું જ્ઞાન પણ નિત્ય છે. તે પ્રમાણે અહિં પણ આધુનિક ભક્ત સાથે ભગવાન્ લીલા કરે તે ભગવાનની લીલા પણ નિત્યજ છે. તેથી આધુનિક ભક્તનો પણ નિત્ય લીલામાં સમાવેશ થાય છે. ધર્મિનું ગ્રહણ કરાવનાર પ્રમાણ વેદથીજ એમ સિદ્ધ થાય છે. બૃહદ્વામન કથામાં પણ 'સ્ત્રીઓ અથવા પુરૂષો ભક્તિભાવથી ભગવને હૃદયમાં ધારણ કરી શ્રુતિની ગતિ પામે છે' એમ છે. તેથી પણ આધુનિક સ્ત્રી અથવા પુરૂષ ભક્તોનો ભગવાનની નિત્ય લીલામાં સમાવેશ થાય છે. 'મારા અનુમોદનથી સત્ય થવાને યોગ્ય છે' એમ શ્રુતિઓને ભગવાને કહેલું હોવાથી, ભગવાન્ અંગીકાર કરે ત્યારે નિત્ય લીલામાં સમાવેશ થાય છે. સર્વાત્મભાવથી ભજન કરે તેનો ભગવાન્ પણ અંગીકાર કરેછેજ. **'विचक्रमे पृथिवीमेष एताम्...'** પૃ૦ ૨૧૭ ઋગ્વેદ મંત્રમાં ભગવાનના ભક્તો **ध्रुवासः** અથવા નિત્ય કહેલા છે. જીવ સ્વતઃ નિત્ય હોવાથી ભગવાનના ભક્તો નિત્ય છે એમ કહેવાનું અન્ય પ્રયોજન ન હતું, પરંતુ નિત્યલીલામાં તેઓનો સમાવેશ હોવાથીજ તેમને નિત્ય કહેલા છે.

**પ્રભાસીય લીલા માયિક છે.**

પ્રભાસીય લીલા અથવા પ્રભાસમાં ભગવાને આસુરવ્યામોહ લીલા કરી તેની સંગતિ થતી નથી એવી શંકા કરવી નહિ. ભગવાન્ સર્વ લીલા સહિત સદા પ્રકટ છે. જેમ ધર્મરક્ષા, સત્પુરૂષોની રક્ષા, ભૂભારહરણ વિગેરે ભગવાનની લીલા છે, તેમ આસુરવ્યામોહ પણ લીલા છે. મોહ માયાથી થાય છે, તેથી આસુરવ્યામોહ લીલા માયિક છે. તેથી અસુરો આ લીલાને પણ લૌકિક માને છે, અને ભગવાનને પણ લૌકિક પુરૂષ માને છે; પરંતુ દૈવી પુરૂષો તેમ માનતા નથી. અસુરોનેજ એ પ્રમાણે મોહ ઉત્પન્ન કરવા ભગવાન્ આસુરવ્યામોહ લીલા કરે છે, તેથી તેઓનેજ એવું જ્ઞાન થાય છે. શ્રીકૃષ્ણ લૌકિક પુરૂષ નથી, પરંતુ પરબ્રહ્મ છે એ મૃત્સ્નાભક્ષણ જૃંભ વિગેરે લીલાઓમાં નિરૂપણ કરેલું છે. આ પ્રમાણે ધર્મિનું ગ્રહણ કરાવનાર પ્રમાણોથી શ્રીકૃષ્ણવિગ્રહ ( શરીર ) જ બ્રહ્મ સિદ્ધ થાય છે. તેથી વિરૂદ્ધ લૌકિકત્વ વિગેરે અસત્ ધર્મોનું અસુરોને મોહ કરવાજ ભગવાન્ પ્રદર્શન કરાવે છે. આ બ્રહ્માંડપુરાણમાં ણ છે. પદ્મપુરાણમાં પણ ભગવાન્ શંકરને પાષંડ મત પ્રવર્તાવવા આજ્ઞા કરે છે ત્યાં પણ ભગવાન્ 'હું તારૂં આરાધન કરીશ' એમ શંકરને કહે છે, તે પણ અસુરોને મોહ કરવાજ; કારણકે અન્યનું આરાધન કરવું એ જીવનો ધર્મ છે, ભગવાનનો ધર્મ નથી. જેમ ઇંદ્રજાલવિદ્યામાં નટ સ્વર્ગમાં જાયછે, ત્યાં યુદ્ધમાં મૃત્યુ પામે છે, નીચે પડે છે, તેની સ્ત્રી તેની સાથે સતી થઇ બળી મરે છે એ સર્વ અનુભવ થાય છે, પરંતુ પછી નટ જીવતો આવે છે તેથી તેનો બાધ થાય છે, તેમ અહિં પણ **'अयाति जननिवासः'** વિગેરે પ્રમાણોથી ભગવાનની

પૂર્વની લીલા નિત્ય સિદ્ધ થાય છે, તેથી આસુરવ્યામોહ લીલા માત્ર **અસુરોને** દર્શાવવાજ છે એમ સિદ્ધ થાય છે. શ્રીશુકદેવજી પણ **'भूभारराजपृतना'**થી આરંભી **'संजह्रे स्वकुलं विभुः'** પર્યંત આસુરવ્યામોહ લીલાનું નિરૂપણ કરે છે. અહિં **'अस्वकुलम्'** એવો ગૂઢ પદચ્છેદ છે. તેથી જે યાદવકુલનો સંહાર થયો તે માયિક હતું એવો નિશ્ચય થાય છે.

તેથી ભગવાનની સર્વ લીલા નિત્ય છે. ભગવાન્ વિરૂદ્ધ સર્વ ધર્મના આશ્રય છે. તેથી ભગવાન્ સર્વ પ્રાકૃત દોષ રહિત છે, તથાપિ શ્રુતિસિદ્ધ જગત્કર્તૃત્વ વિગેરે સર્વ ધર્મ ભગવાનમાં છે. તેથી પ્રાકૃત ધર્મરહિત સકલ અલૌકિક ધર્મયુક્ત ભગવાનના શ્રવણ મનન નિદિધ્યાસન કરવાથી જીવ દુઃખથી મુક્ત થાય છે.

આ પ્રમાણે બ્રહ્મ નિર્વિશેષ છે કે સવિશેષ એ સંશયનો નિર્ણય કરવા ગ્રન્થનો પ્રારંભ કરી, મધ્યમાં જીવ બ્રહ્મનો અંશ છે, ભગવાનનો દાસ છે, ભક્તિથી મોક્ષ પ્રાપ્ત થાય છે, પ્રપંચ સત્ય છે, અભાવ કોઇ પદાર્થ નથી પણ વસ્તુના આવિર્ભાવ અને તિરોભાવજ થાય છે વિગેરે સર્વ સિદ્ધાન્તોનું દિગ્દર્શન કરાવી ભગવાનનું સત્ય સ્વરૂપ શ્રીમત્પ્રભુચરણે દર્શાવેલું છે. પંચતંત્રમાં જેમ એક મુખ્ય વાર્તામાંથી અન્ય વાર્તાઓ સ્વાભાવિક રીતે નીકળે છે, તેવી રીતે એક સિદ્ધાન્તનું નિરૂપણ કરતાં અન્ય સંશયો થવાથી અન્ય સર્વ મુખ્ય સિદ્ધાન્તોનું નિરૂપણ કરી, પ્રથમના મુખ્ય સિદ્ધાંતનું નિરૂપણ કરતાં આ ગ્રન્થ સમાપ્ત થાય છે. તેથી ગ્રન્થરચના પણ કેવી ઉત્તમ છે તે વાચકવર્ગના ધ્યાનમાં સહજ આવશે.

**एतेनास्मत्कुलपतिः श्रीगोपीजनवल्लभः ॥**
**प्रीतोऽस्त्वस्मासु तेनैव पूर्णता किमिहापरैः ॥**

॥ श्रीगोकुलेशो जयति ॥

# વિદ્વન્મણ્ડન

અથવા

## વિદ્વાનોનું ભૂષણ.

निजमुरलिकानादाह्वानागतव्रजसुंदरी-
निरुपमनवस्नेहाऽम्भोधेर्विचित्रतरोर्मिभिः ।
किमपि परितश्चार्द्रार्द्रोऽस्तु प्रभुः प्रकटीभवन्
प्रतियुवतिसम्भेदेनास्मद्दृशां विषयः सदा ॥१॥

પોતાના મુરલિકાના નાદથી બોલાવવાથી આવેલી વ્રજસુંદરીઓના નિરૂપમ નવિન સ્નેહરૂપી સમુદ્રના અતિવિચિત્ર (મનોરથરૂપી) તરંગોથી વર્ણન ન થઈ

---

પ્રારંભમાં શ્રીમત્પ્રભુચરણ મંગલાચરણ કરે છે. ગ્રંથ રચતાં કદાપિ વિઘ્ન આવે અને ગ્રંથ અપૂર્ણ રહે એવું ન થાય એ હેતુથી મંગલાચરણ પ્રારંભમાં કરવાનો આચાર છે. પૂર્વના દુરિતથી વિઘ્ન ઉત્પન્ન થએલાં હોય તો તેનો નાશ કરવા માટે અથવા ભવિષ્યમાં વિઘ્ન ઉત્પન્ન થાય એવો સંશય રહેવાથી મંગલાચરણ ગ્રંથના પ્રારંભમાં કરવાનો આચાર છે. અત્ર એવું કોઈ પણ કારણ નથી. 'હે ભારત, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મ પ્રસરે છે ત્યારે ત્યારે હું અવતાર લઉં છું' એ શ્રીમદ્ભગવદ્ગીતાવાક્ય પ્રમાણે શ્રીમદ્વિઠ્ઠલપ્રભુચરણ ભગવાનનો અવતાર છે. પ્રભુચરણ ભગવાનનો અવતાર હોવાથી તેમને પૂર્વના દુરિત નથી, અને સર્વજ્ઞ હોવાથી તેમને સંશય નથી, તેથી જે પ્રયોજનથી મંગલાચરણ કરવાનો આચાર છે તે પ્રયોજન અત્ર નથી. તથાપિ 'આ ગ્રંથનું અધ્યયન સંપૂર્ણ થાઓ' એમ અધ્યયન કરવા ઇચ્છનાર શિષ્યોની મંગળસિદ્ધિ માટે પ્રસંગ હોવાથી ગ્રંથારંભમાં પ્રભુચરણ મંગલાચરણ કરેછે.

પ્રભુ અમારા ચક્ષુઓનો સદા વિષય હો.

કેવા પ્રકારના પ્રભુ ચક્ષુના વિષય હો એ પ્રથમ ત્રણ પાદમાં વર્ણન કરેલું છે. 'પોતાના મુરલિકાનાદથી બોલાવવાથી આવેલી વ્રજસુંદરીઓના નિરૂપમ નવિન સ્નેહરૂપી સ-

---

વિદ્વન્મંડન શ્રીમદ્વિઠ્ઠલેશ્વરપ્રભુચરણ વિરચિત ગ્રંથ છે.

**શકે તેમ સર્વતઃ આર્દ્ર આર્દ્ર થઈ રહેલા, દરેક યુવતી સાથે સંગમ માટે પ્રકટ થતા પ્રભુ અમારા ચક્ષુઓનો સદા વિષય હો.**

---

મુદ્રના અતિ વિચિત્ર તરંગોથી વર્ણન ન થઇ શકે તેમ સર્વતઃ આર્દ્ર આર્દ્ર થઇ રહેલા ' પ્રભુ અમારા ચક્ષુઓનો વિષય હો. પ્રભુએ પોતાના મુરલિકાનાદથી ગોપિકાઓને બોલાવી છે. 'પોતાની મુરલિકાના નાદથી' નહિ, પરન્તુ ' પોતાના મુરલિકાના નાદથી' વ્રજસુંદરીને બોલાવેલી છે. 'નિજ' નો અન્વય 'નાદ' સાથે છે, 'મુરલિકા' સાથે નથી. 'નિજ' નો મુરલિકા સાથે અન્વય કરીએ તો પ્રભુની મુરલિકા લઇ અન્ય ગોપ નાદ કરે તોપણ વ્રજસુંદરીને બોલાવેલી ગણાય, પરન્તુ એમ નથી. સાક્ષાત્ પ્રભુએ કરેલો નાદ જ ગોપિકાઓના આહ્વાનનો જનક છે, અન્ય ગોપે કરેલો નાદ નહિ, એવો ભાવાર્થ છે. પ્રભુએ કરેલા મુરલિકાનાદથી વ્રજસુંદરીને આહ્વાન થયું. નાદ ગાનરૂપી હોવાથી નાદ વડે આહ્વાન સુલભ જ છે. આહ્વાન થવાથી વ્રજસુંદરીઓ આવી. આ સુંદરીઓનો ઉપમા ન આપી શકાય એવો નવિન સ્નેહ છે. 'નવિન' અર્થાત્ આધુનિક અથવા ઉત્પન્ન થએલો નહિ, પરન્તુ ' અતિવિલક્ષણ '. 'નવિન' એટલે જન્ય નહિ, પરન્તુ ઇતર કોઇ સ્થલે પ્રકટ નહિ થએલો એવો. આ સુંદરીઓનો પ્રેમ જન્ય નથી, પરન્તુ પ્રભુ પ્રતિ જેવો પ્રેમ પ્રકટ થાય છે તેવો ઇતર કોઇ સ્થલે પ્રકટ થતો નથી. આ પ્રેમ અથવા સ્નેહ એ જ ભક્તિ. શ્રીમદાચાર્યચરણ પણ તત્ત્વદીપનિબંધમાં 'સ્નેહને ભક્તિ એમ કહે છે' એમ કહે છે. આ સ્નેહ નિરૂપમ છે કારણ કે મોક્ષસુખથી પણ અધિક છે. આ સ્નેહ અથવા ભક્તિ એ જ સમુદ્ર, અર્થાત્ આ સ્નેહ અતિશય અગાધ છે. એ સમુદ્રના અતિવિચિત્ર તરંગો થાય છે. સમુદ્રમાં જેમ તરંગ થાય છે તેમ વ્રજસુંદરીઓને સ્નેહને લીધે અતિ વિચિત્ર મનોરથ ઉત્પન્ન થાય છે. આ અતિવિચિત્ર મનોરથરૂપી તરંગોથી વર્ણન ન થઇ શકે એમ પ્રભુ સર્વતઃ આર્દ્ર આર્દ્ર થઇ રહે છે. આ અતિવિચિત્ર તરંગોથી વ્રજસુંદરીઓની સંખ્યા ઘણી મોટી હોવાથી પ્રભુ સર્વતઃ આર્દ્ર થાય છે. પ્રભુ આર્દ્ર આર્દ્ર અથવા અથવા અતિશય આર્દ્ર થાય છે. આ સ્થિતિ બહુ કાલ સુધી રહેવાથી પ્રભુ અતિશય આર્દ્ર થાય છે. આ સ્થિતિ બહુ કાલ સુધી રહે છે તેથી પ્રભુની વ્રજસુંદરીપર અતિશય કૃપા છે એમ સૂચવાય છે.

વળી પ્રભુ દરેક યુવતી સાથે સંગમ માટે પ્રકટ થાય છે, અર્થાત્ જેટલી ગોપયુવતી છે તેટલાં પોતાનાં રૂપ ધારણ કરે છે. અને આ પ્રમાણે દરેક યુવતી સાથે સગમ માટે યુવતીની સંખ્યા જેટલાં રૂપ પ્રકટ થાય છે.

વ્રજસુંદરીના સ્નેહરૂપી સમુદ્રના તરંગોથી આર્દ્ર આર્દ્ર થઇ રહેલા, અને દરેક યુવતી સાથે સંગમ માટે પ્રકટ થતા પ્રભુ અમારા ચક્ષુઓનો સદા વિષય હો. આ આશીર્વાદરૂપી મંગલાચરણ છે. કારણ કે 'પ્રભુ અમારા ચક્ષુઓનો વિષય હો' એ આશિષ છે. વળી આ મંગલાચરણમાં વસ્તુનિર્દેશ અર્થાત્ ગ્રંથમાં જે વિષય આવવાનો હોય તેનું નિરૂપણ પણ છે. ભગવાનની નિત્ય લીલા ગ્રંથમાં સિદ્ધ કરવાની છે, તેનું અહિં વર્ણન કરેલું છે. મંગલાચરણ ત્રણ પ્રકારનાં છે. (૧) આશીર્વાદરૂપ (૨) નમનરૂપ (૩) વસ્તુનિર્દેશરૂપ. આ ત્રણમાંથી પ્રથમ શ્લોકમાં આશીર્વાદરૂપ અને વસ્તુનિર્દેશરૂપ મંગલાચરણ થયાં.

**पितृचरणान्नत्वाहं हरिरतिमार्गाम्बुजातमार्तण्डान् ।**
**तदनुग्रहतः किञ्चिल्लिखामि यत्नाद्यथाबुद्धि ॥ २ ॥**

હરિરતિમાર્ગરૂપી કમલના સૂર્યરૂપી પિતૃચરણુને નમન કરી, તેમના અનુગ્રહથી યત્ન કરી યથાબુદ્ધિ કાંઇક લખું છું.

**श्रुतिसूत्रादिमणिभिर्जटितं युक्तिमौक्तिकैः ।**
**ग्रथितं कुरुते विद्वन्मण्डनं विट्ठलः सुधीः ॥ ३ ॥**

શ્રુતિ સૂત્ર વિગેરે રૂપી મણિઓથી જડેલું યુક્તિરૂપી મોતીઓથી ગ્રથેલું વિદ્વન્મણ્ડન સદ્બુદ્ધિવાળા શ્રીવિઠ્ઠલ કરે છે.

આ જગતમાં વિવિધ દુઃખના તાપથી તપતા સર્વ જનના મોક્ષ માટે શ્રુતિપુરાણોમાં શ્રવણ વિગેરેનું પ્રતિપાદન કરેલું છે; અને તેમનો (શ્રવણ વિગેરેનો) વિષય બ્રહ્મજ કહેલો છે. તે (બ્રહ્મ) નિર્ધર્મક કે સધર્મક એવી જીજ્ઞાસુની શંકા થાય છે, કારણ કે તેનું ઉભયરૂપથી વર્ણન કરેલું છે.

---

હવે દ્વિતીય શ્લોકમાં પ્રભુચરણ નમનરૂપ મંગલાચરણ કરે છે.

હરિરતિમાર્ગ અર્થાત્ હરિમાં રતિ અથવા પ્રેમ જે માર્ગમાં છે તે માર્ગ, અથવા હરિની રતિ અથવા પ્રેમ જેમાં છે તે માર્ગ, તેથી હરિરતિમાર્ગનો અર્થ 'પુષ્ટિમાર્ગ' થાય છે. આ પુષ્ટિમાર્ગરૂપ કમલ છે. તેના સૂર્યરૂપ પિતૃચરણ શ્રીમદાચાર્યચરણ છે. કમલ સૂર્યથી ખીલે છે. કમલને સૂર્ય ખીલાવે છે તેમ જ પુષ્ટિમાર્ગને શ્રીમદાચાર્યચરણે પ્રકટ કર્યો છે, તેથી શ્રીમદાચાર્યચરણ આ પુષ્ટિમાર્ગરૂપી કમલને ખીલાવનાર સૂર્ય છે. સૂર્યને માટે મૂલ શ્લોકમાં માર્તણ્ડ શબ્દ છે. અંડ એટલે બ્રહ્માંડ મૃત થયું અથવા નાશ પામ્યું ત્યારે તેમાં સૂર્ય થયો, તેથી તે માર્તણ્ડ કહેવાય છે, એવી આ શબ્દની પંચમ સ્કંધમાં વ્યુત્પત્તિ છે: તેથી શ્રીમદાચાર્યચરણે ભક્તિમાર્ગનો પ્રકાશ કર્યો તે પહેલાં આ જગત્ મૃત જેવું જ હતું એવો આ માર્તણ્ડ શબ્દનો ભાવાર્થ છે. શ્રી વલ્લભાષ્ટકમાં પણ 'આપ જો આવિર્ભાવ પામ્યા ન હોત' શ્લોકમાં આ જ આશય છે. પુષ્ટિમાર્ગરૂપી કમલના સૂર્યરૂપ પિતાને (શ્રીમદાચાર્યચરણને) નમન કરી તેમની જ કૃપાથી બુદ્ધિ પ્રમાણે યત્નથી કાંઇ લખું છું. આ પ્રમાણે શ્રીમદ્વિઠ્ઠલેશ્વર પ્રભુચરણ પિતૃચરણને નમન કરી ગ્રંથ રચવાની પ્રતિજ્ઞા કરે છે.

શ્રુતિ સૂત્ર વિગેરેરૂપી મણિઓથી જડેલું વિદ્વન્મણ્ડન શ્રીમત્પ્રભુચરણ રચે છે. 'વિગેરે' શબ્દથી શ્રીમદ્ભગવદ્ગીતાનો સમાવેશ થાય છે, તેથી આ વિદ્વન્મણ્ડન શ્રુતિ અથવા વેદ, વ્યાસસૂત્ર, વ્યાસજીની સમાધિભાષા શ્રીમદ્ભાગવત અને શ્રીકૃષ્ણવાક્ય શ્રીમદ્ભગવદ્ગીતા એ પ્રમાણચતુષ્ટયવાક્યરૂપ મણિઓથી જડેલું છે. આભૂષણ મણિઓથી જડેલું હોય તોપણ મુક્તાફલથી અતિશય શોભે છે. તેથી મણિજડિત વિદ્વન્મણ્ડનમાં પણ યુક્તિરૂપી મોતી ગ્રથેલાં છે. વળી આ વિદ્વન્મણ્ડન રચનાર પણ 'શ્રીવિઠ્ઠલ' છે. '**विदा**' એટલે જ્ઞાનથી, '**ठाः**' એટલે શૂન્ય, અને '**लाति**' એટલે નાશ કરે છે અથવા દૂર કરે છે. જ્ઞાનથી શૂન્ય અર્થાત્ મૂર્ખને દૂર કરનાર એટલે તેમને જ્ઞાન આપી તેમની મૂર્ખાઇનો નાશ કરનાર એવી વિઠ્ઠલપદની વ્યુત્પત્તિ છે. શ્રીવિઠ્ઠલ જ્ઞાનનું

કારણ કે, ૧. “હવે અહીંથી નેતિ નેતિ એવો આદેશ છે” બૃ. મુ. ૨. “હાથ પગરહિત દોડનાર અને ગ્રહણ કરનાર ચક્ષુવિના જુએ છે અને કર્ણ વિના સાંભળે છે.” શ્વે. રૂ. ૩ “તેણે કહ્યું ગાર્ગિ આ તે અક્ષર છે જેને બ્રાહ્મણો અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ, અદીર્ઘ, અલોહિત, અસ્નેહ, અચ્છાય, અતમઃ, અવાયુ, અનાકાશ, અસંગસ્પર્શ, અગન્ધ, અરસ, અચક્ષુષ્ક, અશ્રોત્ર, અવાક્, અમનઃ, અતેજસ્ક, અપ્રાણુ, અમુખ, અનામ, અગોત્ર, અજર, અમર, અભય, અમૃત, અરજઃ, અશબ્દ, અવિવૃત્ત, અસંવૃત્ત, અપૂર્વ, અનપર, અનન્તર, અબાહ્ય કહે છે.

દાન કરી અજ્ઞાન દૂર કરે છે. જ્ઞાનનું દાન કરનાર શ્રીવિઠ્ઠલ આ વિદ્વન્મણ્ડન ગ્રંથ રચે છે. આ વિદ્વન્મણ્ડન અથવા વિદ્વાનોનાં ભૂષણરૂપ ગ્રંથના અધ્યયનરૂપ ધારણથી સભામાં વિજય થશે, તેથી આભૂષણ ધારણ કરવાથી વિજયરૂપી શોભા પ્રાપ્ત થશે એવો ભાવાર્થ છે.

કોઇપણ વિષયમાં સંશય હોય તેનું નિવારણ કરવા ગ્રંથ રચાય તો યોગ્ય કહેવાય. કોઇ સ્થળે સંશય ન હોય તો ગ્રંથ રચવાનું કાંઇ પણ પ્રયોજન રહે નહિ. આ ગ્રંથ પણ કોઇ સંશય દૂર કરવા રચેલો હોવો જોઇએ, નહિ તો ગ્રંથ રચવામાં કાંઇ પ્રયોજન ન હોવાથી તે નિરર્થક થઇ જાય તેથી પ્રથમ સંશય દર્શાવે છે.

આ જગતમાં વિવિધ દુઃખના તાપથી લોકો તપે છે, અનેક જન્મથી દુઃસહ દુઃખથી લોકો પીડાય છે. તેઓના મોક્ષ માટે શ્રુતિમાં અને પુરાણોમાં શ્રવણ મનન અને નિદિધ્યાસનનું પ્રતિપાદન કરવામાં આવેલું છે. આ લોકો શ્રવણ ઇત્યાદિ કરે તો તેમને મોક્ષ પ્રાપ્ત થાય અને દુઃખ નાશ પામે એમ વેદ અને પુરાણ ઉપદેશ કરે છે. આ શ્રવણ વિગેરે બ્રહ્મનાજ કરવાના કહેલાં છે. બ્રહ્મ અથવા ભગવાનનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરે તો દુઃખથી પીડાતા લોકો દુઃખથી મુક્ત થઇ મોક્ષ પ્રાપ્ત કરે. ‘આત્માનું ( પરમાત્માનું ) દર્શન કરવું શ્રવણ કરવું, મનન કરવું, અને નિદિધ્યાસન કરવું’ શ્રુતિ, અને ‘વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદન’ એ પુરાણવાક્ય એજ ઉપદેશ કરે છે. બ્રહ્મના શ્રવણ ઇત્યાદિ કરવાના છે. બ્રહ્મ ધર્મવાલું છે કે ધર્મરહિત છે, બ્રહ્મને ગુણ છે કે નથી એ સંશય થાય છે. આ સંશય દૂર કરવો એ આ ગ્રંથ રચવાનું એક પ્રયોજન છે. આ સંશય ઉત્પન્ન થવાનું કારણ એ છે કે બ્રહ્મને કેટલાક વેદવાક્યમાં નિર્ધર્મક અથવા ધર્મરહિત કહેલું છે, અને કેટલાકમાં સધર્મક કહેલું છે. તેજ પ્રમાણે કેટલાક પુરાણવાક્યમાં સધર્મક અને કેટલાકમાં નિર્ધર્મક કહેલું છે.

કઇ શ્રુતિ અને કયા પુરાણવાક્યમાં બ્રહ્મ નિર્ધર્મક કહેલું છે, અને કયાં કયાં તેને સધર્મક કહેલું છે તે જણાવે છે. પ્રથમ નિર્ધર્મક વાક્યો જણાવે છે, ૧. ‘હવે અહિથી નેતિ નેતિ એવો આદેશ છે.’ આ વાક્ય બૃહદારણ્યક ઉપનિષત્માં મૂર્તામૂર્ત બ્રાહ્મણમાં છે. આ વાક્ય પ્રપંચમાં મૂર્ત અને અમૂર્ત એવાં જે બે રૂપ છે તેનો બ્રહ્મમાં નિષેધ કરે છે. મૂર્ત અર્થાત્ અમુક પરિમાણવાળું, અમુક કદવાળું અથવા ક્રિયાવાળું. મૂર્ત નહિ તે અમૂર્ત. પ્રપંચમાં મૂર્ત અને અમૂર્ત એવાં બે રૂપ છે. અમુક પદાર્થ જેવાં કે વૃક્ષ, પશુ, મનુષ્ય વિગેરે મૂર્ત છે અને અમુક પદાર્થો જેવાં કે આકાશ, દિશા વિગેરે અમૂર્ત છે. બ્રહ્મમાં મૂર્ત અથવા અમૂર્ત રૂપ નથી એમ આ વાક્ય કહે છે. ૨. હાથ પગ રહિત દોડનાર અને ગ્રહણ કરનાર ચક્ષુવિના

કોઈ તેનો ભોગ કરતું નથી, તે કોઇનો ભોગ કરતું નથી." बृ. गा. ૪. "દિવ્ય અમૂર્ત પુરૂષ સબાહ્યાભ્યન્તર અજ છે" मु० ૫. "શરીરોમાં અશરીર, અનવસ્થમાં અવસ્થિત, મહાન્ વિભુ આત્માનું મનન કરી, ધીર શોક કરતો નથી." क. ૬. 'પ્રાણરહિત મનરહિત શુભ્ર' मु. ૭. 'આ પુરૂષ અસંગ છે' बृ. ज्यो. ઇત્યાદિ શ્રુતિઓ, અને ૧. 'આ અવ્યક્ત અચિન્ત્ય', गी० ૨. 'તે સત્ કે અસત્ કહેવાતું

જૂએ છે અને કર્ણ વિના સાંભળે છે. શ્વેતાશ્વેતર ઉપનિષત્ અધ્યાય ૩. આની પછી 'તે જાણવાનું જાણે છે, તેને જાણનાર કોઇ નથી, તેને અગ્ર મહાન્ પુરૂષ કહે છે' વાકય છે. અજ્ઞાનના સાક્ષી તરીકે જતો હોય તેમ ભાસે છે તેથી દોડનાર છે. અજ્ઞાનના સાક્ષી તરીકે ગ્રહણ કરતો હોય તેમ જણાય છે તેથી ગ્રહણ કરનાર. તેજ પ્રમાણે અજ્ઞાનના સાક્ષી તરીકે જોતો હોય અને સાંભળતો હોય તેમ ભાસે છે તેથી તે 'જૂએ છે' અને 'સાંભળે છે.' એમ ઉપદેશ છે. વસ્તુતઃ તેને પગ, હાથ, ચક્ષુઃ અથવા કર્ણ નથી તેથી તે દોડી, ગ્રહણ કરી, જોઇ અથવા સાંભળી શકે નહિ, પરંતુ અજ્ઞાનના સાક્ષી તરીકે આ કાર્ય કરતો હોય તેમ ભાસે છે તેથી તે કાર્ય કરે છે એમ લખ્યું છે. ૩, તેણે કહ્યું ગાર્ગિ આ તે અક્ષર છે જેને બ્રાહ્મણો...તે કોઇનો ભોગ કરતું નથી. બૃહદારણ્યકોપનિષત્ અધ્યાય ૨. ગાર્ગિબ્રાહ્મણ. અસ્થૂલ અર્થાત્ સ્થૂલ-થી ભિન્ન તે સ્થૂલથી ભિન્ન છે, સ્થૂલ નથી. અનાણુ અણુથી ભિન્ન. હ્રસ્વથી ભિન્ન. અદીર્ઘ દીર્ઘથી ભિન્ન. આ ચાર વિશેષણ પરિમાણ અથવા કદનો નિષેધ કરે છે. તેને પરિમાણ નથી. અલોહિત રાતું નહી તે. અલોહિત હોવાથી તે અગ્નિથી ભિન્ન છે અથવા અગ્નિ નથી, અસ્નેહ સ્નેહરહિત. સ્નેહ જલનો ગુણ છે. લોટ અથવા બીજા કોઇ પ્રકારના ભૂકામાં જલ નાખીએ તો તેના અણુઓ એકત્ર થઇ જાય છે, અને તેનો પિણ્ડ બનાવાય છે. જલના જે ગુણને લીધે આ પ્રમાણે અણુઓ એકત્ર થાય છે તેને સ્નેહ કહે છે. તે સ્નેહરહિત હોવાથી જલ નથી. અચ્છાય છાયા અથવા દીપ્તિથી ભિન્ન. અતમઃ અંધકારથી ભિન્ન. અવાયુ વાયુથી ભિન્ન. અનાકાશ આકાશથી ભિન્ન. પ્રથમ ચાર વિશેષણથી પરિમાણનો નિષેધ કર્યો, તેથી તે મૂર્ત નથી એમ સિદ્ધ થયું. વાયુ અને આકાશથી ભિન્ન હોવાથી તે અમૂર્ત દ્રવ્ય પણ નથી. અસંગ સંગથી ભિન્ન. તેને વાસના પણ નથી. અસ્પર્શ સ્પર્શથી ભિન્ન. અગંધ ગંધથી ભિન્ન. અરસ રસથી ભિન્ન. આ વિશેષણો રૂપ, રસ, ગન્ધ વિગેરે ગુણનો નિષેધ કરે છે. અચક્ષુષ્ક ચક્ષુથી ભિન્ન. અશ્રોત્ર કર્ણથી ભિન્ન. અવાક્ વાણીથી ભિન્ન. અમનઃ મનથી ભિન્ન. આ વિશેષણો તે ચક્ષુ વિગેરે ઇન્દ્રિય નથી એમ કહે છે. અતે-જસ્ક તેજ અથવા વૃત્તિરૂપ જ્ઞાનથી ભિન્ન. અપ્રાણ પ્રાણથી ભિન્ન. અમુખ મુખથી ભિન્ન. અનામ નામ અર્થાત નામથી ઉપલક્ષિત શરીરથી ભિન્ન વિગેરે. અવિવૃત્ત ખુલ્લું નહિ તે. અનન્તર અછિદ્ર. અસંવૃત્ત ઢાંકેલું નહિ તે. પ્રત્યેકનો નિષેધ કરવો અશકય હોવાથી, ભોક્તા અથવા ભોગ્ય તરીકે સર્વને ગણી તેમનો નિષેધ કરે છે. કોઇ તેનો ભોગ કરતું નથી, તે કોઇનો ભોગ કરતું નથી, અર્થાત્ તે ભોગ્ય નથી અને ભોક્તા પણ નથી. ૪. 'તે દિવ્ય અમૂર્ત પુરૂષ સબાહ્યાભ્યન્તર અજ છે' મુંડકોપનિષત્. દિવ્ય અર્થાત્ દ્યોતનવાળો અથવા દિવિ એટલે પોતામાંજ ભવઃ એટલે ઉત્પન્ન થએલો, અર્થાત્ અલૌકિક. અમૂર્ત અર્થાત્ પ્રથમ મૂર્તિથી રહિત. પુરૂષ અર્થાત્ પૂર્ણ સબાહ્યાભ્યન્તર અર્થાત્ બહારના અને અંદરના સાથે રહે

નથી' ગાં૦ ૩. 'તે દેવ અસુર મર્ત્ય કે તિર્યક્ નથી, સ્ત્રી ષણ્ઢ પુમાન્ કે જન્તુ નથી, ગુણ કે કર્મ નથી, સત્ કે અસત્ નથી. નિષેધશેષ અશેષ જય પામો' ભા૦ ઈત્યાદિ પુરાણવાક્યો નિર્વિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે. ૧. 'જેમાંથી આ ભૂતો ઉત્પન્ન થાય છે, જેનાથી ઉત્પન્ન થએલાં જીવે છે, જેમાં લય પામી તન્મય થાય છે' 'ખરે, આનન્દમાંથીજ આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે,' તૈ. ૨. 'તેણે

---

છે તે. અજ પોતાથી અન્ય કોઇ પણ નિમિત્ત નહિ હોવાથી કોઇ પણ પદાર્થમાંથી ઉત્પન્ન થતો નથી તેથી અજ, આ પદથી સર્વ ભાવવિકારનો નિષેધ થાય છે. કારણ કે સર્વ ભાવવિકાર જન્ય છે અથવા ઉત્પન્ન થાય છે, અને આ અજ અથવા અજન્ય છે. અજ પદથીજ જરા, મરણ, ભય, ક્ષય વિગેરેનો નિરાસ થાય છે. આ પ્રમાણે આ શ્રુતિનો અર્થ માયાવાદી કરે છે. સિદ્ધાન્ત પ્રમાણે અર્થ ભિન્ન છે. દિવ્ય અર્થાત્ અલૌકિક, અમૂર્ત–'આટલું' એમ પરિમાણ અથવા કદ રહિત, 'સબાહ્યાભ્યન્તર' માંથી 'સ' પદ જુદું છે. સ તે, લોક અને વેદમાં પ્રસિદ્ધ. બાહ્યાભ્યન્તર—બહાર અને અંદર રહે છે તે. ૫. શરીરોમાં અશરીર, અનવસ્થમાં અવસ્થિત મહાન્ વિભુ આત્માનું મનન કરી ધીર શોક કરતો નથી. શંકરાચાર્યના મત પ્રમાણે આનો અર્થ નીચે પ્રમાણે છે. અશરીર–સ્વરૂપથી આકાશ જેવું. શરીરોમાં–દેવ, નાનાં પ્રાણી વિગેરે રૂપોમાં. અનવસ્થ–અવસ્થા રહિત, અથવા નશ્વર પદાર્થમાં અવસ્થિત રહેલું તેથી નિત્ય અને વિકારરહિત એવો અર્થ થાય છે. મહાન્ અને વિભુ. મહત્ ( મોટું ) શબ્દ લઘુની અપેક્ષા રાખનાર હોવાથી વિભુ અર્થાત્ વ્યાપક પણ કહ્યું. પોતાનાથી ભિન્ન નથી, પોતાથી અનન્ય છે એમ દર્શાવવા 'આત્મા' શબ્દનો પ્રયોગ કર્યો છે. એવા આત્માનું મનન કરીને, 'આ હું છું' એમ જાણીને, ધીર અર્થાત્ બુદ્ધિમાન પુરૂષ શોક કરતો નથી, અર્થાત્ શોકથી મુક્ત થાય છે. સિદ્ધાન્તમાં આ જીવપ્રકરણ નથી પરંતુ બ્રહ્મપ્રકરણ છે. કારણ કે પૂર્વે 'સર્વ વેદ જેના પદનું ધ્યાન કરે છે' ઇત્યાદિ કહેલું છે. અર્થ નીચે પ્રમાણે થાય છે. અશરીર–શરીર અથવા વિશરણ, એટલે નાશ પામવાનો સ્વભાવ જેમાં નથી તે. અર્થાત્ જેના ધર્મ નિત્ય છે અથવા લૌકિક શરીર જેને નથી તે. મહાન્–સર્વ પ્રકારે મોટું, 'તેની સમાન કોઇ નથી' ઇત્યાદિ શ્રુતિમાં કહ્યા પ્રમાણે સર્વપ્રકારે મોટું. વિભુ–વ્યાપક. અનવસ્થ–અવસ્થારહિત અર્થાત્ જેનો તિરોભાવ થાય છે એવા પદાર્થોમાં, અવસ્થિત રહેલું. શંકરાચાર્યના અર્થ પ્રમાણે અશરીર, મહાન્ અને વિભુ એ ત્રણે પદ એકજ અર્થનો બોધ કરનાર હોવાથી બે પદ વ્યર્થ થાય છે. ૬. 'પ્રાણરહિત મનરહિત શુભ્ર' મુંડક ઉપનિષત્. શુભ્ર–શુદ્ધ. 'પ્રાણરહિત' આદિ પદ કરણનો નિષેધ કરે છે. ૭. 'આ પુરૂષ અસંગ છે.' બૃહદારણ્યક ઉપનિષત્ જ્યોતિર્બ્રાહ્મણ. આ જીવપ્રકરણ છે. સ્વપ્નમાં સ્ત્રીનો સંગ સ્મરણ ઇત્યાદિ થાય તેના પાપથી જીવ લેપાતો નથી, એવો અર્થ છે. આ અર્થ માયાવાદમાં અને સિદ્ધાન્તમાં તુલ્યજ છે. આ શ્રુતિઓ બ્રહ્મ નિર્ધર્મક છે એમ પ્રતિપાદન કરે છે. બ્રહ્મને નિર્ધર્મક વર્ણવનારી સ્મૃતિઓ હવે કહે છે. ૧. 'આ અવ્યક્ત અચિંત્ય' ભગવદ્ગીતા. જીવપ્રકરણમાં આ વાક્ય છે. અવ્યક્ત–અદૃશ્ય અથવા અસ્પષ્ટ; અચિંત્ય–વિચારી ન શકાય તેવો. ૨. 'તે સત્ કે અસત્ કહેવાતું નથી.' ભગવદ્ગીતા. જ્ઞેય ( બ્રહ્મ ) વિષે આ વાક્ય કહેલું છે. સત્–નામ અને રૂપથી સ્પષ્ટ થએલું. અસત્ નામ અને રૂપથી સ્પષ્ટ

વિચાર્યું તેણે 'હું બ્રહ્મ છું' એમ આત્માનેજ જોયું' **प्र.** ૩ 'સર્વને વશ રાખનાર સર્વનો ઇશાન' **बृ०** 'જે સર્વજ્ઞ સર્વશક્તિ' ૪ 'વિશ્વતઃ ચક્ષુવાળા, વિશ્વતઃ મુખવાળા, વિશ્વતઃ બાહુવાળા, વિશ્વતઃ પાદવાળા એક (જ) દેવ દ્યાવાપૃથિવીને ઉત્પન્ન કરતા બાહુવડે પતત્રવડે સંયોગ કરે છે.' **तै. श्वे.** ૫ 'સર્વકામ, સર્વગન્ધ, સર્વરસ' ઈત્યાદિ શ્રુતિઓ અને ૧ 'સર્વત્ર પાણિ અને પાદના અન્તવાળું, સર્વત્ર અક્ષિ શિરઃ અને મુખવાળું, સર્વત્ર કર્ણવાળું, લોકમાં સર્વ ઢાંકીને રહે છે' **गी.** ૧૩ 'નિર્દોષ અને પૂર્ણગુણ વિગ્રહવાળા, આત્મતંત્ર નિશ્ચેતન શરીરના ગુણવિનાના, કેવલ આનંદનાજ કર પાદ મુખ ઉદર વિગેરે વાળા અને સર્વત્ર સ્વગતભેદરહિત' **ना. पञ्च.** ઇત્યાદિ સ્મૃતિઓ સવિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે. આ બેમાંથી યોગ્ય શું છે?

નહિ થએલું. ૩. તે દેવ અસુર..........નિષેધશેષ અશેષ જય પામો. શ્રીમદ્ભાગવતમાં આઠમા સ્કંધમાં આ ગજેંદ્રનું વાક્ય છે. અહિં દેવ વિગેરેના નિષેધથી તેઓના રૂપનો નિષેધ કરેલો છે. અર્થાત્ તે દેવરૂપ, અસુરરૂપ વિગેરે નથી. 'જન્તુ નથી.' ત્રણે જાતિથી શૂન્ય સર્વ પ્રાણીઓનો નિષેધ કરેલો છે. સર્વનો નિષેધ કર્યા પછી બાકી જે રહે તે નિષેધશેષ. વળી માયાથી સર્વરૂપ પણ તેજ છે. તેથી 'નિષેધશેષ અશેષ' કહેલું છે. એવો શંકરાચાર્ય પ્રમાણે અર્થ થાય છે. સિદ્ધાન્તમાં વિરુદ્ધસર્વધર્મનો આધાર હોવાથી સર્વાત્મક છે, તેથી 'અશેષ' કહેલું છે.

એ પ્રમાણે નિર્વિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરનાર શ્રુતિ અને સ્મૃતિઓ કહી, હવે સવિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરનાર શ્રુતિ અને સ્મૃતિઓ કહે છે. ૧. 'જેમાંથી આ ભૂતો.........ઉત્પન્ન થાય છે' તૈત્તિરીય ઉપનિષત્. ભૃગુપ્રપાઠક. આ બ્રહ્મનું લક્ષણ છે. 'આ ભૂતો' અર્થાત્ બ્રહ્માથી આરંભી તૃણના તરખલાં સુધીના સર્વ પ્રાણીઓ જીવે છે–પ્રાણ ધારણ કરે છે. ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કાલમાં પણ પ્રાણીઓ બ્રહ્માત્મતાનો ત્યાગ કરતા નથી. શંકરાચાર્યના મતમાં ઉપહિત અર્થાત્ માયાની ઉપાધિવાળું બ્રહ્મ જ જગત્નું ઉપાદાન કારણ હોવાથી આ પરબ્રહ્મનું વાસ્તવિક લક્ષણ નથી, પરંતુ તટસ્થ લક્ષણ છે. સિદ્ધાન્તમાં પરબ્રહ્મ જ જગત્નું ઉપાદાન કારણ છે. જે પદાર્થની અમુક વસ્તુ બને છે તે વસ્તુનું તે પદાર્થ ઉપાદાન કારણ કહેવાય છે; જેમકે માટીનો ઘડો બને છે, તેમાં માટી ઘડાનું ઉપાદાન કારણ છે. ૨. 'તેણે વિચાર્યું......જોયું.' પ્રશ્નોપનિષત્. શંકરાચાર્યના મતમાં આ વિચારનાર 'તે' સંસારી છે. સિદ્ધાન્તમાં તે બ્રહ્મ જ છે. ૩. 'સર્વને વશ રાખનાર. સર્વનો ઇશાન' બૃહદારણ્યક ઉપનિષત્ શારીરબ્રાહ્મણ. ઇશાન રાજ કરનાર. ૪. વિશ્વતઃ ચક્ષુવાળા...સંયોગ કરે છે; તૈત્તિરીય અને શ્વેતાશ્વેતર ઉપનિષત્. બ્રહ્માથી આરંભી તૃણના તરખલાં સુધીના સર્વના ચક્ષુ જેના છે તે વિશ્વતઃ ચક્ષુવાળા. આગળ પણ એ જ પ્રમાણે અર્થ કરવો. ચક્ષુ; વિગેરે પદ સર્વ ઇંદ્રિયોના ઉપલક્ષક છે, સર્વ ઇંદ્રિયો માટે આ પદો યોજેલાં છે. પતત્ર પતનના સાધન, (અ) પગો અને (આ) પાંખો. ૫. 'સર્વકામ સર્વગંધ સર્વરસ' છાંદોગ્ય ઉપનિષત્ શાંડિલ્યવિદ્યા. આ શ્રુતિઓ બ્રહ્મને સવિશેષ કહે છે. વળી સવિશેષ બ્રહ્મનું

## પૂર્વપક્ષઃ—(બ્રહ્મ) નિર્વિશેષજ (છે) (એ યોગ્ય છે)

—કેમ ?—उपजीव्यत्वतः श्रौतवाक्यैश्चान्यपरत्वतः ।
अन्तरङ्गत्वतश्चापि निर्विशेषं निरूप्यते ॥

પ્રતિપાદન કરનારી સ્મૃતિઓ પણ છે. ૧ 'સર્વત્ર પાણિ અને પાદનાં અંતવાળું......સર્વ ઢાંકીને રહે છે.' ભગવદ્ગીતા અધ્યાય ૧૩.૨. 'નિર્દોષ અને પૂર્ણ ગુણ વિગ્રહવાળા...સ્વગતભેદ રહિત' નારદપંચરાત્ર.

આ ગ્રંથના પ્રારંભમાં બ્રહ્મસ્વરૂપનો વિચાર આરંભ્યો છે. વિચાર કરવામાં ચાર વસ્તુની અપેક્ષા છે. ૧. વિષય અથવા જે વાતનો વિચાર કરવાનો હોય તે. અહિં વિષય બ્રહ્મ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ છે એમ પ્રથમ કહેલું છે. ૨. વિશય અથવા સંશય. અહિં બ્રહ્મ નિર્વિશેષ છે કે સવિશેષ છે એ સંશય છે એમ પણ કહેલું છે. આ સંશયનું મૂલ ઉભય પ્રકારની શ્રુતિ અને સ્મૃતિ છે એમ કહી, ઉભય પ્રકારની શ્રુતિ અને સ્મૃતિ કહી. હવે આ બેમાંથી યોગ્ય શું છે એમ પ્રશ્ન કરી, ઉત્તરમાં પ્રથમ પૂર્વપક્ષ કરે છે. ૩. પૂર્વપક્ષ. અહિ બ્રહ્મને નિર્વિશેષ માનનાર શંકરાચાર્ય પૂર્વપક્ષી છે. ૪. સિદ્ધાન્ત. પૂર્વપક્ષ પૂરો થયા પછી, પૂર્વપક્ષના ખંડનપૂર્વક સિદ્ધાન્ત અથવા સ્વમતનું સ્થાપન કરવામાં આવશે.

પૂર્વપક્ષ–(અહિ શંકરાચાર્ય પૂર્વપક્ષ કરે છે. શંકરાચાર્યનો મત કેવલાદ્વૈત કહેવાય છે. આ મતમાં માત્ર બ્રહ્મ જ સત્ય છે, અન્ય સર્વ મિથ્યા છે. સર્પમાં જેમ રજ્જુની ભ્રાંતિ થાય છે, તેમ બ્રહ્મમાં જગતની ભ્રાંતિ થાય છે. આ મતમાં આભાસવાદ, અવચ્છેદવાદ, પ્રતિબિંબવાદ વિગેરે જૂદા જૂદા વાદ માનવામાં આવે છે, તે સર્વનો આ ગ્રંથમાં આગળ નિરાસ કરવામાં આવશે. સર્વ વાદમાં બ્રહ્મ નિર્ગુણ જ માનવામાં આવ્યું છે.)

શંકરાચાર્યના મતમાં આ પ્રમાણે બ્રહ્મ ગુણરહિત અથવા નિર્વિશેષ હોવાથી, બ્રહ્મ નિર્વિશેષ જ છે એમ પૂર્વપક્ષ કરે છે. બ્રહ્મને નિર્વિશેષ કેમ કહેવું તે હેતુ કારિકામાં આપ્યા છે. ૧. નિર્વિશેષ બ્રહ્મ સવિશેષ બ્રહ્મનું ઉપજીવ્ય છે તેથી બ્રહ્મને નિર્વિશેષ કહીએ છીએ. ઉપજીવ્ય અર્થાત્ નિર્વાહક. સવિશેષ બ્રહ્મનો નિર્વાહક નિર્વિશેષ બ્રહ્મ છે. નિર્વિશેષ બ્રહ્મથી સવિશેષ બ્રહ્મનો નિર્વાહ થાય છે. નિર્વાહક અથવા નિર્વાહ કરનાર પ્રથમ હોવું જોઇએ. નિર્વાહક ન હોય તો જેનો તેનાથી નિર્વાહ થતો હોય તે કયાંથી જ હોય ? નિર્વાહક મુખ્ય હોવાથી બ્રહ્મને નિર્વિશેષ કહેવું એજ યોગ્ય છે. ૨. શ્રૌત વાકય અર્થાત્ શ્રુતિના વાકયો. ઉપાસનાનો બોધ કરનાર શ્રુતિના વાકયો હોવાથી, ધર્મનું નિરૂપણ કરનારી શ્રુતિઓ અન્યપર છે. ઉપાસનાનો બોધ કરનારી શ્રુતિઓ ઉપાસના માટે છે. નિર્વિશેષની ઉપાસના થઈ શકે નહિ. તેથી ઉપાસના માટે સવિશેષ બ્રહ્મ છે, અને સવિશેષ શ્રુતિઓ તેનું વર્ણન કરે છે. ઉપાસના માટે સવિશેષ બ્રહ્મ છે, તેથી સવિશેષ શ્રુતિઓનું ઉપાસનામાં તાત્પર્ય હોવાથી તે વસ્તુતઃ બ્રહ્મનું નિરૂપણ કરતી નથી. તેથી બ્રહ્મ નિર્વિશેષ જ છે. ૩. નિર્વિશેષ બ્રહ્મ સવિશેષ બ્રહ્મનું અંતરંગ છે. આધાર આધેય અર્થાત્ જેનો તે આધાર હોય તેનો, અંતરંગ છે. આધેયના નિરૂપણ કરતાં આધારનું નિરૂપણ વધારે મુખ્ય છે. નિર્વિશેષ બ્રહ્મ સવિશેષ બ્રહ્મનું અંતરંગ હોવાથી, મુખ્ય પ્રાથમિક છે. તેથી પણ બ્રહ્મ નિર્વિશેષ જ છે.

**(સવિશેષના) ઉપજીવ્યત્વને લીધે, અને શ્રૌત વાક્યો અન્યપર છે તેથી અને (નિર્વિશેષ સવિશેષનું) અન્તરંગ છે તેથી (બ્રહ્મ) નિર્વિશેષ કહીએ છીએ.**

**કારણ કે, સવિશેષવાદીને પણ વિશેષના આધાર તરીકે બ્રહ્મસ્વરૂપનો અવશ્ય અંગીકાર કરવો પડશે, નહિ તો વિશેષ કોના વર્ણવેલા કહેવાય? તેથી આધારનું નિરૂપણ કરનારી શ્રુતિ નિર્વાહક હોવાથી આધેય નિરૂપણ કરનારી શ્રુતિથી અન્યથા કરી શકાય નહિ. ધર્મી સ્વરૂપનું નિરૂપણ કરી, ધર્મ નિરૂપણ કરવાથી ઉભય શ્રુતિ સાર્થક થશે, એમ પણ કહી શકાય નહિ, કારણ કે 'અસ્થૂલં'**

---

પૂર્વપક્ષી આ પ્રમાણે બ્રહ્મને નિર્વિશેષ કહેવાના કારણો ટૂંકમાં કારિકામાં વર્ણવી તેનું વિસ્તારથી વિવેચન કરે છે.

૧. ઉપજીવ્યત્વને લીધે એ પ્રથમ હેતુનું વિસ્તારપૂર્વક વિવેચન કરે છે. બ્રહ્મ સવિશેષ માને તેને બ્રહ્મના વિશેષ ક્યાં રહે છે તે અવશ્ય કહેવું જોઇએ. વિશેષનો આધાર કયો છે, અથવા વિશેષ ક્યાં રહે છે તે અવશ્ય કહેવું જોઇએ. વિશેષનો આધાર બ્રહ્મનું સ્વરૂપ જ કહેવું પડે. વિશેષ અર્થાત્ ગુણ દ્રવ્યમાં જ રહે. સવિશેષ બ્રહ્મના વિશેષોનો આધાર બ્રહ્મસ્વરૂપ અર્થાત્ વિશેષરહિત બ્રહ્મ જ છે એમ અવશ્ય સ્વીકારવું પડશે. જો આ પ્રમાણે બ્રહ્મસ્વરૂપ અર્થાત્ વિશેષરહિત બ્રહ્મને સવિશેષ બ્રહ્મના વિશેષનો આધાર સ્વીકારીએ નહિ, તો અન્ય કોઇ તેનો આધાર હોઇ શકે તેમ નથી, તેથી વિશેષ અર્થાત્ ગુણનો આધાર અમુક દ્રવ્ય હોવું જ જોઇએ એ નિયમનો બાધ થાય. તેથી વિશેષના આધાર અને તેથી જ સવિશેષ બ્રહ્મના આધાર તરીકે વિશેષરહિત અર્થાત્ નિર્વિશેષ બ્રહ્મનો સ્વીકાર કરવો જ પડશે. આધાર મુખ્ય છે. આધાર વિના આધેય (જેનો તે આધાર હોય તે) સંભવે જ નહિ. નિર્વિશેષ બ્રહ્મ સવિશેષ બ્રહ્મનો આધાર હોવાથી, નિર્વિશેષ બ્રહ્મ વિના સવિશેષ બ્રહ્મ સંભવતું જ નથી. શ્રુતિ ઉભય પ્રકારના બ્રહ્મનું નિરૂપણ કરે છે, પરંતુ ઉભય પરસ્પર અત્યંત વિરૂદ્ધ હોવાથી ઉભય સંભવે નહિ. એમાંથી એક જ, બ્રહ્મનું સત્ય સ્વરૂપ જોઇએ. એમાંથી કયા બ્રહ્મને મુખ્ય માનવું અથવા એમાંથી બ્રહ્મનું કયું સ્વરૂપ સત્ય માનવું એ નિર્ણય કરવા આપણે આધાર કયું બ્રહ્મ છે તે તપાસ્યું. આધાર નિર્વિશેષ બ્રહ્મ વિના આધેય સવિશેષ બ્રહ્મ સંભવતું જ નથી, તેથી આધાર નિર્વિશેષ બ્રહ્મને જ બ્રહ્મનું સત્ય સ્વરૂપ માનવું જોઇએ. નિર્વિશેષ બ્રહ્મ સવિશેષ બ્રહ્મનો આધાર હોવાથી, નિર્વિશેષ બ્રહ્મનું નિરૂપણ કરનારી શ્રુતિઓ મુખ્ય છે અને સવિશેષ બ્રહ્મનું નિરૂપણ કરનારી શ્રુતિઓ તેને અન્યથા કરી શકે નહિ. તેથી નિર્વિશેષ બ્રહ્મ જ મુખ્ય છે અને બ્રહ્મ વસ્તુતઃ નિર્વિશેષજ છે.

અહિ સિદ્ધાન્તી શંકા કરે છે. એ પ્રમાણે શ્રુતિઓનો અર્થ કરીએ તો સવિશેષ બ્રહ્મનું નિરૂપણ કરનારી શ્રુતિઓ નિરર્થક થઇ જાય. તેથી એ પ્રમાણે અર્થ કરવો યોગ્ય નથી. તેથી ઉભય પ્રકારની શ્રુતિ સાર્થક થાય તે માટે નિર્વિશેષ શ્રુતિઓ ધર્મીના સ્વરૂપનું નિરૂપણ કરે છે, અને સવિશેષ શ્રુતિઓ ધર્મનું નિરૂપણ કરે છે, એમ માનવું જોઇએ. ધર્મીનું સ્વરૂપ નિર્વિશેષ છે, બ્રહ્મ નિર્ગુણ છે, તોપણ તેને વિશેષ અર્થાત્ ધર્મ અથવા ગુણ છે એમ સિદ્ધ થાય છે. ઉભય પ્રકારની શ્રુતિ સાર્થક થાય છે, અને બ્રહ્મ પણ વિરૂદ્ધ ધર્મનો

વિગેરે શ્રૌતવાક્ય ધર્મનો નિષેધ કરે છે–પણ નિર્વિશેષ બ્રહ્મનું નિરૂપણ કરનાર શ્રુતિ ધર્મ વિના તેનું નિરૂપણ કરી શકે નહિ, કારણ કે નિરૂપણ લક્ષણથી થાય, અને લક્ષણ અસાધારણ ધર્મરૂપ છે. અહિં (નિર્વિશેષ બ્રહ્મમાં) ધર્મ ન હોવાથી પ્રથમ ધર્મનું નિરૂપણ કરી, અસ્થૂલાદિ વાક્યથી (ધર્મના) અભાવથી નિરૂપણ કરનારી શ્રુતિની ધર્મનિરૂપણ કરનારી શ્રુતિ નિર્વાહક છે; કારણ કે અભાવનું નિરૂપણ પ્રતિયોગીના નિરૂપણને આધીન છે. તેથી શ્રૌતત્વ અને નિર્વાહકત્વ સમાન હોવાથી, એકપણ શ્રુતિનો બાધ યોગ્ય નથી. વિરોધથી બાદ ગણીએ, તો વર્ણવેલી યુક્તિથી ઉભયનો બાધ યોગ્ય છે; એમ કરવાથી શૂન્યવાદ થાય, એમ

---

આશ્રય થાય છે. નિર્ગુણ હોવા છતાં બ્રહ્મને ગુણ છે તેથી વિરુદ્ધધર્માશ્રય થાય છે, તેથી આ પ્રમાણે અર્થ કરી ઉભય પ્રકારની શ્રુતિ સાર્થક કરવી જોઇએ.

પૂર્વપક્ષી—એમ કહી શકાય નહિ. શ્રુતિઓનો અર્થ એ પ્રમાણે પણ ઘટાવી શકાય નહિ, 'અસ્થૂલ અનણુ' વિગેરે શ્રુતિઓ બ્રહ્મમાં ગુણ નથી, એમ ગુણનો નિષેધ કરે છે. એ પ્રમાણે અર્થ કરીએ તો બ્રહ્મમાં ગુણ નથી એમ કહી શકાય નહિ. પરંતુ શ્રુતિ ગુણનો નિષેધ કરે છે. બ્રહ્મને વિશેષ હોય તો વિશેષ અર્થાત્ ગુણનો નિષેધ કરનારી શ્રુતિઓ અસત્ય થઇ જાય. બ્રહ્મમાં ગુણનો નિષેધ કરનારી શ્રુતિઓ હોવાથી બ્રહ્મમાં ધર્મ છે એમ કહી શકાય નહિ, તેથી એવો અર્થ ઘટતો નથી.

સિદ્ધાન્તિશંકા—નિર્વિશેષ બ્રહ્મનું નિરૂપણ કરનારી શ્રુતિ પણ ધર્મવિના તેનું નિરૂપણ કરી શકે નહિ. કારણ કે નિરૂપણ લક્ષણથી થાય. અમુક પદાર્થનું નિરૂપણ કરવું એટલે તેનું લક્ષણ કહેવું, તેનું અન્ય સર્વ પદાર્થથી વૈલક્ષણ્ય કહેવું. આ કાર્ય તે પદાર્થનું લક્ષણ અથવા વ્યાખ્યા આપીએ તો જ થઇ શકે. લક્ષણ અથવા વ્યાખ્યા આપવી એટલે તેના અસાધારણ ધર્મ કહેવા. સાધારણ ધર્મ એટલે સામાન્ય ધર્મ. એકથી વધારે પદાર્થમાં રહેલો ધર્મ તે પદાર્થોનો સામાન્ય ધર્મ કહેવાય. જે ધર્મ માત્ર એકજ પદાર્થમાં રહેલો હોય તે તે પદાર્થનો અસાધારણ ધર્મ કહેવાય. આ અસાધારણ ધર્મનું આપણને જ્ઞાન થાય તો જ તે પદાર્થનું જ્ઞાન થાય. તેથી બ્રહ્મનું નિરૂપણ કરવામાં બ્રહ્મના અસાધારણ ધર્મનું જ્ઞાન થવું જોઇએ. બ્રહ્મ નિર્વિશેષ અર્થાત્ ધર્મરહિત હોય તો તેમાં અસાધારણ ધર્મ ન હોવાથી તેનું જ્ઞાન થઇ શકે જ નહિ. 'ધર્માભાવ' એ જ તેનો અસાધારણ ધર્મ હોય તોપણ પ્રથમ ધર્મ શું છે તેનું જ્ઞાન થાય ત્યાર પછી જ ધર્માભાવનું જ્ઞાન થાય. તેથી ધર્માભાવનું જ્ઞાન ધર્મના જ્ઞાનને આધીન છે. તેથી ધર્મ ન હોય તો ધર્માભાવનું નિરૂપણ થઇ શકે નહિ. અને ધર્માભાવનું નિરૂપણ થાય નહિ ત્યાંસુધી બ્રહ્મનું નિરૂપણ થઇ શકે નહિ. આ પ્રમાણે નિર્વિશેષ બ્રહ્મનું નિરૂપણ કરવામાં પણ ધર્મની આવશ્યકતા છે. તેથી ધર્મનું નિરૂપણ મુખ્ય અર્થાત્ ઉપજીવ્ય છે, અને નિર્વિશેષ બ્રહ્મનું નિરૂપણ તેને આધીન છે. તેથી ધર્મનું નિરૂપણ કરનારી શ્રુતિ અર્થાત્ સવિશેષ શ્રુતિ, ધર્મના અભાવથી બ્રહ્મનું નિરૂપણ કરનારી શ્રુતિ અર્થાત્ નિર્વિશેષ શ્રુતિની નિર્વાહક છે. અમુક ધર્મના અભાવનું નિરૂપણ કરવું હોય તો તે ધર્મનું નિરૂપણ કર્યા વિના તેના અભાવનું નિરૂપણ થઇ શકે નહિ. કારણ કે ઘટાભાવનું નિરૂપણ કરવું

તપતાં અંતઃકરણરૂપી કેદારવાળી, પછી નિશામુખે પ્રિયના આગમનથી સંપન્ન થએલાં ઇષ્ટાવલોકનરૂપી સેચનથી ઉત્પન્ન થએલાં હસિતથી વલિત થએલાં, વિવશ અને તરલતાથી રૂચિર વિલોચનયુગલથી વિદિત થએલાં વિવિધ નિરવધિ રસભાવરૂપી અંકુરોવાળી, અને પછી અતિવિપુલ કલિંદજાના પુલિનરૂપી નભોવલયમાં થતા નિજ મુરલિકાના કલનિનદરૂપી ગર્જીતથી આનંદિત થએલી કોઈ ભૂમિમાંજ શ્રીમન્નન્દરાજકુમારરૂપી નવજલદે નિજાનંદરૂપી સુધાની વૃષ્ટિ કરી તેથી સર્વત્ર તેવીજ રીતે વૃષ્ટિ કરશે એમ જાણી શકાય નહિ. મર્યાદાથી તેનું ભજન એજ સર્વનું કર્તવ્ય સિદ્ધ છે. તેનાથી જ સર્વ (થાય છે) એમ જાણવું. દશમ સ્કંધના વિવરણમાં મૃત્સ્નાભક્ષણ વરદાનાર્થે આગમન આદિ સ્થલે પિતૃચરણે જ આનું સ્ફુટ નિરૂપણ કરેલું હોવાથી વિસ્તારની શી જરૂર ? અથવા, જીવત્વ વિગેરે પેઠે અંશત્વ પણ શ્રુતિએ નિરૂપણ કરેલો જીવનો એક પૃથક્

---

અને આગમનથી કર્ષિત થએલી હતી. વળી એ ભૂમિમાં દિવસે પ્રિય ભગવાનના વનપ્રતિ ગમનથી ઉત્પન્ન થએલા વિરહરૂપી સૂર્યના તાપથી તપતાં અંતઃકરણરૂપી કેદારો હતાં. વળી ત્યારપછી સંધ્યા સમયે પ્રિય ભગવાન્ વનમાંથી આવતા તેથી ઇષ્ટનાં થતાં દર્શનરૂપી સેચનથી ઉત્પન્ન થએલાં હસિતથી વલિત થએલાં, વિવશ, તરલ અને તેથી રુચિ ઉત્પન્ન કરે એવાં વિલોચન અથવા નયનના યુગલથી જણાએલાં વિવિધ નિરવધિ રસભાવરૂપી અંકુરો તે ભૂમિમાં હતાં. ત્યારપછી અતિવિપુલ શ્રીયમુનાજી પુલિનના નભોવલયમાં થતાં ભગવાનની મુરલિકાના મધુર નાદરૂપી ગર્જનાથી તે ભૂમિને આનંદ થતો હતો. એવી કોઇ અલ્પ ભૂમિમાં શ્રીમન્નંદરાજકુમારે નિજ આનંદની સુધાનો વર્ષાદ વરસાવ્યો તેથી તે સર્વ ભૂમિમાં એવો વર્ષાદ વરસાવે એમ કહી શકાય નહિ. જ્યાં અતિશય અનુગ્રહ હોય ત્યાંજ તે સંભવે છે.

પૂર્વપક્ષી—( ભગવાનના અનુગ્રહથીજ આ ફલની પ્રાપ્તિ થતી હોય, તે પ્રાપ્ત કરવાના સાધન કાંઇપણ ન હોય, 'નિઃસાધન અર્થાત્ સાધનરહિતના ફલરૂપ ભગવાન્ ગોકુલમાં પ્રાદુર્ભાવ પામ્યાં' એ નિબંધવાક્ય પ્રમાણે સાધન વિના ફલની પ્રાપ્તિ થતી હોય તો સાધન માટે યત્ન કરવો જોઇએ નહિ એમ સિદ્ધ થાય. )

સિદ્ધાન્તી—મર્યાદાથી ભગવાનનું ભજન કરવું એ સર્વે જીવાનું કર્તવ્ય છે એમ સર્વત્ર બ્રહ્મસૂત્રભાષ્યમાં પણ કહેલું છે. ભગવાન્ કેવલ અનુગ્રહથી ફલ આપે છે. પરંતુ મર્યાદાથી ભગવાનનું ભજન કરવું એ સર્વ જીવોનું કર્તવ્ય છે. ભગવાનના ભજન વિના જીવોનું અન્ય કર્તવ્ય નથી. ભજનથી ભક્તના સર્વ મનોરથ સિદ્ધ થાય છે. મુક્ત જીવનું પણ ભગવાનની ક્રીડા માટે ભગવાનમાંથી નિર્ગમન થાય છે અને વિશેષ અનુગ્રહ હોય તેનુંજ આ પ્રમાણે નિર્ગમન થાય છે એ સર્વનું દશમ સ્કંધની સુબોધિનીજીમાં મૃત્સ્નાભક્ષણ વરદાનાર્થ આગમન વિગેરે પ્રસંગે શ્રીમદાચાર્યચરણે નિરૂપણ કરેલું છે. તેથી અહિં વિશેષ વિસ્તાર કરતા નથી.

અથવા, શ્રુતિ જેમ જીવમાં જીવત્વ ધર્મનું પ્રતિપાદન કરે છે તેમ અંશત્વ એ પૃથગ્ધર્મનું પ્રતિપાદન કરે છે. તેથીજ સ્મૃતિ અને સૂત્રમાં જીવને ' અંશ ' કહેલો છે. શ્રુતિમાં ' પાદ ' કહેલો છે. પરંતુ અંશ અને પાદ ઉભય શબ્દમાં સંદેહ રહે છે. પુત્ર, પત્ની, ખંડ અથવા અવયવ, શિષ્ટવસ્તુનો એક દેશ, અને રાશિનો એક દેશ એ સર્વને માટે

ધર્મ છે તેથી કાંઇ અનુપપત્તિ નથી.

**પૂ૦**—પૂર્ણ પુરૂષોત્તમમાં જીવના પ્રવેશનુ નિરૂપણ થઇ શકે નહિ; કારણકે પ્રવેશ બહિઃસ્થના અન્તર્ગમનરૂપ છે, અને પ્રવેશ અને નિર્ગમન પરિચ્છિન્ન પદાર્થમાંજ સંભવે. તેથી બ્રહ્મ અપરિચ્છિન્ન હોવાથી તેનો સંભવ નથી.

**સિ૦**—હંત, એમ જીવના વિભાગ અંશત્વ આદિનું પણ નિરૂપણ કરી

---

'અંશ' શબ્દ યોજાય છે. પત્ની માટે પ્રસિદ્ધ રીતે 'અંશ' શબ્દ યોજાતો નથી, પરંતુ 'જે પત્ની છે તે આત્માનો અર્ધ છે.' 'તેણે આત્માને દ્વિધા કર્યો તેથી પતિ અને પત્ની થયાં' શ્રુતિઓથી પત્ની માટે પણ 'અંશ' શબ્દ યોજાય છે એમ સિદ્ધ થાય છે. 'પાદ' શબ્દ પણ અવયવ, અને એક દેશ માટે યોજાય છે. તેથી શ્રુતિમાં 'પાદ' અને સ્મૃતિ તથા સૂત્રમાં જીવ માટે 'અંશ' શબ્દ કયા અર્થમાં યોજ્યા છે એમ સંદેહ થાય છે. એક દેશ અને અવયવ એ એમાંથી ગમે તે અર્થનું ગ્રહણ કરીએ તોપણ લક્ષણાદોષ પ્રાપ્ત થતા નથી. પરંતુ શ્રુતિમાં 'ઊર્ણનાભિ તંતુથી વ્યુચ્ચરે છે' 'જેમ અગ્નિમાંથી ક્ષુદ્ર વિસ્ફુલિંગ વ્યુચ્ચરે છે' એમ બે દૃષ્ટાન્તથી જીવ બ્રહ્મમાંથી વ્યુચ્ચરે છે એમ કહ્યું છે. શ્રીમદ્ભાગવતમાં પણ દ્વિતીયસ્કંધમાં સૃષ્ટિપ્રકરણમાં ઊર્ણનાભિનુંજ દૃષ્ટાન્ત આપેલું છે. તેથી 'અંશ' શબ્દનો અર્થ વ્યુચ્ચરણયોગ્યજ છે એમ માનવું જોઇએ. વળી જીવને શ્રુતિ નિત્ય કહે છે તેથી તેને અનુસરી આ અંશ અવિકૃતસ્વરૂપવાળોજ છે એમ માનવું જોઇએ. આ પ્રમાણે વ્યુચ્ચરણયોગ્ય અને અવિકૃતસ્વરૂપવાળો અંશ ખંડ અથવા અવયવરૂપ જ છે, નિત્યભિન્ન હોઇ શકે નહિ. 'હું બહુ થાઉં' એવી ઇચ્છાથી ભગવાન્ બહુ થયા, અને 'પ્રજનન કરૂં' એવી ઇચ્છાથી પૂર્વે જણાવ્યું તેમ વૈચિત્ર્ય થયું. આ વૈચિત્ર્ય સંપાદન કરવા ભગવાને જેમ જીવમાં જીવત્વ, અણુત્વ વિગેરે ધર્મો મૂક્યા છે તેજ પ્રમાણે 'અંશત્વ એ પણ પૃથક્ ધર્મ મૂકેલો છે.

ઉપર પ્રમાણે હોવાથી, અભેદ વાસ્તવિક છે અને ભેદ ઔપાધિક છે એવા ભાસ્કરાચાર્યના મતનું પણ ખંડન થઇ જાય છે, કારણકે ભેદ પણ સ્વાભાવિક સિદ્ધ થાય છે તો તેને ઔપાધિક કહેવાનું કાંઇ કારણ નથી. આ પ્રમાણે જીવ બ્રહ્મનો અંશ છે એમ સમર્થન કરવાથી જીવ અને બ્રહ્મનું તાદાત્મ્ય પણ દૃઢ થાય છે. તેથી આ મતમાં કાંઇ પણ અનુપપત્તિ નથી.

(પુનઃ માયાવાદી અને ભટ્ટના મતથી શંકા કરે છે).

પૂર્વપક્ષી—પૂર્ણ પુરૂષોત્તમમાં જીવના પ્રવેશનું નિરૂપણ કરી શકાય નહિ. જીવ પૂર્ણ પુરૂષોત્તમમાં પ્રવેશ કરે છે એમ કહી શકાય નહિ, કારણકે બહારના પદાર્થનું અંદર જવું તેને પ્રવેશ કહે છે. ઉભય પદાર્થ અર્થાત્ પ્રવેશ કરનાર અને તે જેની અંદર પ્રવેશ કરે છે તે પરિચ્છિન્ન અથવા હદવાળા હોય તો જ પ્રવેશ સંભવે. પ્રવેશ પહેલાં પ્રવેશ કરનાર જેની અંદર તે પ્રવેશ કરનાર છે તેની બહાર હોવો જોઇએ. તેથી જીવ બ્રહ્મની બહાર હોવો જોઇએ. પરંતુ બ્રહ્મ વિભુ હોવાથી સર્વત્ર છે. તેથી જીવ તેની બહાર હોઇ શકે નહિ. બ્રહ્મ અપરિચ્છિન્ન અથવા હદવિનાનું હોવાથી જીવ બ્રહ્મની બહાર હોઇ શકે નહિ. તેથી જીવનો બ્રહ્મમાં પ્રવેશ પણ સંભવતો નથી.

**શકાય નહિ-તેનો તો શ્રુતિન્યાયથી નિર્ણય થયો છે-(એ) તુલ્ય (છે). વસ્તુતઃ જેમ સર્વતઃ પાણિ પાદ અને અંતનું શ્રુતિ બ્રહ્મમાં નિરૂપણ કરે છે તેમ પ્રવેશ અને નિર્ગમ કહેલા હોવાથી અન્તસ્ત્વ અને બહિષ્ટ્વ પણ ત્યાં છે એમ માનવું. એમ હોવાથી જેમ આ તેમ પ્રવેશ નિર્ગમ પણ (છે) તેથી ઉક્ત અનુપપત્તિ નથી. વળી ઉપાધિપક્ષમાં પ્રવેશ વધારે અસંગત છે. તે સમયે ઉપાધિનો નાશ અંગીકાર કરેલો હોવાથી પ્રવેશ કોનો થાય ?-શ્રુતિ પ્રવેશનું નિરૂપણ કરે છે એ સત્ય, પરન્તુ અયોગ્યતા જ્ઞાનને લીધે. આ વાક્યના અર્થનો બોધ જ સંભવતો નથી-અત્ર આ વિચારવાનું છે. દોષ શબ્દગત અથવા શ્રોતૃગત હોય.**

---

સિદ્ધાન્તી—અરે, એ જ પ્રમાણે જીવનો બ્રહ્મમાંથી વિભાગ થાય છે, જીવ બ્રહ્મનો અંશ છે, એ વિગેરે અન્ય ગુણ પણ જીવમાં છે એમ કહી શકાય નહિ.

પૂર્વપક્ષી—એ ગુણો જીવમાં છે એમ શ્રુતિથી નિર્ણય કર્યો છે, તેથી તેમાં શંકા કરવાનું કારણ નથી, પરંતુ જીવ બ્રહ્મમાં પ્રવેશ કરે એ સંભવતું નથી.

સિદ્ધાન્તી—જેમ એ ગુણો જીવમાં છે એમ શ્રુતિથી નિર્ણય થાય છે તેમજ જીવ બ્રહ્મમાં પ્રવેશ કરે છે એમ પણ શ્રુતિથી જ નિર્ણય થાય છે. તેથી ‘ જ્યાં ઉભયનો દોષ સમાન હોય, અથવા ઉભયનો દોષનો પરિહાર સમાન હોય ત્યાં તેવા અર્થનો વિચાર કરવામાં કોઇ નિંદ્રાપાત્ર નથી ’ એ ન્યાયથી જીવ બ્રહ્મમાં પ્રવેશ કરે છે એમ સ્વીકારવામાં કાંઇ ક્ષતિ નથી.

વસ્તુતઃ જેમ બ્રહ્મને સર્વતઃ પાણિ પાદો અને અંતો છે એમ શ્રુતિને લીધે સ્વીકારીએ છીએ તેમ જ તેને અંતસ્ત્વ અને બહિષ્ટ્વ પણ છે એમ શ્રુતિ પ્રવેશ અને નિર્ગમનું વર્ણન કરે છે તેથી સ્વીકારવું જોઇએ. તેથી જેમ બ્રહ્મમાં અંતસ્ત્વ અર્થાત્ અંદરપણું, અને બહિષ્ટ્વ અર્થાત્ બહારપણું છે તેમ જ તેમાં પ્રવેશ અને નિર્ગમ પણ છે. આ પ્રમાણે માનવાથી કાંઇ અનુપપત્તિ રહેતી નથી.

વળી જીવ બ્રહ્મની ઉપાધિ છે એમ તમે માનો છો. મોક્ષાવસ્થામાં ઉપાધિનો નાશ થાય છે એવો તમારો મત છે. એ તમારા મતમાં તો પ્રવેશ જરાપણ સંભવતો નથી, કારણકે મોક્ષ પ્રાપ્ત થાય ત્યારે ઉપાધિનો નાશ થવાથી બ્રહ્મમાં કોણ પ્રવેશ કરે ? તેથી તમારા મતમાં પ્રવેશ સંભવતો જ નથી, અને પ્રવેશનું નિરૂપણ કરનારી શ્રુતિનો વિરોધ થાય છે. એ શ્રુતિનો અર્થ કરતાં તમારે લક્ષણાનો આશ્રય લેવો પડે છે. એમાંથી એક પણ દોષ અમારા મતમાં નથી.

પૂર્વપક્ષી—શ્રુતિ પ્રવેશનું નિરૂપણ કરે છે એ ખરૂં, પરંતુ એ વાક્યમાં યોગ્યતા નહિ હોવાથી તેનો બોધ થઇ શકે નહિ. અર્થનો બાધ થાય તે અયોગ્યતા કહેવાય. બ્રહ્મ અપરિચ્છિન્ન છે તેથી તેમાં પ્રવેશ સંભવે નહિ. પરંતુ અહિં જીવનો તેમાં પ્રવેશ થાય છે એમ કહેલું છે. તેથી એ વાક્યના અર્થનો બાધ થાય છે, અર્થાત્ એ વાક્યમાં અયોગ્યતા છે. તેથી તેનો અર્થ જ સંભવતો નથી.

સિદ્ધાન્તી—અહિં નીચે પ્રમાણે વિચાર કરીએ. એ વાક્યમાં દોષ છે એમ તમે કહ્યું. દોષ શબ્દમાં હોય, અથવા શ્રોતામાં હોય. અહિં શબ્દ વેદવાક્ય છે. વેદમાં દોષ નથી.

અત્ર શબ્દ અદુષ્ટ હોવાથીજ તે શ્રોતૃગત જ કહેવો જોઈએ. તેથી અપગતાવિદ્યાવાળા બ્રહ્મવિત્‌ની જ અનુભૂતિના વિષય ઉપદેશથી જ સમધિગમ્ય બ્રહ્મનું નિરૂપણ કરનારી શ્રુતિ, અવિદ્યાથી અલ્પબુદ્ધિઓના ગ્રહણસામર્થ્યે અયોગ્યતાજ્ઞાનથી અન્યથા કરી શકાય નહિ, કારણ કે ઉપદેશથી જ ગમ્ય મણિમન્ત્રાદિનું માહાત્મ્ય સાધારણજનના અનુભવનો વિષય નથી તેથી તેના ગુરૂઓની ઉપાસના જેણે કરી હોય તેનો પણ વિષય નથી, એમ નથી. વળી પિત્તથી દુષ્ટ થએલી રસનેંદ્રિયવાળા પ્રથમ જ સાકર ભક્ષણ કરનારનું ‘સાકર મીઠી છે’ એ વાક્યમાં અયોગ્યતાજ્ઞાન વાક્યાર્થને અન્યથા કરી શકે નહિ. વળી તેનો જ દોષ દૂર થાય ત્યારે (તેમાં) યોગ્યતાજ્ઞાનનો સંભવ નથી, એમ પણ નથી. તેથી જ ‘આચાર્યવાન્ પુરૂષ જાણે છે’ શ્રુતિ પણ છે. તેથી જે શ્રુતિમાં હોય તેજ માનવું. તેથી જ સૂત્રકારે પણ બ્રહ્મ જગતનું ઉપાદાન હોવાથી (થતી) કૃત્સ્નપ્રસક્તિ આદિ શંકા દૂર કરવા, ‘શ્રુતિને લીધે, (બ્રહ્મ) શબ્દમૂલ હોવાથી’ એમજ કહ્યું.

---

વેદવાક્ય શ્રુતિમાં દોષ નથી. તેથી અહિં શ્રોતામાં જ દોષ હોવો જોઇએ. જેમની અવિદ્યા દૂર થઈ છે એવા બ્રહ્મને જાણનાર ઋષિઓની અનુભૂતિના વિષય, અને જેનું માત્ર ઉપદેશથી જ જ્ઞાન થઇ શકે એવા બ્રહ્મનું શ્રુતિ નિરૂપણ કરે છે. એવી શ્રુતિનું ગ્રહણ કરવાનું સામર્થ્ય અવિદ્યાથી લેપાએલી અલ્પબુદ્ધિવાળા સામાન્ય પુરૂષોમાં ન હોય તેથી તેમને તેમાં અયોગ્યતા ભાસે. પરંતુ તેથી જ શ્રુતિ અન્યથા તીથ નથી. માત્ર ઉપદેશથી જ જેનું જ્ઞાન થાય એવા મણિ મંત્ર વિગેરેના માહાત્મ્યનું જ્ઞાન સાધારણ પુરૂષોને થતું નથી તેથી કાંઇ એ માહાત્મ્યનું જ્ઞાન આપનાર ગુરૂઓની જેમણે ઉપાસના કરી હોય તેમને પણ એ જ્ઞાન નથી એમ કહેવાય નહિ. જેની રસનેંદ્રિય અથવા જીહ્વા પિત્તથી દુષ્ટ થઇ હોય એ પુરૂષ સાકર ખાય તો તેને તીખી લાગે છે, તેથી એવી પિત્તથી દુષ્ટ થએલી રસનેંદ્રિય વાળો પુરૂષ પ્રથમ જ સાકર ખાય અને તેને તે તીખી લાગે: તેથી ‘સાકર મીઠી છે’ એ વાક્ય અન્ય કોઇ ઉચરે તો તેમાં તેને અયોગ્યતા લાગે, પરંતુ તેના અયોગ્યતાના જ્ઞાનથી એ વાક્યનો અર્થ અન્યથા થતો નથી. વળી તેજ પુરૂષને પિત્ત મટી જાય ત્યારે પણ સાકર ખાવાથી તે વાક્યમાં યોગ્યતાનું જ્ઞાન ન થાય એવું નથી. પરંતુ પિત્ત મટી ગયા પછી સાકર ખાવાથી એ વાક્યમાં યોગ્યતાનું જ્ઞાન થાય છે. તે જ પ્રમાણે સાધારણ પુરૂષોની અવિદ્યા દૂર થાય ત્યારે બ્રહ્મમાં જીવનો પ્રવેશ થાય છે એવો બોધ કરનારી શ્રુતિમાં તેમને યોગ્યતાનું જ્ઞાન થશે. ત્યાર પહેલાં એ શ્રુતિમાં તેમને અયોગ્યતા લાગે તોપણ તેથી શ્રુતિ અન્યથા થતી નથી. તેથી જ શ્રુતિ પણ ‘આચાર્યવાન્ પુરૂષ જાણે છે’ એમ કહે છે. તેથી જેવા પ્રકારના બ્રહ્મનું શ્રુતિ વર્ણન કરે છે તેવા જ પ્રકારનું બ્રહ્મ છે એમ માનવું.

તેથીજ બ્રહ્મજ જો જગતનું ઉપાદાનકારણ હોય તો કૃત્સ્ન અર્થાત્ સર્વ બ્રહ્મ માત્ર એકજ કાર્ય થઇ શકે. અંશના ભેદથી બ્રહ્મ જૂદાં જૂદાં કાર્ય કરી શકે નહિ, કારણ કે તે અવયવરહિત છે એ શંકાઓ દૂર કરવા, ‘**श्रुतेस्तु शब्दमूलत्वात्**’ સૂત્ર સૂત્રકાર યોજે છે. બ્રહ્મ જગતનું કારણ છે, અને અવયવરહિત છે એમ શ્રુતિજ કહે છે. ઉભય બ્રહ્મના ધર્મનું શ્રુતિજ પ્રતિપાદન કરે છે. તેથી તેમાં કાંઇ શંકા કરવા જેવું નથી. કારણ કે બ્રહ્મનું

**પૂ૦**—પ્રવેશ કહેવાથી જીવના વ્યાપકત્વની હાનિ થશે.

**સિ**—હંત, એમ શશનો પણ નિજશૃંગના ભંગની ભીતિથી તનૂદર કન્દરામાં પ્રવેશ થશે નહિ, કારણ કે જીવ અણુ જ છે.–એમ ક્યાંથી ?–શ્રુતિથી જ; કારણ કે 'આરના અગ્ર જેટલો જ અપર પણ દૃષ્ટ છે' 'શત કટકા કરેલા બાલાગ્રના શતભાગનો ભાગ જીવ જાણવો. તે આનન્ત્ય માટે કલ્પેલો છે' 'આ આત્માને મનથી અણુ જાણવો, તેમાં પ્રાણે પઞ્ચધા પ્રવેશ કર્યો' ઇત્યાદિ શ્રુતિઓથી ( એમ નિર્ણય થાય છે. )

**પૂ૦**—આમ પણ હોય. શ્રુતિ સ્મૃતિ અને પુરાણના વિરોધને લીધે જીવને અણુ કહેવો યોગ્ય નથી, કારણકે 'આ તે મહાન્ અજ આત્મા જે પ્રાણોમાં વિજ્ઞાનમય આકાશપેઠે સર્વગત અને નિત્ય છે' 'નિત્ય સર્વગત સ્થાણુ' ઇત્યાદિ સ્થલે (તેના) વ્યાપકત્વનું શ્રવણ થાય છે, અને 'તે તું છે' ઇત્યાદિથી (તેના) બ્રહ્મથી અભેદનું નિરૂપણ થાય છે. તત્ત્વતઃ અણુનો વ્યાપકથી અભેદ

---

જ્ઞાન માત્ર શ્રુતિથીજ થાય છે. એ પ્રમાણે આ સૂત્રનો અર્થ છે. તેથી જે પ્રકારના બ્રહ્મનું શ્રુતિ પ્રતિપાદન કરે તેવાજ પ્રકારનું બ્રહ્મ છે એમ માનવું જોઇએ.

પૂર્વપક્ષી—જીવ બ્રહ્મમાં પ્રવેશ કરે છે એમ કહીએ તો જીવ પણ વિભુ અથવા વ્યાપક હોઈ શકે નહિ, કારણ કે સર્વવ્યાપક અર્થાત્ સર્વત્ર વિદ્યમાન પદાર્થ કોઇ પણ પદાર્થમાં પ્રવેશ કરી શકે નહિ. તેથી જીવ બ્રહ્મમાં પ્રવેશ કરે છે એમ સ્વીકારવાથી જીવના વ્યાપકપણાની પણ ક્ષતિ થાય છે.

સિદ્ધાન્તી—ખરે, તેજ પ્રમાણે સસલું પોતાના શૃંગનો ભંગ થવાની ભીતિથી સાંકડા મોઢાની ગુફામાં પ્રવેશ નહિ કરે ! જેમ જીવના વ્યાપકપણાની ક્ષતિની ભીતિથી બ્રહ્મમાં જીવનો પ્રવેશ સંભવતો નથી તેમજ સસલાના શૃંગનો ભંગ થવાની ભીતિથી સાંકડા મોઢાની ગુફામાં તેનો પ્રવેશ સંભવતો નથી.

વસ્તુતઃ સસલાને શૃંગજ નથી, તેથી તેને શ્રૃંગનો ભંગ થવાની ભીતિ નથી, અને તે સાંકડા મોઢાની ગુફામાં પ્રવેશ કરે છે. તેજ પ્રમાણે જીવ. પણ વિભુ અથવા સર્વવ્યાપક નથી, પરંતુ અણુજ છે. તેથી તેનો બ્રહ્મમાં પ્રવેશ સંભવે છે.

પૂર્વપક્ષી—જીવ અણુ છે એમ કેમ જાણ્યું ?

સિદ્ધાન્તી—શ્રુતિથીજ. 'આરના અગ્ર જેટલોજ અપર પણ દૃષ્ટ છે.' 'શત કટકા કરેલા બાલાગ્રના શતભાગનો ભાગ જીવ જાણવો. તે આનન્ત્ય માટે કલ્પેલો છે' 'આ આત્માને અણુ જાણવો' વિગેરે શ્રુતિઓ જીવ અણુ છે એમ કહે છે.

પૂર્વપક્ષી—જીવનું વ્યાપકપણું નીચે પ્રમાણે સિદ્ધ થાય છે. જીવને અણુ કહી શકાય નહિ, કારણ કે શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં તેને વિભુ અથવા વ્યાપક કહેલો છે. જીવને અણુ માનીએ તો એ સર્વનો વિરોધ થાય. 'આ તે મહાન્ અજ આત્મા જે પ્રાણોમાં વિજ્ઞાનમય આકાશપેઠે સર્વગત, અને નિત્ય છે' 'નિત્ય, સર્વગત, સ્થાણુ' વિગેરે શ્રુતિ સ્મૃતિ જીવ વિભુ છે એમ કહે છે. 'તે તું છે' શ્રુતિ જીવ અને બ્રહ્મને અભેદ છે એમ કહે છે. બ્રહ્મ વ્યાપક હોવાથી જીવ પણ વ્યાપકજ હોવો જોઇએ. જીવ અણુ હોય તો અણુ

સંભવે નહિ. વળી જીવ અણુ હોય તો સર્વશરીરમાં ચૈતન્ય ઉપલબ્ધ થાય નહિ.—જેમ એકદેશસ્થ ચંદનબિંદુના શૈત્યની ઉપલબ્ધિ સકલ શરીરના વ્યાપક તરીકે થાય છે, તેમ એક દેશસ્થ જીવના ચૈતન્યની પણ ઉપલબ્ધિ થાય—એમ ન કહેવાય; કારણ કે દૃષ્ટાંતમાં એકદેશસ્થાયિત્વ પ્રત્યક્ષ નિશ્ચિત થએલું છે, અને દાર્ષ્ટાંતિકમાં સંદિગ્ધ છે, તેથી ઉભયમાં વૈષમ્ય છે. સર્વ શરીરમાં વ્યાપનાર ચૈતન્ય સ્વધર્મીથી અધિક દેશમાં રહે છે, કારણકે તે વિસર્પિગુણ છે, શરીરના એક દેશમાં રહેનાર ચંદનથી ઉત્પન્ન થએલા સર્વશરીરમાં વ્યાપનાર શૈત્યની પેઠે એમ અનુમાનથી પણ અણુત્વ સાધી શકાય નહિ; કારણ કે હેતુ અસિદ્ધ છે, અને સાધ્યસમ છે. જીવનું એકદેશવૃત્તિત્વ સિદ્ધ થાય, ત્યારે ચૈતન્યનું વિસર્પિગુણત્વ સિદ્ધ થાય, અને આ સિદ્ધ થાય ત્યારે તે સિદ્ધ થાય એમ અન્યોન્યાશ્રય પણ છે. ચંદનના સૂક્ષ્મ અવયવો સર્વદેહમાં પ્રસરવાથી પણ શૈત્યની

---

જીવનો વ્યાપક બ્રહ્મ સાથે અભેદ સંભવે નહિ. તેથી જીવ વિભુજ હોવો જોઇએ.

વળી જીવ અણુ હોય તો જીવના ગુણ ચૈતન્યની સર્વ શરીરમાં ઉપલબ્ધિ થાય નહિ. દ્રવ્ય હોય ત્યાંજ તેનો ગુણ રહે. દ્રવ્ય ન હોય ત્યાં તેનો ગુણ હોઈ શકે નહિ. જીવ વ્યાપક ન હોય, પરંતુ અણુ હોય તો સર્વ શરીરમાં જીવ છે એમ કહેવાય નહિ. જીવ સર્વ શરીરમાં નહિ હોવાથી તેનો ગુણ ચૈતન્ય પણ સર્વ શરીરમાં હોઇ શકે નહિ. પરંતુ ચૈતન્યની સર્વ શરીરમાં ઉપલબ્ધિ થાય છે. તેથી પણ જીવ અણુ હોઇ શકે નહિ, પરંતુ વિભુજ હોવો જોઇએ.—જેમ શરીરના એક ભાગમાં ચંદનનો લેપ કર્યો હોય તોપણ સર્વ શરીરમાં તેના શૈત્યની ઉપલબ્ધિ થાય છે તેમજ જીવ અણુ હોવાથી શરીરના એક ભાગમાંજ રહે છે તોપણ તેના ચૈતન્ય ગુણની સર્વ શરીરમાં ઉપલબ્ધિ થાય છે—એમ પણ કહેવાય નહિ. કારણ કે ચંદનના દૃષ્ટાંતમાં ચંદન શરીરના એક દેશમાં છે એ આપણે પ્રત્યક્ષથી નિશ્ચય કરીએ છીએ, પરંતુ જીવ શરીરના એકજ દેશમાં છે એવો નિશ્ચય થતો નથી. કોઇ જીવને તમારી પેઠે અણુ કહે છે, કોઇ અમારી પેઠે વિભુ કહે છે. તેથી જીવ શરીરના એક ભાગમાંજ છે એવો નિશ્ચય થતો નથી, પરંતુ એમાં અતિશય સંદેહ રહે છે. તેથી ચંદનનું દૃષ્ટાંત વિષમતાને લીધે અહિં લાગુ પડતું નથી. જીવ અણુ છે એમ નીચે પ્રમાણે અનુમાન કરવાથી પણ સિદ્ધ થતું નથી—સર્વ શરીરમાં વ્યાપી રહેલું ચૈતન્ય પોતાના ધર્મીથી અધિક દેશમાં રહેનાર છે, કારણ કે તે વિસર્પિ અર્થાત્ પ્રસરે તેવો ગુણ છે. જે જે વિસર્પિગુણ છે તે પોતાના ધર્મીથી અધિક દેશમાં રહેનાર છે, શરીરના એક ભાગમાં રહેલા ચંદનથી ઉત્પન્ન થતા સર્વ શરીરમાં વ્યાપી રહેલા શૈત્યની પેઠે. વિગેરે—કારણ કે હેતુ સિદ્ધ થતો નથી. ચૈતન્ય વિસર્પિ અર્થાત્ પ્રસરે તેવો ગુણ છે એમ સિદ્ધ થતું નથી. વળી હેતુ સાધ્યની સમાનજ છે, અર્થાત્ વિસર્પિ એટલેજ અધિક દેશમાં રહેનાર. સાધ્યનેજ હેતુ કહેલો છે. સાધ્યમાં અને હેતુમાં કાંઇ પણ ભેદ નથી. વળી જીવ શરીરના એક ભાગમાં રહે છે એમ સિદ્ધ થાય ત્યારે ચૈતન્ય વિસર્પિગુણ છે એમ સિદ્ધ થાય છે. અને ચૈતન્ય વિસર્પિગુણ છે એમ સિદ્ધ થાય ત્યારે જીવ શરીરના એક ભાગમાં રહે છે એમ સિદ્ધ થાય છે. તેથી એ બેનો અન્યોન્યાશ્રય થાય છે. વળી ચંદનનું દૃષ્ટાંત પણ સિદ્ધ થતું નથી. કારણ કે ચંદનનો શરીરના એક ભાગમાંજ

ઉપલબ્ધિ સંભવે તેથી દૃષ્ટાન્ત પણ અસિદ્ધ છે. આથી જ ચંપકગંધની પણ પ્રત્યુક્તિ થઈ; કારણ કે અતિપ્રસંગને લીધે ગુણીવિના ગુણમાં ક્રિયા સંભવતી નથી. ચંપકદેશથી અધિકદેશમાં ગન્ધગ્રહ વાયુથી ઉપનીત તેના અવયવોના પણ તે સ્થલે સત્ત્વથી થાય છે.—એમ તેનો નાશ થવો જોઈએ—એમ પણ નહિ, કારણ કે ભોગ્યાદૃષ્ટથી તેના અવયવો પૂરાય એમ પણ સંભવે છે; કારણ કે અન્યથાનુપપત્તિ બલિષ્ઠ છે, દૃષ્ટનો અસંભવ હોય ત્યાં અદૃષ્ટની કલ્પના ન્યાય્ય છે. મણિપ્રભાની પેઠે પણ તેની ઉપપત્તિ થાય નહિ, કારણ કે પ્રભા મણિજનિત વિરલ સજાતીય દ્રવ્યાન્તર છે. આથી જ પ્રદીપ સૂર્ય આદિની પ્રત્યુક્તિ થઇ.

---

લેપ કર્યો હોય તોપણ તેના સૂક્ષ્મ અવયવો સર્વ શરીરમાં પ્રસરે છે અને તેથીજ સર્વ શરીરમાં શૈત્યની ઉપલબ્ધિ થાય છે એમ સંભવે છે, પરંતુ જીવ અણુ માનોછો તેથી તેને અવયવજ હોઇ શકે નહિ. તેથી જીવના અવયવ સર્વ શરીરમાં પ્રસરવાથી સર્વ શરીરમાં ચૈતન્યની ઉપલબ્ધિ થાય છે એમ કહી શકાય નહિ. આ પ્રમાણે ચંદનના દષ્ટાંતનો નિરાસ થવાથી ચંપકગંધના દષ્ટાંતનો પણ નિરાસ થાય છે, કારણ કે ચંપકથી તેની ગંધ અધિક દેશમાં રહે છે એમ કહી શકાય નહિ. ચંપકમાંથી સૂક્ષ્મ અવયવો દૂર દેશમાં વાયુથી પ્રસરે છે અને તેથીજ ચંપકની ગંધ દૂર આવે છે. પરંતુ ત્યાં ચંપકના અવયવ છે તેથીજ ગંધ છે. તેથી ગંધ પણ ચંપકથી અધિક દેશમાં રહે છે એમ કહી શકાય નહિ. ગુણી અર્થાત્ દ્રવ્ય વિના કેવલ તેના ગુણમાં ક્રિયા સંભવતી નથી. ચંપકનો ત્યાગ કરી કેવલ ગંધ દૂર જાય છે એમ સ્વીકારીએ તો જ્યાં ચંપક અથવા પૃથ્વી ન હોય ત્યાં પણ ગંધ આવે છે એમ સિદ્ધ થાય અને ‘ ગંધવાળી પૃથ્વી ’ એ પૃથ્વીના લક્ષણનો નિરાસ થાય. તેથી દૂર દેશમાં ચંપકની ગંધ આવે છે તેનું કારણ ચંપકના અવયવો વાયુથી ત્યાં આવેલા છે એજ છે. ચંપકના અવયવ હોવાથીજ ગંધની ઉપલબ્ધિ થાય છે. ચંપકના અવયવ આ પ્રમાણે વાયુથી દૂર જતા હોય તો સર્વ અવયવ જવાથી ચંપકનો નાશ થવો જોઇએ એમ પણ કહેવાય નહિ, કારણ કે જેમ અવયવ વાયુથી દૂર જાય છે તેમજ અદૃષ્ટ ચંપકમાં અવયવ પૂરે છે. અદૃષ્ટ ચંપકના અવયવ પૂરે છે એમ પણ સંભવે છે, કારણ કે અદૃષ્ટથી અવયવ પૂરાતા ન હોય તો ચંપકનો નાશ થવો જોઇએ. પરંતુ ચંપકનો નાશ થતો નથી. તેથી ચંપકની સ્થિતિની અન્યથાનુપપત્તિ બલવતી હોવાથી અદૃષ્ટ તેના અવયવો પૂરે છે એમ કલ્પના કરવી જોઇએ. દૃષ્ટથી ચંપકની સ્થિતિ સંભવતી નથી તેથી દૃષ્ટાર્થનો અસંભવ થાય ત્યારે અદૃષ્ટની કલ્પના કરીએ તે ઉચિતજ છે.

વળી મણિ જ્યાં હોય ત્યાંથી અધિક દેશમાં તેની પ્રભાની ઉપલબ્ધિ થાય છે તેથી દ્રવ્યથી અધિક દેશમાં તેનો ગુણ રહે છે એમ કહેવાય નહિ, કારણ કે પ્રભા કાંઇ ગુણ નથી, પરંતુ મણિથીજ ઉત્પન્ન થતું તેના જેવું અન્ય વિરલ દ્રવ્ય છે. મણિ વિરલ નથી, પરંતુ પ્રભા વિરલ છે એજ એમાં ભેદ છે. અન્ય રીતે પ્રભા મણિના જેવુંજ અન્ય દ્રવ્ય છે. એજ પ્રમાણે દીપ અને તેના પ્રકાશ, સૂર્ય અને તેના પ્રકાશનું સમજવું. દીપ અને સૂર્યના પ્રકાશ દ્રવ્ય છે, પરંતુ ગુણ નથી. તેથી તેમના દષ્ટાંતથી દ્રવ્યથી અધિક દેશમાં તેનો ગુણ રહે છે એમ કહી શકાય નહિ. ચૈતન્ય જીવનો ગુણ છે ને તે સર્વ શરીરમાં ઉપલબ્ધ

શ્રુતિમાં અણુત્વનું નિરૂપણ દુર્જ્ઞેયત્વના અભિપ્રાયથી છે. તેથી જીવ અણુ નથી.

**સિ૦**—અત્ર કહે છે.

**तत्त्वसूत्रानुसारेण वेदार्थस्य निरूपणे ।**
**जीवोऽणुरेव संसिद्धयत्यन्यथा त्वन्यथैव हि ॥**

તત્ત્વસૂત્રને અનુસરી વેદાર્થનું નિરૂપણ કરવામાં આવે તો જીવ અણુ જ સિદ્ધ થાય છે, અન્યથા તો અન્યથા જ (થાય).

જો 'આ તે મહાન્ આત્મા' ઇત્યાદિથી જીવનું નિરૂપણ થતું હોય તો આ એમ થાય, પણ એજ સંભવતું નથી; કારણ કે તે બ્રહ્મપ્રકરણમાં પઠિત છે. કેમ કે બાદરાયણ પણ 'વ્યાપક શ્રુતિને લીધે અણુ નહિ એમ નહિ, ઇતરના અધિકારને લીધે' એમ કહે છે. એમ સકલ શરીરમાં રહેલા ચૈતન્યની પણ અનુપપત્તિ નહિ થાય, કારણ કે ચંપકગંધની પેઠે જ તેની ઉપપત્તિ થશે.

---

થાય છે તેથી જીવ પણ સર્વ શરીરમાં રહેલો હોવો જોઇએ. તેથી તે અણુ સંભવતો નથી. મધ્યમ પરિમાણવાળો જીવ છે એમ પણ કહેવાય નહિ, કારણ કે શરીર વિગેરે મધ્યમ પરિમાણવાળા પદાર્થનો નાશ થાય છે, પરંતુ જીવ નિત્ય હોવાથી તેનો નાશ સંભવે નહિ. તેથી જીવ વિભુ અથવા સર્વવ્યાપકજ છે. શ્રુતિમાં જીવને અણુ કહ્યો છે તે માત્ર જીવ દુર્જ્ઞેય છે, અથવા તેનું જ્ઞાન થવું અતિ કઠિન છે એવા અભિપ્રાયથીજ કહેલું છે. તેથી જીવ અણુ નથી, પરંતુ વિભુ છે.

સિદ્ધાન્તી—આવી શંકા થાય ત્યારે પ્રાચીનો કહે છે કે તત્ત્વસૂત્રને અનુસરી વેદના અર્થનું નિરૂપણ કરવામાં આવે તો જીવ અણુજ સિદ્ધ થાય છે, અન્યથા તત્ત્વસૂત્રને અનુસર્યા વિના પોતાની ઇચ્છા પ્રમાણે વેદના અર્થ કરો તો જીવ અણુ સિદ્ધ ન થાય, અને વિભુ પણ સિદ્ધ થાય.

'આ તે મહાન્ આત્મા' વિગેરે શ્રુતિઓ જીવને વ્યાપક કહે છે એમ તમે કહ્યું. એ શ્રુતિઓ જો જીવનું નિરૂપણ કરતી હોત તો તમે કહ્યું તેમ જીવને વ્યાપક કહેત, પરંતુ એ શ્રુતિઓ જીવનું નિરૂપણ કરતી નથી. એ શ્રુતિઓ બ્રહ્મપ્રકરણમાં આવેલી છે. તેથી તે જીવનું નિરૂપણ કરે છે એમ કહેવાય નહિ. વસ્તુતઃ એ બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે. '**नाणुरतच्छ्रुतेरिति चेन्नेतराधिकारात्**' સૂત્રથી ભગવાન્ બાદરાયણ પણ એજ ઉપદેશ કરે છે. જીવ અણુ નથી, કારણ કે તે વ્યાપક છે એમ કહેતા હો તો તે સત્ય નથી, કારણ કે એ શ્રુતિ બ્રહ્મનું નિરૂપણ કરે છે. એવો આ સૂત્રનો અર્થ છે.

જીવ અણુ હોય તો સકલ શરીરમાં તેના ચૈતન્ય ગુણની ઉપલબ્ધિ થાય છે તે સંભવે નહિ, એમ પણ કહી શકાય નહિ; કારણ કે જેમ ચંપકની ગંધની ચંપકથી દૂર દેશમાં ઉપલબ્ધિ થાય છે તેજ પ્રમાણે જીવ અણુ હોવાથી શરીરના એક ભાગમાંજ રહે તોપણ તેના ચૈતન્ય ગુણની સકલ શરીરમાં ઉપલબ્ધિ થાય એ સંભવે છે. ગુણીના વિના ગુણ રહી શકે નહિ તેથી જીવ ન હોય ત્યાં ચૈતન્ય સંભવે નહિ, એમ પણ કહી શકાય નહિ; કારણ કે ઘટરૂપમાં ઘટનો સમવાયસંબંધ છે એમ નૈયાયિકો માને છે. ઘટરૂપ સંબંધી નથી, તોપણ તેમાં સમવાયસંબંધ છે એમ તેઓ માને છે. તેથી જેમ સંબંધી વિના તે-

–ગુણી વિના ગુણ સંભવે નહિ તેથી એમ ન કહેવાય–એમ પણ નથી; કારણ કે જેમ અક્ષપાદીય સંબંધી વિના પણ સમવાયસંબંધનો અંગીકાર કરે છે તેમ અહિ પણ તેની ઉપપત્તિ છે.–એમ રૂપ રસની પણ અન્યત્ર ઉપલબ્ધિ થાય. –સ્વાશ્રયનો ત્યાગ કરી અન્યત્ર રહે તો ઉપલબ્ધિ થાય જ.–દ્રવ્યનો ત્યાગ કરી ગંધ અન્યત્ર રહે તો ગુણસત્ત્વમાં દ્રવ્યસત્ત્વ નિયામક રહે નહિ તેથી રસાદિનું પણ અન્યત્ર ગમન થાય; તેથી આનો અવશ્ય નિયામક તરીકે અંગીકાર કરવો જોઇએ; તેથી ગંધની ઉપલબ્ધિના સ્થલમાં ચંપકના અવયવોના સત્ત્વનો પણ અંગીકાર કરવો જોઇએ–એમ નહિ. સમવાયને પણ તેવો સ્વીકારવાથી સંબંધ-સત્ત્વમાં સંબંધિસત્ત્વ નિયામક રહે નહિ, તેથી સંયોગઆદિનો પણ અતિરેક થાય. તેના સમાધાન માટે તેનું નિયામકત્વ સ્વીકારવું જોઇએ; અને સમવાયનો નિત્ય તરીકે અંગીકાર કરેલો હોવાથી તેના નિર્વાહ માટે ઘટ નષ્ટ થાય તો પણ સૂક્ષ્મઘટનું સત્ત્વ સ્વીકારો.—જન્ય સંબંધના સત્ત્વમાં જ સંબંધિસત્ત્વનું નિયા-

---

મના મતમાં સમવાયસંબંધ રહે છે તેમજ અહિં પણ ગુણી વિના ગુણ રહે એ સંભવે છે.

પૂર્વપક્ષી—ગુણી વિના ગુણ રહેતો હોય તો ગંધની પેઠે ગુણી વિનાજ રૂપ, રસ વિગેરેની પણ અન્યસ્થલે ઉપલબ્ધિ થાય.

સિદ્ધાન્તી—પોતાના આશ્રયને તજી અન્ય સ્થલે રહેતા હોય તો અવશ્ય થાયજ. દ્રવ્ય-થી અધિક દેશમાં ગુણની ઉપલબ્ધિ થાય છે. દૂર રહેલી વહ્નિના ઔષ્ણ્યની પણ ઉપલબ્ધિ થાય છે. સૂર્ય વિગેરેથી દૂર દેશમાં તેમની પ્રભાની ઉપલબ્ધિ પણ થાય છે. તેમજ અમુક નિંબવૃક્ષ અથવા લીંબડાની છાયામાં માત્ર ઉભા રહેતાં મુખમાં કડવાશનો અનુભવ પણ થાય છે.

પૂર્વપક્ષી—દ્રવ્ય તજી ગંધ અન્ય સ્થલે રહે એમ સ્વીકારીએ તો ગુણ હોય ત્યાં દ્રવ્ય હોવુંજ જોઇએ એ નિયમનો ભંગ થાય છે. તેથી રસ વિગેરે ગુણો પણ પોતાના દ્રવ્ય તજી અન્યત્ર રહે. એમ ન થાય તે માટે દ્રવ્ય હોય ત્યાંજ ગુણ રહે, અર્થાત્ ગુણ પોતાનો આશ્રય તજી અન્ય સ્થલે રહી શકે નહિ એમ અવશ્ય સ્વીકારવું જોઇએ. તેથીજ ચંપકની ગંધ દૂર આવે ત્યાં પણ ચંપકના અવયવ છે એમ માનવું.

સિદ્ધાન્તી—એમ નહિ. દ્રવ્ય હોય ત્યાંજ ગુણ રહે એમ માની શકાશે નહિ. કારણ કે એમ સ્વીકારીએ તો સંબંધી વિના સંબંધ પણ રહી શકે નહિ એમ માનવું પડે. પરંતુ સમવાયસંબંધ સંબંધી વિના નૈય્યાયિકોના મત પ્રમાણે રહે છે. તેથી સંબંધ સંબંધી હોય ત્યાંજ રહે એવો નિયમ નથી. તેથી સંયોગસંબંધ પણ સંબંધી ન હોય ત્યાં હોવો જોઇએ. તેને પણ સમવાયની પેઠે ભિન્ન પદાર્થ ગણવો જોઇએ. પરંતુ એમ ગણતા નથી. એનું સમાધાન કરવા સંબંધી હોય ત્યાંજ સંબંધ હોઇ શકે એવો નિયમ છે એમ સ્વીકારવું જોઇએ. પરંતુ સમવાય નિત્ય સંબંધ છે. તેથી ઘટ અને તેના ગુણમાં સમવાય છે તે નિત્ય છે. સંબંધી હોય ત્યાંજ સમવાયસંબંધ રહી શકે એવો નિયમ સ્વીકાર્યો છે. સમવાય નિત્ય છે તેથી સંબંધી ઘટ અને તેના ગુણ પણ નિત્ય હોવાજ જોઇએ. તેથી ઘટ નાશ પામે તોપણ સૂક્ષ્મ ઘટ છે એમ સ્વીકારવું જોઇએ.

મકત્વ છે—અહિં પણ ગંધથી અતિરિક્ત જ ગુણમાં દ્રવ્યસત્ત્વનું નિયામકત્વ છે તેથી તુલ્ય છે.—ત્યાં સંબંધી અનિત્ય હોવાથી અને સંબંધ નિત્ય હોવાથી, તેની અન્યથાનુપપત્તિ હોવાથી ' જન્ય ' પદ મૂકવું પડયું છે. અહિ અન્યત્ર ઉપલબ્ધિની અનુપપત્તિ છે તો પણ તેના અવયવના સત્ત્વથી ઉપપત્તિ થાય છે તેથી ' ગંધથી અતિરિક્ત ' એ વિશેષણ ગૌરવને લીધે વ્યર્થ છે—નહિ, એ પ્રામાણિક ( છે ); કારણ કે વણિક્સાર્થમાં વિવિધચર્મપુટથી વેષ્ટિત પણ મૃગમદની ગંધની ઉપલબ્ધિ થાય છે. ત્યાં તેના અવયવોનો નિર્ગમ અને અપૂર્વથી તેમનો પ્રવેશ સંભવતા નથી. વળી એમ ( હોય તો ) ગંધની ઉપલબ્ધિના

---

પૂર્વપક્ષી—જન્યસંબંધનેજ એ નિયમ લાગુ પડે છે. સમવાય નિત્યસંબંધ હોવાથી તેને એ નિયમ લાગુ પડતો નથી. તેથી જન્યસંબંધ સંબંધી વિના રહી શકે નહિ એમ માનવું જોઇએ.

સિદ્ધાન્તી—જેમ નિત્યસંબંધને નિયમ લાગુ પડતો નથી તેમજ અહિં પણ ગંધને નિયમ લાગુ પડતો નથી. જેમ નિત્યસંબંધ સંબંધી વિના રહી શકે છે તેમ ગંધ પણ તેના આશ્રય ચંપક વિના રહી શકે છે એમ માનો. તેથી આપણે તુલ્યજ છીએ.

( ગંધ તેના આશ્રય દ્રવ્ય વિના રહે છે એમ માત્ર પૂર્વપક્ષીને ઉત્તર તરીકેજ કહેલું છે. વસ્તુતઃ રસ વિગેરે ગુણ પણ આશ્રય વિના રહી શકે છે એમ ઉપર કહી ચુકયા છીએ.)

પૂર્વપક્ષી—સમવાયસંબંધ નિત્ય છે, પરંતુ સંબંધીઓ અનિત્ય છે. તેથી જ્યાં જ્યાં સંબંધ હોય ત્યાં ત્યાં સંબંધીઓ હોવા જોઇએ એ નિયમ તેને લાગુ પડતો નથી. સમવાય સંબંધને આ નિયમ લાગુ પડતો નથી, તેથીજ એ નિયમમાં ' જન્ય ' પદ મૂકવું પડે છે. જ્યાં જ્યાં જન્યસંબંધ હોય ત્યાં ત્યાં સંબંધીઓ હોવા જોઇએ. એ પ્રમાણે અન્યથાનુપપત્તિને લીધે ' જન્ય ' પદ મૂકવું પડે છે. ચંપકની ગંધના દૃષ્ટાંતમાં અન્યથાનુપપત્તિ થતી નથી. ચંપકથી દૂરના પ્રદેશમાં ગંધનો અનુભવ થાય છે, તે પ્રમાણે આશ્રયથી દૂર રસ વિગેરેનો અનુભવ થતો નથી. પણ ચંપકથી દૂર ગંધનો અનુભવ થાય છે તેનું કારણ ચંપકના અવયવો વાયુથી ત્યાં આવેલા છે. ચંપકના અવયવો ત્યાં હોવાથીજ ગંધ આવે છે એમ માનવાથી કાંઇ અનુપપત્તિ થતી નથી. તેથી ' ગંધથી અતિરિક્ત ' અર્થાત્ ગંધ વિનાના ગુણો જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં દ્રવ્ય હોવું જોઇએ એમ નિયમ કરી, ' ગંધથી અતિરિક્ત ' પદ યોજવાનું કાંઇ કારણ નથી. પરંતુ જ્યાં જ્યાં ગુણ હોય ત્યાં ત્યાં તેનો આશ્રય દ્રવ્ય હોવું જોઇએ એવો નિયમ છે એમ માનવું જોઇએ. ' ગંધથી અતિરિક્ત ' એ વિશેષણ વ્યર્થ છે અને નિરર્થક ગૌરવ કરવું જોઇએ નહિ.

સિદ્ધાન્તી—એ વિશેષણ પણ પ્રામાણિક છે. ' ગંધથી વ્યતિરિક્ત ' વિશેષણ વ્યર્થ નથી, કારણ કે આશ્રય દ્રવ્ય ન હોય ત્યાં ગંધનો અનુભવ થાય છે. વણિક્સાર્થમાં વિવિધ પ્રકારના ચર્મની કોથળીમાં વીંટાળેલી કસ્તુરીની ગંધનો અનુભવ થાય છે. આ સર્વ ચર્મનો ભેદ કરી કસ્તુરીના અવયવો બહાર નીકળે અને વળી અપૂર્વથી બીજા અવયવો એ કોથળીઓનો ભેદ કરી અંદર પ્રવેશ કરે એ સંભવતું નથી.

વળી જો ત્યાં અવયવો બહાર નીકળતા હોય અને તેથીજ કસ્તુરીની ગંધ આવતી હોય તો

સમયે મુખ પ્રસારે તેને તેના રસની પણ ઉપલબ્ધિ થવી જોઇએ, કારણ કે તે અવયવો યોગ્ય છે; નહિ તો ગંધની પણ ઉપલબ્ધિ થાય નહિ, કારણ કે ગંધની જ ઉપલબ્ધિ થાય એવો કોઇ નિયામક નથી.–અદૃષ્ટ જ એવું (નિયામક) છે–અહો બહુબોલાની ગૌરવભીતિ ! કે અવયવનું નિર્ગમન, પુનઃ તે અવયવોનું પૂરણ, તે હેતુથી અદૃષ્ટની કલ્પના, અને રસાદિ અનુભવના પ્રતિબંધક અદૃષ્ટાન્તરની કલ્પના કહેતાં પણ તેના તુંડને સંકોચ નથી અને 'ગંધથી અતિરિક્ત' એટલું જ કહેતાં સંકોચ થાય છે! વળી ઉગ્રગન્ધવાળા કોઈ કુસુમનો અથવા લશુનઆદિનો સ્પર્શ માત્ર થાય તો પણ પછી કરનું ત્યાંથી વારંવાર મૃત્સ્નાથી ક્ષાલન કરવામાં આવે તો પણ તેની ગન્ધનો અપગમ થતો નથી. સ્પર્શમાત્રથી લગ્ન તેના અવયવો એકવાર પ્રોંછન કરવાથીજ રહે નહિ તો એકવાર ક્ષાલન કરવાથી તેમની સ્થિતિ સંભવે નહિ, તો વારંવાર એમ કરવાથી ક્યાંથીજ સંભવે ? તેથી ગંધ દ્રવ્યથી અધિકદેશવાળી છે એમ કહેવું જોઇએ. જેમ તમે વિનાશ થતી અવસ્થાવાળા (દ્રવ્યના)

---

કોઇ પોતાનું મુખ પ્રસારે તો તેને ગંધની પેઠે રસનો પણ અનુભવ થવો જોઇએ. કસ્તુરીના અવયવો ત્યાં હોય તો મુખ પ્રસારવાથી તેના રસનો પણ અનુભવ થવો જોઇએ, કારણ કે કસ્તુરીના અવયવો તેના રસનો અનુભવ કરાવવા સમર્થ છે. રસનો અનુભવ ન થાય તો ગંધનો અનુભવ પણ થાય નહિ, કારણ કે કસ્તુરીના અવયવ હોય ત્યાં તેની ગંધનોજ અનુભવ થાય, અને રસનો અનુભવ ન થાય એવો કાંઇ નિયમ નથી.

પૂર્વપક્ષી—અદૃષ્ટથીજ એ પ્રમાણે થાય છે. કસ્તુરીના અવયવો ત્યાં છે, પરંતુ તેની ગંધનોજ અનુભવ થાય છે. અદૃષ્ટને લીધે તેના રસનો અનુભવ થતો નથી.

સિદ્ધાન્તી—અહો બહુબોલાની ગૌરવભીતિ ! કસ્તુરીના અવયવો ચર્મની કોથળીઓ ભેદી બહાર નીકળે, વળી તે અવયવો પૂરાય, અવયવો પૂરનાર અદૃષ્ટની કલ્પના કરવી, અને રસ વિગેરેનો અનુભવ ન થવા દેનાર અન્ય અદૃષ્ટની કલ્પના કરવી. એ સર્વ કરતાં કાંઈ બહુબોલાને ગૌરવ થતું નથી, પરંતુ 'ગંધથી અતિરિક્ત' એ એકજ વિશેષણ મૂકતાં ગૌરવ થઇ જાય છે !

વળી ઉગ્ર ગંધવાળા કોઇ કુસુમ અથવા લસણનો માત્ર સ્પર્શજ કરીએ અને પછી વારંવાર માટીથી કર ધોઇએ તોપણ તે કુસુમની અથવા લસણની ગંધ દૂર થતી નથી. જો દ્રવ્યના સૂક્ષ્મ અવયવો રહેવાથીજ ગંધનો અનુભવ થતો હોય, સ્પર્શ કરતાં કુસુમ અથવા લસણના અવયવો હાથે લાગવાથીજ તેની ગંધ આવ્યા કરતી હોય તો તે અવયવો માત્ર એક વારજ લૂછી નાખવાથી દૂર થવા જોઇએ. લૂછી નાખવાથી દૂર થાય તેવા અવયવો હાથ એકવારજ ધોવામાં આવે તો જરૂર દૂર થાય. તો પછી વારંવાર માટીથી હાથ ધોવામાં આવે ત્યારે ત્યાં તે અવયવો કેમ રહી શકે? તેથી આ પ્રમાણે હાથ ધોયા પછી ત્યાં અવયવો હોઇ શકે નહિ, તોપણ કુસુમ અથવા લસણની ગંધ દૂર થતી નથી, તેથી ગંધ તેના આશ્રય દ્રવ્યથી અધિક દેશમાં રહે છે એમ અવશ્ય સ્વીકારવું જોઇએ.

વળી પોતાના આશ્રય દ્રવ્ય વિના ગુણ રહી શકે નહિ એમ કહી શકાય નહિ, કારણ

ગુણોનો આશ્રય વિના અંગીકાર કરો છો તેમ અનુભવથી પણ દ્રવ્યથી અધિક દેશમાં ગુણની વૃત્તિ સ્વીકારો. તેથીજ (જીવનું) અણુત્વ સાધતાં આજ આ શંકાનો પરિહાર કરવા 'ગંધની પેઠે વ્યતિરેક' એમ સિદ્ધ દૃષ્ટાંત કહે છે. 'જેમ સંપુષ્પિત વૃક્ષની ગંધ દૂરથી વાય છે તેમ પુણ્ય કર્મની ગંધ દૂરથી વાય છે' એમ શ્રુતિ પણ (કહે) છે. અહિં 'દૂર' પદ તેના અવયવના અસત્ત્વનું નિરૂપણ કરવાજ છે. દાર્ષ્ટાંતિકમાં કીર્તિજ ગંધ છે. (કીર્તિનું) ગંધત્વ તેના અસાધારણ ધર્મ આદિ સાધર્મ્યથી છે. વળી 'આ આત્મા હૃદયમાં' 'આ તે આત્મા હૃદયમાં છે. જે પ્રાણોમાં વિજ્ઞાનમય હૃદયમાં અન્તર્જ્યોતિ પુરૂષ છે' 'ગુહામાં પ્રવેશેલા' ઇત્યાદિ શ્રુતિઓ જીવની હૃદયદેશમાં સંસ્થિતિ કહે છે. તે અણુ હોય તોજ ઉપપન્ન થાય. ત્યાર પછી 'લોમથી આરંભી નખાગ્રસુધી' એમ સ્વકીય ચૈતન્યગુણથી સકલ શરીરમાં વ્યાપકત્વ દર્શાવે છે. તેથી સર્વ અનવદ્ય છે.

ચૈતન્ય સર્વ શરીર વ્યાપિ હોવાથી જીવ અણુ નથી, કારણ કે ઔષ્ણ્ય-

---

કે જે ક્ષણે ગુણો તેમના આશ્રય દ્રવ્યનો નાશ થવાથી નાશ પામતા હોય છે તે ક્ષણે આશ્રય દ્રવ્ય વિનાજ તે રહે છે એમ નૈયાયિકો પણ માને છે. દ્રવ્યનો નાશ પૂર્વની ક્ષણમાં થયો છે. દ્રવ્યનો નાશ તેના ગુણના નાશનું કારણ છે. કારણ કાર્યની પહેલાં અવસ્ય હોવું જોઇએ. તેથી દ્રવ્યનો નાશ ગુણના નાશ પહેલાં થવો જોઇએ. જે ક્ષણે દ્રવ્યનો નાશ થયો ત્યાર પછીની ક્ષણે ગુણોનો નાશ થાય. તે ક્ષણે નાશ પામતા ગુણો તેમના આશ્રય વિના રહે છે, એજ પ્રમાણે ગંધ પણ તેના આશ્રય વિનાજ રહે છે. તેથીજ સૂત્રકાર પણ જીવ અણુ છે એમ સિદ્ધ કરતાં આ શંકા થાય તે દૂર કરવા પ્રસિદ્ધ દૃષ્ટાન્ત 'ગંધની પેઠે વ્યતિરેક' સૂત્રથી કહે છે: અર્થાત્ ગંધની પેઠે પોતાના આશ્રય દ્રવ્યથી વ્યતિરિક્ત દેશમાં ચૈતન્ય પણ રહે છે. 'જેમ સંપુષ્પિત વૃક્ષની ગંધ દૂરથી વાય છે તેમ પુણ્ય કર્મની ગંધ દૂરથી વાય છે' એવી શ્રુતિ પણ છે. આ શ્રુતિ 'દૂર' શબ્દનો પ્રયોગ કરે છે તેનો ભાવાર્થ એવો છે કે ત્યાં પુષ્પના અવયવો નથી. ત્યાં પુષ્પના અવયવો નથીજ એમ જણાવવાજ શ્રુતિ 'દૂર' પદ યોજે છે. પુણ્ય કર્મની ગંધ કીર્તિને કહેલી છે. પોતાના આશ્રય દ્રવ્યથી દૂર દેશમાં રહેવાનો ગુણ ગંધમાં અને કીર્તિમાં સમાન હોવાથી, સાધર્મ્યને લીધે કીર્તિને પણ ગંધ કહેલી છે. વળી 'આ આત્મા હૃદયમાં' 'આ તે આત્મા હૃદયમાં છે જે પ્રાણોમાં વિજ્ઞાનમય હૃદયમાં અંતર્જ્યોતિ પુરૂષ છે' 'ગુહામાં પ્રવેશેલા' વિગેરે શ્રુતિઓ જીવ હૃદયમાં રહે છે એમ કહે છે. જીવ વ્યાપક હોય તો હૃદયમાં તેનો સમાવેશ થઇ શકે નહિ. તે અણુ હોય તોજ તે હૃદયમાં રહી શકે. આ પ્રમાણે જીવ હૃદયમાં રહે છે એમ કહી, તે પોતાના ચૈતન્ય ગુણથી સર્વ શરીર વ્યાપે છે એમ 'લોમથી આરંભી નખાગ્ર સુધી' 'શ્રુતિ કહે છે. તેથી જીવ અણુ છે, હૃદયમાં રહે છે, અને પોતાના ચૈતન્યગુણથી સર્વ શરીર વ્યાપે છે એમ સિદ્ધ થાય છે. એમ માનવામાં કાંઇ દોષ પણ નથી.

( સાંખ્ય પૂર્વપક્ષ કરે છે )

પૂર્વપક્ષી—ચૈતન્ય સર્વ શરીરે વ્યાપી રહે છે તેથી જીવ અણુ છે એમ કહેવાય નહિ.

પ્રકાશાત્મક અગ્નિ પેઠે તે ચૈતન્યમાત્રસ્વરૂપ છે, એમ અગ્નિ દૃષ્ટાન્તથી જીવનું ચૈતન્યાત્મકત્વ સાધી અણુત્વનો બાધ કરી કેટલાક તેને વ્યાપક કહે છે, એ વિદ્વાનોએ આદર કરવા જેવું નથી; કારણકે 'પ્રજ્ઞાથી શરીરનો સમારોહ કરી' એમ શ્રુતિ પ્રજ્ઞાનું કરણતરીકે નિરૂપણ કરે છે, અને તે ભેદમાંજ યોગ્ય છે. 'પ્રાણોનું વિજ્ઞાન વિજ્ઞાનથી લઇને' શ્રુતિમાં વિજ્ઞાનનું કર્મ તરીકે નિરૂપણ થએલું હોવાથી વિજ્ઞાન ગુણજ છે. તેથીજ 'પૃથક્ ઉપદેશને લીધે' એમ સૂત્રકાર પણ કહે છે. વળી ઔષ્ણ્ય માત્રને વહ્નિસ્વરૂપ કહેવું યોગ્ય નથી; કારણ કે મણિમન્ત્ર આદિથી ઔષ્ણ્યની ઉપલબ્ધિ ન થાય તોપણ વહ્નિની ઉપલબ્ધિ થાય છે. ઔષ્ણ્ય શૈત્ય આદિ સ્પર્શધર્મ હોવાથી, વહ્નિના દ્રવ્યત્વની હાનિ થાય છે. (વહ્નિ) પ્રકાશાત્મક પણ નથી, કારણ કે તપ્ત જલમાં રહેલા વહ્નિની અનુપલબ્ધિ થાય. વળી 'જ્યારે તે

---

જીવ ચૈતન્યજ છે. જીવ સ્વરૂપથી ચૈતન્યજ છે. ચૈતન્ય એજ જીવ, ચૈતન્ય સર્વ શરીરમાં વ્યાપી રહે છે તેથી તે અણુ છે એમ કહેવાય નહિ. તેથી જીવ પણ અણુ નથી, અને વ્યાપક હોવો જોઇએ. જેમ અગ્નિ સ્વરૂપથી ઔષ્ણ્ય અને પ્રકાશજ છે, અર્થાત્ જેમ ઔષ્ણ્ય અને પ્રકાશજ અગ્નિ છે, તેમ ચૈતન્યજ જીવ છે. એ પ્રમાણે અગ્નિના દૃષ્ટાંતથી જીવ પણ ચૈતન્યજ છે. ચૈતન્ય સર્વ શરીર વ્યાપી રહે છે, તેથી તે અણુ હોઇ શકે નહિ. તેથી જીવ અણુ નથી, પરંતુ વ્યાપક છે.

સિદ્ધાન્તી—એ પણ વિદ્વાનોએ આદર કરવા જેવું નથી, કારણ કે 'પ્રજ્ઞાથી શરીરનો સમારોહ કરી' શ્રુતિ પ્રજ્ઞા અથવા ચૈતન્યને કરણ અથવા સાધન કહે છે. સમારોહ કરનાર કર્તા જીવ છે, પ્રજ્ઞા સાધન છે. સાધન અને કર્તા અવશ્ય ભિન્ન હોવા જોઇએ. તેથી ચૈતન્ય જીવથી ભિન્નજ છે. જીવ અને ચૈતન્ય ભિન્ન હોય તોજ એ શ્રુતિની ઉપપત્તિ થાય.

વળી 'તે પ્રાણોનું વિજ્ઞાન વિજ્ઞાનથી લઇને' શ્રુતિ 'વિજ્ઞાન લઇને' એમ વિજ્ઞાનને કર્મ કહે છે, તેથી પણ વિજ્ઞાન અથવા ચૈતન્ય જીવથી ભિન્ન છે. ચૈતન્ય અને જીવ ભિન્ન છે એમ આ પ્રમાણે ઉપદેશ કરેલો હોવાથીજ સૂત્રકાર પણ 'પૃથક્ ઉપદેશને લીધે' સૂત્ર યોજે છે.

વળી માત્ર ઔષ્ણ્ય વહ્નિ છે એમ કહી શકાય નહિ. વહ્નિ સ્વરૂપથી ઔષ્ણ્યજ છે એમ કહેવાય નહિ, કારણ કે પ્રતિબંધક મણિ અથવા મંત્રના પ્રભાવથી વહ્નિ હોય ત્યાં તેના ઔષ્ણ્યનો અનુભવ થતો નથી, પરંતુ વહ્નિનો અનુભવ થાય છે. તેથી વહ્નિ ઔષ્ણ્યજ છે એમ કહેવાય નહિ. વળી વહ્નિ ઔષ્ણ્યજ હોય તો ઔષ્ણ્ય શૈત્ય વિગેરે સ્પર્શના ધર્મ હોવાથી, વહ્નિ પણ સ્પર્શના ધર્મ અથવા ગુણજ કહેવાય. તેથી એમ હોય તો વહ્નિ દ્રવ્ય છે એમ પણ કહેવાય નહિ, અર્થાત્ વહ્નિ દ્રવ્યજ રહે નહિ. તેમજ વહ્નિ પ્રકાશજ છે, અર્થાત્ પ્રકાશજ વહ્નિ છે એમ પણ કહી શકાય નહિ, કારણ કે ઉષ્ણ જલમાં વહ્નિ રહેલો છે, પરંતુ પ્રકાશ નથી. તેથી પ્રકાશજ વહ્નિ છે એમ કહીએ તો ત્યાં પ્રકાશ નહિ હોવાથી વહ્નિનો અનુભવ થવો ન જોઇએ. પરંતુ જલ ઉષ્ણ લાગે છે અને વહ્નિનો અનુભવ થાય છે. તેથી પ્રકાશજ વહ્નિ છે એમ પણ કહેવાય નહિ.

વળી 'જ્યારે આ શરીરમાંથી ઉત્ક્રમણ કરે છે ત્યારે આ સર્વની સાથેજ ઉત્ક્રમણ

આ શરીરમાંથી ઉત્ક્રમણ કરે છે જે કોઈ આ લોકમાંથી પ્રયાણ કરે છે તે સર્વ ચંદ્રમાંજ જાય છે' 'એ લોકમાંથી પુનઃ આ લોકમાં કર્મ માટે આવીને' શ્રુતિઓએ કહેલી જીવની દેહમાંથી ઉત્ક્રાન્તિ, પરલોકગતિ, અને પુનઃ આગતિ (જીવ) અણુ હોય તોજ ઘટે, પરન્તુ વ્યાપક હોય તો ન ઘટે. 'જેમ મહારાજ જાનપદોને લઇ સ્વજનપદમાં ઇચ્છા પ્રમાણે પરિવર્તન કરે છે તેમજ આ તે પ્રાણોને લઈ સ્વ-શરીરમાં ઇચ્છા પ્રમાણે પરિવર્તન કરે છે' 'સ્વયં વિહાર કરી' ઇત્યાદિ શ્રુતિએ કહેલા પરિવર્તન અને વિહાર પણ અણુત્વ વિના ઉપપન્ન નથી.

**પૂ૦**—'તે તું છે' આદિ અભેદબોધક શ્રુતિ જીવનું બ્રહ્મ તરીકે નિરૂપણ કરે છે. (જીવ) અણુ હોય તો તે અનુપન્ન થાય.

**સિ૦**—એમ નહિ, કારણકે અમાત્ય માટે 'રાજા' પદના પ્રયોગ પેઠે તે ઔપચારિક છે. જીવમાં કોઈ સ્વાભાવિક ગુણ નથી, તેથી પ્રજ્ઞા દ્રષ્ટૃત્વ આદિ ભગવાનનાજ ગુણ છે. તેથી ભગવાનનાજ ગુણોથી આ ઉત્તમ હોવાથી અને અંશ હોવાથી બ્રહ્મ તરીકે વ્યપદેશ થાય છે. તેથીજ તેનું જડથી વૈલક્ષણ્ય છે.

---

કરે છે. જે કોઇ આ લોકમાંથી પ્રયાણ કરે છે તે સર્વ ચંદ્રમાંજ જાય છે' 'એ લોકમાંથી પુનઃ આ લોકમાં કર્મ માટે આવીને' શ્રુતિઓ જીવ દેહમાંથી ઉત્ક્રમણ કરે છે તે ચંદ્રમામાં જાય છે, અને પુનઃ આ લોકમાં આવે છે એમ કહે છે. આ જીવની દેહમાંથી ઉત્ક્રાન્તિ, ચંદ્રપ્રતિ ગતિ અને પુનઃ આ લોકમાં આગતિ, જીવ અણુ હોય તોજ સંભવે, કારણ કે વિભુ અર્થાત્ વ્યાપક દ્રવ્યને ક્રિયા હોઇ શકે નહિ. તેથી જીવ વ્યાપક હોય તો તેની ઉત્ક્રાન્તિ, ગતિ, આગતિ સંભવે નહિ. એજ કારણથી 'જેમ મહારાજ જાનપદોને લઇ સ્વજનપદમાં ઇચ્છા પ્રમાણે પરિવર્તન કરે છે તેમજ આ તે પ્રાણોને લઇ સ્વશરીરમાં ઇચ્છા પ્રમાણે પરિવર્તન કરે છે' 'સ્વયં વિહાર કરી' શ્રુતિઓ જીવ પરિવર્તન અને વિહાર કરે છે એમ કહે છે, તે પણ જીવ અણુ હોય તોજ સંભવે. આ સર્વ યુક્તિથી સૂત્રકાર જીવ અણુ છે એમ સિદ્ધ કરે છે.

( માયાવાદી પૂર્વપક્ષ કરે છે. )

પૂર્વપક્ષી—'તે તું છે' વિગેરે શ્રુતિઓ જીવ અને બ્રહ્મમાં અભેદ છે એમ કહે છે. બ્રહ્મ વિભુ અથવા સર્વવ્યાપક છે એમાં કાંઇ સંદેહ નથી. તેથી જીવ પણ જો વિભુ હોય તોજ તેમનામાં અભેદ સંભવે. જીવ અણુ હોય તો જીવ અને બ્રહ્મમાં અભેદ છે એમ બોધ કરનારી સર્વ શ્રુતિનો બાધ થાય.

સિદ્ધાન્તી—એમ નથી. અભેદ માત્ર ઔપચારિકજ છે. જેમ સમૃદ્ધિવાળા અમાત્યને 'રાજા' કહેવામાં આવે છે તેજ પ્રમાણે જીવને પણ બ્રહ્મ કહેલો છે. વસ્તુતઃ જીવ બ્રહ્મ નથી. જીવનો કોઇપણ ગુણ સ્વાભાવિક નથી. પ્રજ્ઞા અથવા ચૈતન્ય અથવા બુદ્ધિ, દ્રષ્ટૃત્વ વિગેરે જીવમાં છે તે સર્વ ભગવાનના જ ગુણ છે. તેથી ભગવાનના ગુણોથી જ જીવ ઉત્તમ છે. ભગવાનના ગુણો જીવમાં હોવાથી જ તે ઉત્તમ છે અને વળી તે ભગવાનનો અંશ છે તેથી જ તેને બ્રહ્મ કહેલો છે. જીવમાં ભગવાનના ગુણો હોવાથી, અને તે ભગવાનનો અંશ હોવાથી જ જડથી વિલક્ષણ છે, અને તેથી જ તેને કોઇ સ્થલે બ્રહ્મ કહેલો છે.

–એમ કેમ જાણ્યું કે તે ઔપચારિકજ છે ?–કારણ કે 'તેના ગુણ (તેમાં) સાર હોવાથી પ્રાજ્ઞની પેઠે તેનો વ્યપદેશ છે' એમ સૂત્રકારે પણ નિરૂપણ કર્યું છે. તેથી અણુપરિમાણજ, પૂર્વોક્તન્યાયથી બ્રહ્મમાંથી નિર્ગત, બ્રહ્મે સ્વકીય સેવા માટે અને નિજ ઐશ્વર્ય નિર્વિષય ન થાય તે માટે એવો પ્રકટ કરેલો, અને તેથીજ સહજ હરિદાસ, અને બ્રહ્મનો અંશ હોવાથી બ્રહ્મરૂપ જીવનો નિજનિસર્ગ પ્રભુ શ્રીગોકુલનાથના ચરણકમલનું દાસ્યજ સ્વધર્મ છે. તેથી અતિસંતુષ્ટ થઈ, સ્વયં પ્રકટ થઈ, નિજગુણનું તેને દાન કરી, સ્વરૂપાનંદનો અનુભવ કરાવવા (ભગવાન્) તેનો પોતામાં પ્રવેશ કરાવે છે, અથવા અતિશય અનુગ્રહ હોય તો તેથી પણ અધિક રસયુક્ત દાસ્ય કરાવવા નિકટમાં સ્થાપે છે એમ નિશ્ચય છે.

કેટલાક જીવનો અણુત્વથી પ્રાપ્ત થતો ભગવાનમાં પ્રવેશ અને તેનાં સાધન ભગવદ્ભજન આદિ સહન ન કરનાર, અણુત્વ સાધનાર ઉત્ક્રાન્તિ આદિ દશ સૂત્ર પૂર્વપક્ષ તરીકે કહી, 'તેના ગુણ સાર હોવાથી' સૂત્રને સિદ્ધાન્તીય તરીકે

---

પૂર્વપક્ષી—જીવને બ્રહ્મ ઉપચારથી જ કહેલો છે, વસ્તુતઃ તે બ્રહ્મ નથી એમ કેમ જણાય ?

સિદ્ધાન્તી—કારણ કે 'તેના ગુણ (તેમાં) સાર હોવાથી પ્રાજ્ઞની પેઠે તેનો વ્યપદેશ છે' સૂત્રથી સૂત્રકાર જ એમ કહે છે. 'તેના' અર્થાત્ બ્રહ્મના ગુણ જીવમાં સાર અર્થાત્ જડથી જીવનું વૈલક્ષણ્ય કરનાર હોવાથી, અમાત્યને માટે જેમ 'રાજા' પદ યોજાય છે તેમ જીવને માટે 'બ્રહ્મ' પદ યોજેલું છે એવો એ સૂત્રનો અર્થ છે.

તેથી જીવનું પરિમાણ અણુ જ છે, અર્થાત્ જીવ અણુ જ છે. અગ્નિમાંથી જેમ વિસ્ફુલિંગ વ્યુચ્ચરે તેમ બ્રહ્મમાંથી જીવ વ્યુચ્ચરેલા છે. જીવો પોતાની સેવા કરે, અને પોતાનું ઐશ્વર્ય નિર્વિષય ન થાય અર્થાત્ પોતાનું ઐશ્વર્ય દર્શાવવાનો વિષય પ્રાપ્ત થાય એ એ હેતુથી ભગવાને ઉપર વર્ણવ્યા તેવા પ્રકારના જીવ પ્રકટ કર્યા છે. તેથી જીવ સહજ હરિના દાસ છે. વળી જીવ ભગવાનના અંશ હોવાથી બ્રહ્મરૂપ જ છે. એવા પ્રકારના જીવનો પોતાના નિસર્ગ પ્રભુ શ્રીગોકુલનાથના ચરણકમલની સેવા એ જ ધર્મ છે. જીવની સેવાથી સંતુષ્ટ થઈ પ્રભુ પ્રકટ થઇ પોતાના ગુણોનું જીવને દાન કરે છે, અને સ્વરૂપાનંદનો અનુભવ કરાવવા પોતાની અંદર તેનો પ્રવેશ કરાવે છે. અથવા જીવ પર પોતાનો અતિશય અનુગ્રહ થાય તો સ્વરૂપાનંદથી પણ અધિક રસયુક્ત દાસ્ય અથવા સેવા કરાવવા જીવને પોતાની પાસે રાખે છે, એમ નિશ્ચય થાય છે. 'સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય અને એકત્વ પણ આપવામાં આવે તોપણ લોકો મારી સેવા વિના લેતા નથી' શ્રીમદ્ભાગવતવાક્યથી એકત્વ અથવા સ્વરૂપાનંદથી પણ સેવા અથવા દાસ્યમાં અધિક રસ છે એમ સ્પષ્ટ થાય છે. પૂર્વે જીવનું સ્વરૂપ વર્ણવવાની પ્રતિજ્ઞા કરી તે પ્રમાણે જીવના સ્વરૂપનું પ્રતિપાદન કર્યું છે.

જીવ અણુ છે, અણુ હોવાથી ભગવાનમાં તેનો પ્રવેશ થાય છે, અને જીવનો ભગવાનમાં પ્રવેશ કરાવનાર સાધન ભગવાનનું ભજન છે એ સિદ્ધાન્ત સહન ન થવાથી શંકરાચાર્ય આ સૂત્રોનું વ્યાખ્યાન જૂદીજ રીતે કરે છે. જીવ અણુ છે એમ સિદ્ધ કરવા યોજેલાં '**उत्क्रान्तिगत्यागतीनाम्**' સૂત્રથી આરંભી પ્રથમ દશ સૂત્ર પૂર્વપક્ષ કરે છે, અને ત્યારપછીનું '**तद्गुणसारत्वात्तु तद्व्यपदेशः प्राज्ञवत्**' સૂત્ર સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે એમ તે

કહી, ઉપાધિના ગુણરૂપ અણુત્વ આદિથી જીવમાં અણુત્વ આદિ વ્યપદેશ યો-જાય છે એમ તેનો અર્થ કહી, જીવનું વ્યાપકત્વ સાધે છે. ત્યાં આમ કહીએ છીએ. જીવ જો ઔપાધિક હોય તો આમ થાય, પણ તેજ સંભવતું નથી; કારણ કે એ શ્રુતિ સ્મૃતિ અને ન્યાયથી વિરૂદ્ધ છે અને તેનો પૂર્વેજ નિરાસ કરેલો છે. વળી બુદ્ધિની ઉત્ક્રાન્તિ આદિથીજ જીવની ઉત્ક્રાન્તિ આદિનો વ્યપદેશ અનુપપન્ન છે, કારણ કે ઉપાધિની પૂર્વેજ ઉપહિતના ઉત્ક્રાન્તિ આદિ સંભવતા નથી, અને શ્રુતિ 'ઉત્ક્રમણ કરનાર તેની પાછળ પ્રાણ ઉત્ક્રમણ કરે છે' ઇત્યાદિથી જીવની ઉત્ક્રાન્તિથી સર્વની ઉત્ક્રાન્તિ કહે છે, તેથી વિરોધ થાય છે. વળી ઉપાધિગુણ અનર્થરૂપ હોવાથી સારત્વ યોગ્ય નથી, પરન્તુ ભગવદ્ગુણોનુંજ ( સારત્વ યોગ્ય છે). વિશેષ (લખવાથી) શું ? પ્રસ્વાપ આદિમાં વિહાર આદિ ચેતન ધર્મનો બોધ કરનાર 'સ્વયં વિહાર કરી' ઇત્યાદિ શ્રુતિન્યાય-સહસ્રથી બાધિત હોવાથી કેવલ ભગવાને આજ્ઞા કરેલા ઉમાપરિવૃઢે પ્રવર્તાવેલા માર્ગને અનુસરનાર હોવાથી તેનો પક્ષ લખવાનું બહુ થઇ ગયું. જેમ અના-ચારી બ્રાહ્મણમાં અખિલ બ્રાહ્મણ ધર્મનો અભાવ હોવાથી બ્રાહ્મણાભાસ પ્રયોગ

---

કહે છે. 'તેના ગુણ' અર્થાત્ ઉપાધિ બુદ્ધિના ગુણ અણુત્વ વિગેરે છે, અને તેથી જીવને અણુ કોઇ સ્થલે શ્રુતિમાં કહેલો છે, એવો આ સૂત્રનો તે અર્થ કરે છે. આ પ્રમાણે જીવ અણુ નથી, પરંતુ ઉપાધિ બુદ્ધિ અણુ હોવાથી કવચિત્ જીવને અણુ કહેલો છે, વસ્તુતઃ જીવ વ્યાપક છે એમ તે કહે છે. પરંતુ તે યોગ્ય નથી. જીવ ઔપાધિક હોય તો કદાચ તેમનો અર્થ સંભવે, પરંતુ જીવ ઔપાધિક હોય એજ સંભવતું નથી. જીવને ઔપાધિક કહેવામાં શ્રુતિ, સ્મૃતિ, બ્રહ્મસૂત્ર અને યુક્તિનો વિરોધ થાય છે, એમ અમે પ્રથમજ સિદ્ધ કરેલું છે. તેથી જીવ ઔપાધિક નથી. વળી ઉપાધિ બુદ્ધિની ઉત્ક્રાન્તિ, ગતિ અને આગતિ થાય છે તેથીજ જીવની ઉત્ક્રાન્તિ, ગતિ અને આગતિ શ્રુતિમાં કહેલાં છે એમ તે કહે છે તે પણ ઉચિત નથી, કારણ કે 'ઉત્ક્રમણ કરનાર તેની પાછળ પ્રાણ ઉત્ક્રમણ કરે છે' શ્રુતિ પ્રથમ જીવની ઉત્ક્રાન્તિ થાય છે, અને પછી પ્રાણ વિગેરે સર્વની ઉત્ક્રાંતિ થાય છે એમ કહે છે. તેથી જીવની ઉત્ક્રાંતિ પહેલાં ઉપાધિની ઉત્ક્રાંતિ સંભવતી નથી. તેથીજ ઉપાધિની ઉત્ક્રાંતિ થાય છે તેથીજ જીવની ઉત્ક્રાંતિ શ્રુતિમાં કહેલી છે એમ પણ કહેવાય નહિ, કારણ કે એમ માનીએ તો પ્રથમ જીવની ઉત્ક્રાંતિ થાય છે કહેનાર શ્રુતિનો વિરોધ થાય છે.

વળી ઉપાધિ બુદ્ધિના ગુણો સાર કહેવાય નહિ, કારણ કે તે અનર્થ છે. અનર્થ હોય તે સાર કહેવાય નહિ. તેથી ભગવદ્ગુણનેજ સાર કહેવા ઉચિત છે. તેથી પણ અમારૂં વ્યાખ્યાન તેના વ્યાખ્યાનથી ઉત્તમ છે. વધારે વર્ણન કરવાથી શું ? પ્રસ્વાપ વિગેરેમાં વિહાર વિગેરે ચેતનના ધર્મનો બોધ કરનાર 'સ્વયં વિહાર કરી' વિગેરે સહસ્રાવધિ શ્રુતિ અને બ્રહ્મસૂત્રોથી તેમનો મત બાધિત છે, અને તે ભગવાનની આજ્ઞાથી શંકરે પ્રવર્તાવેલા માર્ગને અનુસરે છે. તેથી તેનો મત આટલો લખ્યો તે બહુ થઇ ગયું. '**आभास एव च**' સૂત્રનો અર્થ પણ જીવ માત્ર અલીક છે એવો નથી. પરંતુ જેમ અનાચારી બ્રાહ્મણમાં બ્રાહ્મણનો કોઇ ધર્મ નહિ હોવાથી તેને 'બ્રાહ્મણાભાસ' કહીએ તે પ્રમાણે જીવમાંથી આનંદ અંશનો તિરોભાવ થવાથી

થાય છે તેમ જીવમાં આનંદાંશનો તિરોભાવ હોવાથી સર્વ બ્રહ્મના ધર્મનો અભાવ છે તેથી, અને તે બ્રહ્મનો અંશ હોવાથી બ્રહ્મરૂપ છે તેથી તે બ્રહ્મનો આભાસ છે એવો 'અને આભાસજ' સૂત્રનો ભાવાર્થ છે, પરન્તુ તે અલીક છે એવો નથી, એમ અમે પૂર્વેજ કહ્યું છે.

**પૂ૦**—આમ હોય. શુદ્ધજ કર્તૃ હોય તોપણ કુલાલન્યાયે માત્ર નિમિત્તકારણ હોય, પરંતુ સમવાયિકારણ પણ થાય નહિ; કારણકે એમ હોય તો મૃત્પિંડ પેઠે બ્રહ્મ વિકૃત અને સાવયવ થઈ જાય; અને કાર્ય અનર્થરૂપ હોવાથી (બ્રહ્મને) તદ્રૂપ કહેવું અયોગ્ય છે.

**સિ૦**—એમ નહિ. બ્રહ્મનું કર્તૃત્વ જો સ્વબુદ્ધિકલ્પિત હોય તો સમવાયિત્વ ન થાત; પરન્તુ તે શ્રુતિસિદ્ધ છે, અને તેનો પ્રમાણભાવ સ્વતઃસિદ્ધ છે. પ્રમાણનો આ સ્વભાવ છે કે યથાસ્થિત વસ્તુની પ્રમા કરાવે છે, પરન્તુ તેને પોતે

બ્રહ્મના સર્વ ધર્મ તેમાંથી જતા રહે છે, પરંતુ જીવ બ્રહ્મનો અંશ હોવાથી બ્રહ્મરૂપ છે તેથી તે 'બ્રહ્માભાસ'જ છે. જેમ અનાચારી બ્રાહ્મણનો બ્રાહ્મણના કુલમાં જન્મ થએલો છે, પરંતુ તેનામાંથી બ્રાહ્મણના સર્વ ધર્મ અનાચારથી દૂર થયા છે તે પ્રમાણે જીવ પણ બ્રહ્મનો અંશ હોવાથી બ્રહ્મરૂપ છે, પરંતુ આનંદ અંશનો તિરોભાવ થવાથી તેનામાંથી સર્વ ભગવદ્‌ગુણ દૂર થયા છે. તેથી અનાચારી બ્રાહ્મણ 'બ્રાહ્મણાભાસ' કહેવાય છે તેમજ જીવ પણ 'બ્રહ્માભાસ' કહેવાય છે એવો એ સૂત્રનો અર્થ છે. પરંતુ જીવ અલીક છે એવો એ સૂત્રનો અર્થ થતો નથી એમ અમે પ્રથમજ કહેલું છે.

પૂર્વપક્ષી—શુદ્ધ બ્રહ્મજ ભલે જગત્કર્તૃ હોય, પરંતુ તે કુલાલની પેઠે જગત્‌નું માત્ર નિમિત્તકારણજ છે, પણ સમવાયિકારણ નથી. જેમ કુલાલ ઘટનું નિમિત્તકારણ છે પરંતુ સમવાયિકારણ માટી છે કુલાલ નથી, તેજ પ્રમાણે બ્રહ્મ જગતનું નિમિત્તકારણ છે, પરંતુ સમવાયિકારણ નથી. તેથી જેમ કુલાલ ઘટનો આધાર નથી તેમ ભગવાન્ પણ જગત્‌નો આધાર નથી, કારણ કે ભગવાન્ જગતનું સમવાયિકારણ પણ છે અને તેથી જગત્‌નો આધાર પણ છે એમ માનીએ તો ઘટના સમવાયિકારણ માટીના પિંડ પેઠે ભગવાન્ પણ વિકારી થઇ જાય. વળી અવયવના ભેદથી સર્વ પદાર્થના સમવાયિકારણ ભગવાન્ થવા જોઇએ તેથી તે અવયવવાળા થાય. વળી મૃત્પિંડ જેમ ઘટ થાય છે તેમ ભગવાન્ જગત્ થાય છે એમ માનવું ઉચિત નથી, કારણ કે કાર્ય જગત્ અનર્થરૂપ છે તેથી ભગવાનજ જગત્ થતા હોય તો તેપણ અનર્થરૂપ થઇ જાય. તેથી બ્રહ્મ જગત્‌નું નિમિત્તકારણ છે, પરંતુ સમવાયિકારણ નથી એમ અવશ્ય સ્વીકારવું જોઇએ.

સિદ્ધાન્તી—એમ ન કહો. જો બ્રહ્મ જગત્કર્તૃ છે એમ આપણે આપણી બુદ્ધિથી કલ્પ્યું હોત તો કુલાલના દૃષ્ટાંતથી બ્રહ્મને માત્ર જગત્‌નું નિમિત્તકારણજ કહેત, અને બ્રહ્મ સમવાયિકારણ નથી એમ કહેત. પરંતુ બ્રહ્મનું કર્તૃત્વ આપણી બુદ્ધિથી કલ્પેલું નથી, પણ શ્રુતિસિદ્ધ છે. શ્રુતિ સ્વતઃસિદ્ધ પ્રમાણ છે. શ્રુતિ કહે તેમાં કાંઇ શંકા કરવી ઉચિત નથી. કારણ કે તે સ્વતઃસિદ્ધ પ્રમાણ છે. જેવી વસ્તુ હોય તેવી દર્શાવવી, જેવી વસ્તુ હોય તેવુંજ તેનું જ્ઞાન કરાવવું એ પ્રમાણનો સ્વભાવ છે. પ્રમાણ પોતે જેવા પ્રકારની વસ્તુનું

નિર્મિત કરેલા પ્રકારવાળી બનાવતું નથી. તેથી શ્રુતિપણ યથાસ્થિત બ્રહ્મનું પ્રતિપાદન કરે છે તેથી પર્યનુયોગને લાયક નથી. વિકૃતત્વ આદિ ધર્મો લોકમાં સમવાયિ (કારણમાં) દૃશ્યમાન થાય છે. તેથી ઉભયની રક્ષામાટે બ્રહ્મ અવિકૃતજ સમવાયિ છે, અને લોકમાં વિકૃતજ સમવાયી છે એમ માનવું. તેથીજ સૂત્રકાર પણ ' શ્રુતિને લીધે, (બ્રહ્મ) શબ્દમૂલ હોવાથી ' એમ બ્રહ્મનું, સમવાયિત્વ યુક્તિગમ્ય નથી, પરન્તુ કેવલ શ્રુતિથીજ ગમ્ય છે એમ કહે છે. બ્રહ્મ સમવાયિ અને અવિકૃત છે એ પણ ગુડજિહ્વિકા છે. વસ્તુતઃ તો તે વિરૂદ્ધ સર્વ ધર્મનો આશ્રય પણ છે, કારણ કે ' આત્માનું શ્રવણ કરવું, મનન કરવું ' ' જ્યાંથી વાણી પાછી ફરે છે ' ' તે હલે છે, તે હલતું નથી ' ' પાણિ અને પાદ વિના ઝડપવાળો અને ગ્રહણ કરનાર તે ચક્ષુ વિના જૂએ છે, કર્ણ વિના સાંભળે છે ' ' સર્વતઃ પાણિ અને પાદના અંતવાળું ' ' અણુથી ઝીણું, મહત્‌થી મોટું ' ' અસ્થૂલ

---

નિરૂપણ કરે તેવા પ્રકારની વસ્તુ બનાવતું નથી, પરંતુ જેવા પ્રકારની વસ્તુ હોય તેવા પ્રકારનું તેનું નિરૂપણ કરે છે. તેથી શ્રુતિ પણ પ્રમાણ હોવાથી જેવા પ્રકારનું બ્રહ્મ છે તેવા પ્રકારનું વર્ણવે છે અને તેમાં શંકા કરવી ઉચિત નથી. બ્રહ્મ સમવાયિકારણ છે એમ શ્રુતિ કહે છે. બ્રહ્મમાં વિકાર નથી એમ પણ શ્રુતિ કહે છે. લોકમાં સમવાયિકારણ હોય તે સર્વ વિકારિ હોય છે, પરંતુ બ્રહ્મ સમવાયિકારણ છે અને અવિકૃત છે એમ શ્રુતિ કહે છે. તેથી લોકની તેમજ શ્રુતિની રક્ષા માટે અવિકૃતજ બ્રહ્મ જગત્‌નું સમવાયિકારણ છે, અને લોકમાં સમવાયિકારણો વિકારીજ હોય છે એવી વ્યવસ્થા માનવી જોઇએ. આજ કારણથી બ્રહ્મ જગત્‌નું સમવાયિકારણ છે એમ યુક્તિથી જણાતું નથી, પરંતુ માત્ર શ્રુતિથીજ જણાય છે એમ સૂત્રકાર '**श्रुतेस्तु शब्दमूलत्वात्**' સૂત્રથી કહે છે. બ્રહ્મ જગત્‌નું સમવાયિકારણ છે અને વિકારરહિત છે એમ શ્રુતિથીજ જણાય તેવું હોવાથી, વેદ જેવું વર્ણવે તેવુંજ માનવું જોઇએ, એવો આ સૂત્રનો અર્થ છે.

બ્રહ્મ સમવાયિ અને અવિકૃત છે એ પણ માત્ર ગુડજિહ્વિકાજ છે. બાલકને ઓષધિનું પાન કરાવવા પ્રથમ ગોળ ચટાડે છે તેથી ઓષધિ કડવી નથી, પરંતુ મધુર રસવાળી છે એમ માની પછી ઓષધિનું પાન કરે છે. તેથી ઓષધિનું પાન કરાવવા પ્રથમ જીહ્વાને ગોળનો સ્વાદ કરાવે છે તે પ્રમાણે બ્રહ્મ સમવાયિ અને અવિકૃત છે એ માત્ર ગુડજીહ્વિકાજ છે. વસ્તુતઃ બ્રહ્મ વિરૂદ્ધ સર્વ ધર્મનું આશ્રય છે, કારણ કે ' આત્માનું શ્રવણ કરવું, મનન કરવું' શ્રુતિ બ્રહ્મનું શ્રવણ વિગેરે કરવાનું કહે છે, અને 'જ્યાંથી વાણી મનસહિત પહોંચ્યા વિના પાછી ફરે છે' શ્રુતિ બ્રહ્મને ઇંદ્રિયો પહોંચી શકતી નથી એમ કહે છે. વળી 'તે હાલે છે, તે હાલતું નથી.' શ્રુતિ બ્રહ્મને ક્રિયા છે ને તેને ક્રિયા નથી એમ કહે છે. વળી 'પાણિ અને પાદ વિના ઝડપવાળો અને ગ્રહણ કરનાર તે ચક્ષુ વિના જૂએ છે, કર્ણ વિના સાંભળે છે' શ્રુતિ પાણિ અર્થાત્ હાથ વિના તે ગ્રહણ કરે છે, પાદ વિના તે ઝડપથી ચાલે છે, ચક્ષુ વિના તે જૂએ છે અને કર્ણ વિના શ્રવણ કરે છે એમ કહે છે. ' સર્વત્ર પાણિ અને પાદના અંતવાળું ' શ્રુતિ સર્વ સ્થલે બ્રહ્મને પાણિ અર્થાત્ હાથના અને પાદના અંત છે એમ કહે છે. ' અણુથી ઝીણું મહત્‌થી મોટું ' શ્રુતિ તેને ઝીણામાં ઝીણું અને વળી

અનણુ' ઇત્યાદિ શ્રુતિ બ્રહ્મમાં પરસ્પર વિરૂદ્ધ અનેક ધર્મનું પ્રતિપાદન કરે છે. શ્રૌત હોવાથી એકનો બાધ કહી શકાય નહિ, તેથી બ્રહ્મજ તેવું છે એમ માનવું.

પૂ૦—આમ હોય. અહિ એમ નિર્ણય સંભવતો નથી, કારણ કે એક વસ્તુ સ્વતઃજ સવિશેષ અને નિર્વિશેષ છે એમ વિરોધને લીધે નિશ્ચય કરી શકાય નહિ.—(બ્રહ્મ) સર્વગત હોવાથી પૃથિવી આદિ ઉપાધિનો સંબંધ છે તેથી અથૂલત્વ આદિ તેને લીધે છે, કારણ કે અસ્થૂલમાં અસ્થૂલ, અનણુમાં અનણુ, ઉચ્ચાવચકર્તૃમાં ઉચ્ચાવચકર્તૃ, ઉચ્ચાવચ કામમાં ઉચ્ચાવચકામ, પૃથિવીમાં સર્વગન્ધ, જલાદિમાં અગંધ, એમ (બ્રહ્મનું) ઉભયરૂપત્વ ઉપપન્ન છે તેથી વિરોધ નથી—એમ નહિ, કારણ કે ઔપાધિકમાં વસ્તુસ્વભાવ સંભવે નહિ. જપાકુસુમના અરૂણિમાનું ગ્રહણ કરનાર સ્ફટિક અરૂણ થતો નથી, પટ અરૂણ અથવા ચિત્ર

---

મોટામાં મોટું કહે છે. 'અસ્થૂલ અનણુ' શ્રુતિ તે સ્થૂલ પણ નથી, અને અણુ અર્થાત્ સૂક્ષ્મ પણ નથી એમ કહે છે. આ વિગેરે શ્રુતિઓ એ પ્રમાણે બ્રહ્મમાં વિરૂદ્ધ સર્વ ધર્મ રહેલા છે એમ કહે છે. ઉભય પ્રકારના ધર્મ શ્રુતિસિદ્ધ હોવાથી એક પ્રકારના ધર્મ બ્રહ્મમાં છે, અન્ય પ્રકારના નથી એમ કહી શકાય નહિ. તેથી વિરૂદ્ધ સર્વ ધર્મવાળુંજ બ્રહ્મ છે એમ માનવું જોઇએ.

(માયાવાદી વિરૂદ્ધ સર્વ ધર્મનું આશ્રય બ્રહ્મ છે એમ સ્વીકારતા નથી. પરંતુ બ્રહ્મ નિર્વિશેષ છે એમ માને છે. તેથી તે પૂર્વપક્ષ કરે છે.)

પૂર્વપક્ષી—તમે કહ્યું તેમ નિર્ણય થઇ શકે નહિ. બ્રહ્મ નિર્વિશેષ અને સવિશેષ ઉભય છે એમ કહી શકાય નહિ. એકજ વસ્તુ સ્વતઃ સવિશેષ અને નિર્વિશેષ છે એમ કહી શકાય નહિ, કારણ કે, એકજ વસ્તુને સ્વતઃ સવિશેષ અને નિર્વિશેષ કહીએ તો વિરોધ થાય.

બ્રહ્મની તાત્ત્વિક ઉપાધિ માનનારનો ઉત્તર—બ્રહ્મ વ્યાપક છે. વ્યાપક હોવાથી બ્રહ્મ સર્વત્ર છે. તેથી બ્રહ્મને સર્વનો સંબંધ છે. તેથી અસ્થૂલ અનણુ વિગેરે ગુણો ભિન્ન ભિન્ન ઉપાધિના સંબંધથી બ્રહ્મમાં આવે છે. કારણકે અસ્થૂલ પદાર્થમાં બ્રહ્મ અસ્થૂલ છે. અનણુ પદાર્થમાં બ્રહ્મ અનણુ છે. ઉચ્ચ અર્થાત્ સારા કાર્ય કરનારમાં બ્રહ્મ ઉચ્ચ કાર્ય કરનાર છે. અવચ અર્થાત્ નીચા કાર્ય કરનારમાં બ્રહ્મ અવચ કાર્ય કરનાર છે. ઉચ્ચકામમાં બ્રહ્મ ઉચ્ચકામ છે. અવચકામમાં બ્રહ્મ અવચકામ છે. પૃથિવીમાં બ્રહ્મ સર્વ ગંધયુત છે. જલ વિગેરે અર્થાત્ જલ, અગ્નિ, વાયુ, આકાશ વિગેરેમાં બ્રહ્મ ગંધરહિત છે તેથી બ્રહ્મ અસ્થૂલ, અનણુ, ઉચ્ચકર્તૃ, અવચકર્તૃ વિગેરે સર્વ વિરૂદ્ધ ધર્મનો આશ્રય છે. તેથી બ્રહ્મ સવિશેષ અને નિર્વિશેષ ઉભય પ્રકારનું હોય તે યોગ્યજ છે, અને તેમાં કાંઇ પણ વિરોધ નથી.

પૂર્વપક્ષી—એમ કહેવાય નહિ. અસ્થૂલ, અનણુ વિગેરે ગુણો વસ્તુતઃ ઉપાધિનાજ હોય, તો માત્ર ઉપાધિના સંબંધથીજ બ્રહ્મના તે ગુણો છે એમ કહી શકાય નહિ, કારણકે ઉપાધિના અથવા ઔપાધિક ગુણો વસ્તુનો સ્વભાવ છે એમ કહેવાય નહિ. તેથી અસ્થૂલ વિગેરે ઉપાધિના ગુણો બ્રહ્મમાં સ્વાભાવિક છે એમ કહેવાય નહિ. જપાકુસુમના અરૂણરૂપનું ગ્રહણ કરનાર સ્ફટિક અરૂણ થતો નથી, પરંતુ શ્વેતજ રહે છે. ઉપાધિ જપાકુસુમના રૂપથી સ્ફટિકના સ્વાભાવિક શ્વેત રૂપમાં વિકાર થતો નથી. તેમજ ઉપાધિના ગુણના સંબંધથી

કોઇ દ્વિરૂપ થતો નથી. ત્યાં અવયવના અવચ્છેદની કલ્પનાથી એમ કહીએ તોપણ બ્રહ્મ નિરવયવ હોવાથી તેમાં એમ કહી શકાય નહિ. તેથી ઉપાધિ આવિઘક હોવાથી તે સમસ્ત વિશેષથી રહિત છે એમ માનવું. સવિશેષ પણ શ્રૌત હોવાથી નિર્વિશેષનોજ બાધ (છે) એમ કહી શકાય નહિ, કારણ કે સવિશેષ પરિચ્છિન્ન હોવાથી પરિચ્છેદ થઇ જાય. પરિચ્છિન્ન પ્રત્યેક ભિન્ન હોવાથી બ્રહ્મ અનેક થઇ જાય, તેથી 'એકજ અદ્વિતીય' શ્રુતિનો વિરોધ થાય. 'મશકથી સમ નાગથી સમ' ઇત્યાદિ શ્રુતિમાં એકનાંજ અનેક ઉપાધિના સંબંધથી થતાં પરિમાણનું શ્રવણ થાય છે, અને તે સ્વતઃ નિર્વિશેષ હોય તોજ ઉપપન્ન થાય. નહિતો ઉપાધિઓ અવ્યાપક હોવાથી અન્યોન્ય આશ્રયાશ્રયિભાવ નહિ હોવાથી એકજ બ્રહ્મના સર્વપરિમાણપણાનો ભંગ થાય. વળી કર ચરણ આદિ વિશેષ લૌકિક હોવાથી, અને સ્વરૂપ અલૌકિક હોવાથી, બ્રહ્મમાં લૌકિકનો નિષેધ યોગ્યજ છે,

---

બ્રહ્મમાં તે ગુણો આવે છે, એમ કહી શકાય નહિ. તેમજ પટને અરુણ અથવા ચિત્રરૂપથી રંગવામાં આવે તો તે બે રૂપવાળો થતો નથી. પોતાનું રૂપ અને અરુણ અથવા ચિત્ર રંગેલું રૂપ એમ બે રૂપ પટના થતાં નથી. કદાચ અમુક ભાગમાં પટ પોતાનું રૂપ રાખે, અને અન્ય ભાગમાં રંગેલું અરુણ અથવા ચિત્રરૂપ હોય એમ વિભાગના ભેદથી પટમાં બે રૂપ થાય, તોપણ બ્રહ્મમાં પોતાના ગુણ અને ઉપાધિના ગુણ વિભાગના ભેદથી સંભવે નહિ. કારણકે બ્રહ્મ અવયવરહિત છે. બ્રહ્મને વિભાગ નથી. તેથી પોતાના ગુણ અને તેથી વિરૂદ્ધ ઉપાધિના ગુણ બ્રહ્મમાં હોવાથી બ્રહ્મ વિરૂદ્ધ સર્વ ધર્મનું આશ્રય છે એમ પણ કહી શકાય નહિ. તેથી ઉપાધિ આવિદ્યક હોવાથી ઉપાધિના ગુણો બ્રહ્મમાં સંભવતા નથી. તેથી બ્રહ્મ સર્વ-વિશેષરહિત છે. બ્રહ્મ નિર્વિશેષજ છે એમ માનવું જોઇએ. શ્રુતિ બ્રહ્મને સવિશેષ પણ કહે છે તેથી બ્રહ્મ નિર્વિશેષ નથી એમ કહી શકાય નહિ, કારણ કે સવિશેષ હોય તે પરિચ્છિન્ન અથવા હદવાળું હોવું જોઇએ. તેથી બ્રહ્મને સવિશેષ કહીએ તો તેને પરિચ્છેદ અથવા હદ થાય. વળી દરેક પરિચ્છેદ ભિન્ન છે. બ્રહ્મના સર્વ પરિચ્છેદ ભિન્ન ભિન્ન હોવાથી અનેક બ્રહ્મ થઇ જાય અને તેથી 'એકજ અદ્વિતીય' શ્રુતિનો વિરોધ થાય. વળી બ્રહ્મ નિર્વિશેષ હોય તો તેને પરિચ્છેદ પણ ન હોય. બ્રહ્મને પરિચ્છેદ ન હોય તોજ નાગ અર્થાત્ હસ્તી, મશક અર્થાત્ મચ્છર વિગેરે ઉપાધિના સંબંધથી બ્રહ્મ પણ નાગ, અથવા મશક સમાન કહેવાય, અને તેથી 'મશકથી સમ, નાગથી સમ' શ્રુતિની ઉપપત્તિ થાય. નાગ મશક વિગેરે ઉપાધિઓના સંબંધથી એકજ બ્રહ્મનું નાગ, મશક વિગેરે સમાન પરિમાણ છે એમ શ્રુતિ કહે છે. એકજ બ્રહ્મ પરિચ્છેદરહિત હોય તોજ એ શ્રુતિની ઉપપત્તિ થાય છે. બ્રહ્મ સવિશેષ હોય અર્થાત્ તેને પરિચ્છેદ હોય તો નાગ, મશક વિગેરે ઉપાધ વ્યાપક નહિ હોવાથી એકજ બ્રહ્મનું નાગ, મશક વિગેરે સર્વની સમાન પરિમાણ છે એમ કહી શકાય નહિ. વળી નાગનું પરિમાણ મશકમાં નથી, મશકનું પરિમાણ નાગમાં નથી. એ પ્રમાણે ઉપાધિઓમાં અન્યોન્ય આશ્રયાશ્રયિભાવ નથી. તેથી બ્રહ્મમાં પરિચ્છેદ હોય તો એકજ બ્રહ્મનું નાગ, મશક વિગેરે સર્વની સમાન પરિમાણ છે એમ કહેવાય નહિ.

વળી કર, ચરણ વિગેરે વિશેષ લૌકિક છે, બ્રહ્મનું સ્વરૂપ અલૌકિક છે. તેથી અલૌકિક

કારણ કે અલૌકિકની અપેક્ષાથી લૌકિક જઘન્ય છે.—તે પણ અલૌકિક હોવાથી કરચરણઆદિયુક્ત બ્રહ્મ કહી શકાય—એમ નથી. કારણ કે તેમને અલૌકિક કલ્પવાથી, બ્રહ્મમાં સર્વભવનસામર્થ્ય વિરૂદ્ધસર્વધર્માધારત્વ આદિ અલૌકિક શક્તિ કલ્પવાથી ગૌરવ થાય છે. 'અસ્થૂલ' આદિ શ્રુતિના વિરોધથી એવી કલ્પના કરી પણ શકાય નહિ. 'સર્વતઃ' ઇત્યાદિ શ્રુતિબલથી કરી શકાય તોપણ તેમનું દૌર્બલ્ય પણ કહેલું છે. વળી સવિશેષ નિરૂપણ કરનાર શ્રુતિ બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરવા પ્રવૃત્ત નથી, જેથી તેણે નિરૂપણ કરેલું એટલે અલૌકિકત્વ આદિ કલ્પ્ય નહિ પરન્તુ કલૃપ્તજ છે, અને તેથી ગૌરવઆદિ દૂષણગ્રાસ નથી એમ કહેવાય. પરન્તુ તે (સવિશેષ શ્રુતિ) બ્રહ્મ દુર્જ્ઞેય હોવાથી જેમ તેમ તેમાં પ્રવણતાથી ચિત્તની શુદ્ધિ થાય ત્યારપછી સ્વયંજ પ્રત્યક્ બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરશે તેથી અધિકાર સિદ્ધ કરવા ઉપાસના દર્શાવવા અને ભાવના સુગમ કરવા (બ્રહ્મનો) લૌકિક પ્રસિદ્ધ વિશેષવત્ તરીકે અનુવાદ કરે છે. પછી અધિકાર સિદ્ધ થાય

---

બ્રહ્મસ્વરૂપમાં લૌકિક કર ચરણ વિગેરેનો નિષેધ કરવો એજ ઉચિત છે. અલૌકિક સ્વરૂપમાં લૌકિક કર, ચરણ વિગેરે વિશેષ ન હોય એ સંભવે છે. '**सहस्रशीर्षा**' વિગેરે શ્રુતિથી કર, ચરણ વિગેરે પણ અલૌકિક છે, અને બ્રહ્મમાં તે સંભવે છે એમ પણ કહેવાય નહિ, કારણકે કર, ચરણ વિગેરેને અલૌકિક કલ્પવાથી, અને વળી બ્રહ્મ સર્વ થવાને સમર્થ છે અને સર્વ વિરૂદ્ધ ધર્મનું આશ્રય છે એવી બ્રહ્મમાં અલૌકિક શક્તિ કલ્પવાથી ગૌરવ થાય છે. વળી કર, ચરણ વિગેરેને અલૌકિક કલ્પવાથી, અને બ્રહ્મમાં કર, ચરણ વિગેરે વિશેષ છે એમ માનવાથી 'અસ્થૂલ, અનણુ' વિગેરે શ્રુતિનો વિરોધ થાય છે. તેથી કર, ચરણ વિગેરે અલૌકિક છે એવી કલ્પના કરી શકાય નહિ. 'સર્વતઃ પાણિ અને પાદના અંતવાળું' વિગેરે વાક્યથી કર, ચરણ વિગેરે અલૌકિક છે એવી કલ્પના કરી શકાય ખરી, પરંતુ નિર્વિશેષ શ્રુતિ બલવતી છે, અને સવિશેષ શ્રુતિ તેનાથી દુર્બલ છે એમ પ્રથમજ અમે '**उपजीव्यत्वतः श्रौतवाक्यैश्च**' વિગેરે કારિકાથીજ કહેલું છે.

વળી બ્રહ્મ સવિશેષ છે એમ પ્રતિપાદન કરનાર શ્રુતિ બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરતી નથી. જો સવિશેષશ્રુતિ બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરતી હોય તો તેણે વર્ણવેલા કર, ચરણ વિગેરે અલૌકિક જ ગણાય અને તેથી તે બ્રહ્મમાં કલ્પેલા નથી પરંતુ સ્વાભાવિક જ છે એમ મનાય, અને તે અલૌકિક માનવામાં ગૌરવ રહે નહિ. પરંતુ સવિશેષશ્રુતિ બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરતી નથી, તેથી કર, ચરણ વિગેરે અલૌકિક ગણાય નહિ; અને તેમને અલૌકિક માનવામાં ગૌરવ થાય છે. સવિશેષશ્રુતિ બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરતી નથી, પરંતુ શુદ્ધ બ્રહ્મ દુર્જ્ઞેય છે, તેનું જ્ઞાન થવું અતિશય કઠિન છે; તેથી જેમતેમ સવિશેષ બ્રહ્મમાં ચિત્ત પરોવાય તો ચિત્તની શુદ્ધિ થાય અને ચિત્તની શુદ્ધિ થયા પછી સ્વતઃ પ્રત્યક્ બ્રહ્મ અથવા નિર્વિશેષ બ્રહ્મનું જ્ઞાન થશે એવા અભિપ્રાયથી તે ઉપાસનાનો ઉપદેશ કરે છે. ઉપાસના કરવામાં પણ સહેલાઇથી ભાવના થાય તે માટે લૌકિક કર, ચરણ વિગેરે પ્રસિદ્ધ વિશેષથી તે બ્રહ્મનું નિરૂપણ કરે છે. લોકમાં કર, ચરણ વિગેરે વિશેષો પ્રસિદ્ધ છે તેનો જ સવિશેષશ્રુતિ અનુવાદ કરે છે. ઉપાસના કર્યા પછી કેવા પ્રકારના નિર્વિશેષ

ત્યારે કેવા પ્રકારનું તે અનુભવાય છે એવી આકાંક્ષા થાય તે માટે શ્રુતિ 'અસ્થલ અનણુ' ઇત્યાદિથી તેના સ્વરૂપનું નિરૂપણ કરે છે. તેથીજ 'અરૂપવતૂજ તત્પ્રધાન હોવાથી' એમ સૂત્રકાર પણ કહે છે. આમ હોવાથી સવિશેષ નિરૂપણ કરનાર શ્રુતિપેઠે નિર્વિશેષ નિરૂપણ કરનાર શ્રુતિનું માત્ર સ્વરૂપનિરૂપણ સિવાય અન્ય પ્રયોજન ઘટતું નથી, કારણ કે 'તેથી કોનાથી કોને જૂએ?' શ્રુતિથી બ્રહ્મ વૃત્તિનો વિષય નથી. તેથીજ 'હવે અહિંથી નેતિ નેતિ એમ આદેશ છે' 'તે વિદિતથી અન્ય, અને અવિદિતથી અન્ય' ઇત્યાદિથી (શ્રુતિ) નિષેધમુખથીજ નિરૂપણ કરે છે. આમ હોવાથી નિર્વિષય જ્ઞાનના સ્વરૂપ પેઠે નિષ્પ્રતિયોગિક અભાવરૂપજ થાય, તેથી તેની વ્યાવૃત્તિ કરવા 'જેમ સૈન્ધવનો કટકો અનંતર અને અબાહ્ય સર્વ રસઘન છે તેમ આ આત્મા અનંતર અબાહ્ય સર્વ પ્રજ્ઞાનઘનજ છે' એમ તેનું ચિત્સ્વરૂપ કહે છે. વળી 'બ્રહ્મના બે રૂપ છે, મૂર્ત અને

---

બ્રહ્મનો અનુભવ થાય છે એમ આકાંક્ષા થાય તેથી શ્રુતિ 'અસ્થૂલ, અનણુ' વિગેરેથી નિર્વિશેષ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરે છે. તેથી જ સૂત્રકાર પણ '**अरूपवदेव हि तत्प्रधानत्वात्**' સૂત્ર યોજે છે. આમ હોવાથી સવિશેષશ્રુતિ જેમ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતી નથી, પરંતુ ઉપાસનાના વિષયનું પ્રતિપાદન કરે છે, તેમ જ નિર્વિશેષશ્રુતિ પણ બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરતી નથી, પરંતુ તેનું પણ અન્ય કાંઇ પ્રયોજન છે એમ કહેવાય નહિ. નિર્વિશેષશ્રુતિ બ્રહ્મના સ્વરૂપનું જ નિરૂપણ કરે છે. નિર્વિશેષ બ્રહ્મ *વૃત્તિનો વિષય નથી. 'તેથી કોનાથી કોને જૂએ' શ્રુતિ પણ નિર્વિશેષ બ્રહ્મ વૃત્તિનો વિષય નથી એમ કહે છે. તેથી જ 'હવે અહિંથી નેતિ નેતિ એમ આદેશ છે' 'તે વિદિતથી અન્ય, અને અવિદિતથી અન્ય' વિગેરે શ્રુતિઓ નિર્વિશેષ બ્રહ્મનું નિષેધથી જ નિરૂપણ કરે છે. તે વૃત્તિનો વિષય નહિ હોવાથી, વિશેષ રહિત હોવાથી, તેનું નિષેધથી જ નિરૂપણ સંભવે. કેવલ નિષેધથી જ નિર્વિશેષ બ્રહ્મનું નિરૂપણ કરવામાં આવે તો વિષયરહિત કેવલ જ્ઞાનના સ્વરૂપ પેઠે તેનું સ્વરૂપ પણ પ્રતિયોગી વિનાનો કેવલ અભાવ જ હોવું જોઇએ, અર્થાત ઘટાભાવ, પટાભાવ વિગેરે પ્રતિયોગીવાળા અભાવ નહિ, પરંતુ પ્રતિયોગીવિનાનો કેવલ અભાવ જ હોવું જોઇએ એવી શંકા થાય તે દૂર કરવા શ્રુતિ તે ચિત્સ્વરૂપ છે એમ કહે છે. 'જેમ સૈંધવનો કટકો અનંતર અને અબાહ્ય સર્વ રસઘન છે તેમ આ આત્મા અનંતર અબાહ્ય સર્વ પ્રજ્ઞાનઘન જ છે' શ્રુતિ નિર્વિશેષ બ્રહ્મ ચિત્સ્વરૂપજ છે, કેવલ પ્રતિયોગી વિનાનો અભાવ નથી એમ કહે છે.

---

* વૃત્તિ એ જ્ઞાન ઉત્પન્ન કરનાર મનનો ધર્મ છે. તે નેત્રના કિરણવડે બહાર નીકળે છે અને ઘટ વિગેરે પદાર્થ સાથે સંસર્ગમાં આવી તેના આકારની થાય છે. જેવો ઘટ વિગેરે પદાર્થનો આકાર હોય તેવો તેના સંસર્ગથી વૃત્તિનો આકાર થાય છે. વૃત્તિનો ઘટ વિગેરે વિષયના જેવો આકાર થાય ત્યારે વૃત્તિવડે બહાર નીકળેલા સાક્ષિચૈતન્યનો પણ તેવો જ આકાર થાય છે. જેમ નહેર વડે બહાર નીકળેલું મોટા સરોવરનું જલ કેદારમાં જાય છે અને તેના ભિન્ન ભિન્ન ખાડાના જેવો તેનો આકાર થાય છે તેમ સાક્ષિચૈતન્ય વૃત્તિવડે બહાર નીકળે છે અને ઘટ વિગેરે પદાર્થ જેવો તેનો આકાર થાય છે. એ પ્રમાણે જીવ અને ઘટ વિગેરે વિષયનું ચૈતન્ય એક થાય ત્યારે ઘટ વિગેરે વિષયનો સાક્ષાત્કાર થાય છે એમ અભેદાભિવ્યક્તિપક્ષ છે.

અમૂર્ત' એમ ઉપક્રમ કરી બે રૂપનું પ્રતિપાદન કરી, 'હવે અહિંથી નેતિ નેતિ એમ આદેશ છે' એમ પુનઃ કહે છે. ત્યાં 'ઇતિ' શબ્દ સન્નિહિતનું અવલમ્બન કરે છે એમ 'ઇતિ ઉપાધ્યાયો બોલ્યા' ઇત્યાદિમાં દૃશ્યમાન થાય છે. પ્રકૃતમાં પણ પૂર્વે નિરૂપણ કરેલાં બે રૂપ સન્નિહિત હોવાથી 'નેતિ નેતિ'થી બ્રહ્મમાં તેમના નિષેધનુંજ પ્રતિપાદન કરેલું છે. આમ હોવાથી વિશેષનું નિરૂપણ કરનાર શ્રુતિઓ નિષેધ્ય કોટિનું નિરૂપણ કરે છે એમ સિદ્ધ થાય છે. વિશેષો અવિદ્યાકલ્પિત હોય તોજ નિષેધ સંગત થાય; કારણ કે સત્ વસ્તુનો નિષેધ ઉચિત નથી. 'તેજ બ્રહ્મ તું જાણ. જેની ઉપાસના કરે છે તે નહિ' શ્રુતિ ઉપાસનાવિષયને અબ્રહ્મજ કહે છે. તેથી બ્રહ્મ નિર્વિશેષજ છે એમ માનવું. —એવું વિષય નહિ હોવાથી, અને 'કોઇ ધીર' ઇત્યાદિ શ્રુતિ વિષય તરીકે નિરૂપણ કરે છે તેથી એમ નથી—એમ કહેવું ઉચિત નથી. પૂર્વોક્ત ન્યાયથી સર્વશ્રુતિના અવિરોધનો વિચાર કરતાં પ્રાપંચિક ધર્મ અવિદ્યાકલ્પિત છે એમ નિશ્ચય

---

વળી 'બ્રહ્મનાં બે રૂપ છે મૂર્ત અને અમૂર્ત' એ પ્રમાણે આરંભમાં શ્રુતિ બ્રહ્મના બે રૂપ કહે છે. પછી 'હવે અહિંથી નેતિ નેતિ એમ આદેશ છે' એમ કહે છે. નેતિ=ન+ઇતિ અર્થાત્ એમ નહિ અથવા એવા પ્રકારનું નહિ. ઇતિથી કયો પ્રકાર કહ્યો તે હવે જોવું જોઇએ. 'ઇતિ ઉપાધ્યાયો બોલ્યા' વિગેરે વાકયોમાં પણ આપણે જોઇએ છીએ તો 'ઇતિ' શબ્દ તેની પૂર્વે જે આવ્યું હોય તેને માટે જ યોજાય છે. તેની પહેલાં તરત જે આવ્યું હોય તેને માટે જ 'ઇતિ' શબ્દ યોજાય છે. અહિં 'નેતિ' અર્થાત્ 'ન ઇતિ' માં 'ઇતિ' શબ્દ બ્રહ્મના તેની પૂર્વે મૂર્ત અને અમૂર્ત એવા બે રૂપ કહ્યાં તેને માટે યોજેલો છે. તેથી 'નેતિ નેતિ' થી તેમની પૂર્વે વર્ણવેલાં મૂર્ત અને અમૂર્ત એ બે રૂપનો જ બ્રહ્મમાં નિષેધ કરેલો છે. પ્રથમ બે રૂપનું પ્રતિપાદન કર્યું, અને પછી તે જ બે રૂપનો નિષેધ કર્યો છે. તેથી વિશેષનું નિરૂપણ કર્યું તે નિષેધ કરવા જ કરેલું છે. તેથી સવિશેષશ્રુતિઓ જેનો નિષેધ કરવાનો છે તેનું જ નિરૂપણ કરે છે. વિશેષો અવિદ્યાથી કલ્પેલા હોય તો જ તેમનો નિષેધ સંભવે, કારણકે વિશેષો સત્ય હોય તો તેમનો નિષેધ થઈ શકે નહિ. સત્ વસ્તુનો નિષેધ કરાય નહિ. તેથી વિશેષો અવિદ્યાથી કલ્પેલા જ હોવા જોઇએ. વળી 'તે જ બ્રહ્મ તું જાણ, જેની ઉપાસના કરે છે તે નહિ.' શ્રુતિ જેની ઉપાસના થાય છે તે બ્રહ્મ નથી એમ કહે છે. તેથી પણ વિશેષો અવિદ્યાથી કલ્પિત જ છે. સવિશેષશ્રુતિઓ જેનો નિષેધ કરવાનો છે તેનું જ નિરૂપણ કરે છે તેથી, અને જેની ઉપાસના થાય છે તે બ્રહ્મ નથી તેથી બ્રહ્મ નિર્વિશેષ જ છે એમ માનવું જોઇએ.

'કોઇ ધીરે પ્રત્યગાત્માને જોયો' શ્રુતિ બ્રહ્મનું દર્શન થાય છે એમ કહે છે, અને નિર્વિશેષ પદાર્થનું દર્શન થઇ શકે નહિ તેથી બ્રહ્મ નિર્વિશેષ છે એમ કહી શકાય નહિ, એવી શંકા કરવી નહિ, કારણ કે '**उपजीव्यत्वतः श्रौतवाक्यैश्च**' વિગેરે કારિકામાં જણાવ્યું તે પ્રમાણે સર્વ શ્રુતિના અવિરોધનો વિચાર કરતાં પ્રપંચના સર્વ ધર્મ અવિદ્યાથી કલ્પેલા છે એમ સિદ્ધ થાય છે. તેથી અહિં 'કોઇ ધીરે પ્રત્યગાત્માને જોયો' શ્રુતિએ વર્ણવેલો દૃશ્યત્વ ધર્મ પણ અવિદ્યાથી કલ્પેલોજ હોવો જોઇએ એમ માનવું ઉચિત છે. વળી

થવાથી, અહિ પણ તેની સમાન યોગક્ષેમ ઉચિત છે. ત્યારે દ્રષ્ટૃદૃશ્યભાવ કહેલો હોવાથી, અને નિર્વિશેષ બ્રહ્મનું જ્ઞાન થાય ત્યારે 'ત્યારે કોનાથી કોને જૂએ' ઇત્યાદિથી તેનો નિષેધ કરેલો હોવાથી પણ એમ જણાય છે. તેના દર્શનરૂપી અવિદ્યાકાર્ય હોવાથી તે સમયે અવિદ્યાનો સંપૂર્ણ નાશ પણ થએલો નથી, જેથી અવિદ્યા તે સમયે નાશ પામેલી છે તેથી તેનું દશ્યત્વ આવિધક નથી એમ કહેવાય. વળી સવિશેષ સૂર્ય દીપ આદિથી પ્રકાશ્ય કહેલું છે, વ્યવહાર્ય, ચાક્ષુષ અને ક્રિયાદિમત્ છે તેથી તે બ્રહ્મ છે એમ કેમ નિશ્ચય થાય? કારણ કે 'ત્યાં સૂર્ય ચન્દ્ર તારાઓ આ વીજળીઓ પ્રકાશતી નથી, તો આ અગ્નિનું શું જ કહેવું? પ્રકાશનાર તેનીજ પાછળ સર્વ પ્રકાશે છે. તેના પ્રકાશથી આ સર્વ પ્રકાશે છે.' 'ચક્ષુથી, વાણીથી, અન્ય દેવોથી તપથી કે કર્મથી તેનું ગ્રહણ થતું નથી.' 'જે અદૃશ્ય અગ્રાહ્ય છે' 'નિષ્કલ નિષ્ક્રિય શાન્ત' ઇત્યાદિ શ્રુતિઓ તેનાથી વિરૂદ્ધજ તેનું નિરૂપણ કરે છે. તેથીજ સૂત્રકાર પણ 'પ્રકૃતૈતાવત્ત્વનો પ્રતિષેધ કરે છે, અને પછી ભૂયઃ કહે છે' એમ કહે છે. આનો અર્થ નીચે પ્રમાણે છે. 'નેતિ નેતિ' શ્રુતિ, પ્રકૃત જે એતાવત્ અર્થાત્ પૂર્વે કહેલાં મૂર્ત અને અમૂર્ત એવાં બે રૂપ તેના ભાવનો બ્રહ્મમાં નિષેધ કરે છે. ત્યારે તેના

---

એ શ્રુતિ ધીર દ્રષ્ટા છે અને પ્રત્યગાત્મા દશ્ય છે એમ કહી દ્રષ્ટૃદશ્યભાવનું પ્રતિપાદન કરે છે. જ્યાંસુધી અવિદ્યા હોય ત્યાં સુધીજ દ્રષ્ટૃદશ્યભાવ સંભવે છે, કારણકે જ્યારે નિર્વિશેષ બ્રહ્મનું જ્ઞાન થાય ત્યારે દ્રષ્ટૃદશ્યભાવ રહેતો નથી એમ 'ત્યારે કોનાથી કોને જૂએ' શ્રુતિ કહે છે. તેથી દશ્યત્વ ધર્મ પણ અવિદ્યાથી કલ્પેલોજ હોવો જોઇએ. તે સમયે ધીરની સર્વ અવિદ્યા દૂર થઇ નથી, કારણ કે અવિદ્યાનું કાર્ય દર્શન તેનામાં જણાય છે. જો તેની અવિદ્યા નાશ થઇ હોત તો પ્રત્યગાત્મામાં દશ્યત્વધર્મ સિદ્ધ થાત અને તે અવિદ્યાથી કલ્પેલો છે એમ કહેવાત નહિ. પરંતુ અવિદ્યા નાશ થઈ નથી, તેથી પ્રત્યગાત્મામાં દશ્યત્વ ધર્મ પણ તેની અવિદ્યાથી કલ્પેલોજ છે એમ માનવુંજ જોઇએ. વળી સવિશેષને સૂર્ય દીપ વિગેરેથી પ્રકાશ્ય કહેલું છે, તેનો વ્યવહાર થાય છે, તે ચાક્ષુષ છે, અને ક્રિયાવાળું છે તેથી તે બ્રહ્મ સંભવતું નથી. કારણકે શ્રુતિઓ બ્રહ્મનું તેથી વિરૂદ્ધજ નિરૂપણ કરે છે. 'ત્યાં સૂર્ય, ચંદ્ર, તારાઓ, આ વિજળીઓ પ્રકાશતી નથી તો આ અગ્નિનું શુંજ કહેવું? પ્રકાશનાર તેનીજ પાછળ સર્વ પ્રકાશે છે. તેના પ્રકાશથી આ સર્વ પ્રકાશે છે' શ્રુતિ બ્રહ્મ પ્રકાશ્ય નથી એમ કહે છે. પ્રકાશ્ય નહિ હોવાથી બ્રહ્મ વ્યવહાર્ય પણ નથી. ચક્ષુથી, વાણીથી અન્ય દેવોથી તપથી કે કર્મથી તેનું ગ્રહણ થતું નથી' 'જે અદશ્ય અગ્રાહ્ય છે' શ્રુતિઓ બ્રહ્મ ચાક્ષુષ નથી એમ કહે છે. 'નિષ્કલ, નિષ્ક્રિય, શાન્ત' શ્રુતિ બ્રહ્મમાં ક્રિયા નથી એમ કહે છે. તેથી સવિશેષ પદાર્થ બ્રહ્મ હોઇ શકેજ નહિ. તેથીજ સૂત્રકાર પણ '**प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः**' સૂત્ર યોજે છે. આ સૂત્રનો અર્થ નીચે પ્રમાણે છે. પ્રકૃત જે એતાવત્ત્વ અથવા એટલાપણું, પૂર્વે વર્ણવેલાં મૂર્ત અને અમૂર્ત બે રૂપ, તેનો બ્રહ્મમાં પ્રતિષેધ અથવા નિષેધ '**नेति नेति**' શ્રુતિ કરે છે. ત્યારે સર્વનો નિષેધ કરવામાં આવે તો માત્ર

સદ્ભાવમાં શું પ્રમાણ? તેથી 'પછી ભૂયઃ કહે છે' એમ કહે છે. પછી નિષેધ પછી, 'આ બ્રહ્મથી પર અન્ય નથી' એમ ધર્મીનો સદ્ભાવ શ્રુતિ સ્વયં કહે છે, એ ભૂયઃ. આમ હોવાથી ધર્મીથી અન્યનું આવિદ્યકત્વ સિદ્ધ થાય છે તેથી તે નિર્વિશેષજ છે.

**સિ૦**—અહિ અમે કહીએ છીએ, વિશેષો અવિદ્યાથી કલ્પિત છે એમ કહેનારને પૂછવું કે જે અવિદ્યાથી વિશેષ કલ્પિત છે તે અવિદ્યા જીવની છે કે બ્રહ્મની છે? પ્રથમ તો નથીજ, કારણ કે બ્રહ્મના ધર્મની કલ્પના કરવાનું તેનું સામર્થ્ય નથી, કારણકે કલ્પના શુદ્ધ બ્રહ્મમાંજ કહેવી જોઇએ, અને તેવું (બ્રહ્મ) મન અને વાણીનો વિષય નહિ હોવાથી, અધિષ્ઠાનનું જ્ઞાન નથી તો જીવની અવિદ્યાનો સંબંધ તો ક્યાંથી હોય? વળી 'ઇંદ્રિયો પરાંચિ (છે)' એમ અવિદ્યા

---

શૂન્યજ રહે, અને બ્રહ્મ શૂન્યજ થાય એવી શંકા થાય તે માટે '**ततः**' અર્થાત્ નિષેધ કર્યા પછી 'આ બ્રહ્મથી પર અન્ય નથી' એમ શ્રુતિ ધર્મિ બ્રહ્મનો સદ્ભાવ સ્વયં કહે છે એવો સૂત્રનો અર્થ છે. આમ હોવાથી ધર્મિ બ્રહ્મથી અન્ય સવિશેષ આવિદ્યકજ છે એમ સિદ્ધ થાય છે. તેથી બ્રહ્મ નિર્વિશેષજ છે.

સિદ્ધાન્તી—યુક્તિથી બ્રહ્મ વિરુદ્ધ સર્વ ધર્મનું આશ્રય છે એમાં દૂષણની ઉદ્ભાવના કરનાર પૂર્વપક્ષીને પ્રથમ પૂછીએ કે તમે જે અવિદ્યા કહી તે બ્રહ્મની છે કે જીવની? અવિદ્યા એટલે અજ્ઞાન. આ અજ્ઞાન બ્રહ્મનું છે કે જીવનું? બ્રહ્મનું અજ્ઞાન છે એમ કહી શકાય નહિ. બ્રહ્મ અર્થાત્ દર્શનના વિષયમાં આવરણ કરનાર અજ્ઞાન સંભવતું નથી. શુક્તિની રજત તરીકે ભ્રાંતિ થાય છે. ત્યાં પણ વિષયમાં આવરણ કરનાર અજ્ઞાન સંભવતું નથી, કારણ કે જો શુક્તિ વિષયમાં આવરણ કરનાર અજ્ઞાન હોય તો તે સર્વને હોવું જોઇએ, કારણ કે તે સર્વને સાધારણ છે. અજ્ઞાન સર્વને હોય તો જેણે પૂર્વે કદાપિ રજત જોયું ન હોય તેને પણ શુક્તિ જોતાંજ 'આ રજત છે' એમ થવું જોઇએ. વળી કોઇને શુક્તિનું ભાન થાય, અને તેનું અજ્ઞાન દૂર થાય ત્યારે સર્વનું અજ્ઞાન દૂર થવું જોઇએ, કારણ કે આવરણ કરનાર અજ્ઞાન વિષયમાં હતું તે દૂર થયું તેથી તે કોઇનામાં સંભવે નહિ. તેથી આ દૃષ્ટાંતમાં જેમ વિષયનું આવરણ કરનાર અજ્ઞાન રજતની ભ્રાંતિ ઉત્પન્ન કરતું નથી, તેમજ તમે જે અજ્ઞાન અથવા અવિદ્યા કહો છો તે બ્રહ્મનું આવરણ કરનાર હોઇ શકે નહિ, કારણકે બ્રહ્મનું આવરણ અવિદ્યા કરતી હોય તો કોઇને બ્રહ્મનું જ્ઞાન હોઇ શકેજ નહિ અને સર્વ જીવ બદ્ધજ હોવા જોઇએ. તેમજ એકને પણ બ્રહ્મનું આવરણ કરનાર અજ્ઞાન દૂર થવાથી સર્વને બ્રહ્મજ્ઞાન થાય, અને સર્વ મુક્ત થઇ જાય. તેથી બ્રહ્મની અવિદ્યા સંભવતી નથી.

શુક્તિના દૃષ્ટાંતની પેઠે અહિ પણ અવિદ્યા જીવની છે એમ કહેવું જોઇએ, પરંતુ એ પણ સંભવતું નથી. કારણ કે જીવનું અજ્ઞાન બ્રહ્મમાં ધર્મની કલ્પના કરી શકે નહિ. શુક્તિના દૃષ્ટાંતમાં જેમ જીવનું અજ્ઞાન છે તેમ અહિં પણ છે. એ જીવનું અજ્ઞાન શુક્તિમાં રજતની કલ્પના કરાવે છે. અજ્ઞાન વિષયના સંબંધથીજ કલ્પના કરાવે છે, કારણ કે વિષય શુક્તિના સંબંધ વિનાજ અજ્ઞાન રજતની કલ્પના કરાવતું હોય તો શુક્તિ ન હોય ત્યાં પણ રજતની કલ્પના થવી જોઇએ. તેથી વિષય શુક્તિના સંબંધથીજ અજ્ઞાન તેમાં રજતની ક-

સંબંધી (ઇંદ્રિયોનો) (તે) વિષય નથી એમ કહી, અવિદ્યાથી રહિતની ઇંદ્રિયોનો વિષય છે એમ 'કોઇક આવૃત્તચક્ષુ અમૃતત્વની ઇચ્છા રાખનાર ધીરે પ્રત્યગાત્માનું દર્શન કર્યું' થી નિરૂપણ કર્યું. 'જ્ઞાનના પ્રસાદથી વિશુદ્ધસત્ત્વ થાય છે, પછી ધ્યાન ધરનાર નિષ્કલનું દર્શન કરે છે' શ્રુતિમાં જ્ઞાનીનેજ દર્શન થાય છે એમ કહ્યું. ત્યારે અવિદ્યા છે એમ તમારાથી કહી શકાય નહિ, કારણકે તે જ્ઞાનથી નાશ પામે છે એમ તમે સ્વીકારો છો. વળી 'સમાહિત મુનિઓ ગુણ દૂર થાય ત્યારે જે જૂએ છે' ઇત્યાદિ સ્મૃતિનો વિરોધ થાય છે.–તે સમયે દ્રષ્ટૃદૃશ્યભાવ હોવાથી, અને નિર્વિશેષ બ્રહ્મનું જ્ઞાન થાય ત્યારે 'કોનાથી કોને જૂએ' એમ તેનો નિષેધ હોવાથી (તે સમયે) અવિદ્યાનો સંપૂર્ણ નાશ નથી; તેથી ત્યાં પણ દૃશ્યત્વની કલ્પના છે—ત્યારે બ્રહ્મનું દૃશ્યત્વ પણ આવિદ્યક છે એમ તમે માનો છો. એમ હોવાથી, અવિદ્યાથી બ્રહ્મમાં વિશેષની કલ્પના થાય ત્યારે દૃશ્યત્વ

લ્પના કરાવે છે. અજ્ઞાન અને વિષયનો સંબંધ મનદ્વારા થાય છે, કારણ કે જ્યારે મન અને ઇંદ્રિયને સંયોગ થાય તેમજ ઇંદ્રિય અને વિષય શુક્તિને સંયોગ થાય ત્યારેજ વિષયનું ભાન થાય છે. અહિં બ્રહ્મને અને જીવના અજ્ઞાનને સંબંધ સંભવતો નથી, કારણ કે શુદ્ધ બ્રહ્મ મન અને વાણીનો વિષય નથી. 'જ્યાંથી વાણી મન સહિત પહોંચ્યા વિના પાછી ફરે છે' શ્રુતિથી જણાય છે કે બ્રહ્મને અને જીવના મનને સંબંધ થતો નથી. તેથી મનને સંબંધ થતો નથી ત્યાં જીવના અજ્ઞાનને સંબંધ ક્યાંથીજ થાય? મનને બ્રહ્મનો સંબંધ નથી થતો તેમજ ઇંદ્રિયને પણ બ્રહ્મનો સંબંધ થતો નથી. 'ઇંદ્રિયો પરાંચિ છે' શ્રુતિથી જણાય છે કે અવિદ્યાવાળી ઇંદ્રિયોને પણ બ્રહ્મનો સંબંધ થતો નથી. તેથી ઇંદ્રિયોદ્વારા પણ જીવની અવિદ્યાને બ્રહ્મ સાથે સંબંધ થઇ શકે નહિ. જેની અવિદ્યા દૂર થઇ હોય તેનીજ ઇંદ્રિયોને બ્રહ્મ સાથે સંબંધ થાય છે એમ 'કોઇક આવૃત્તચક્ષુ અમૃતત્વની ઇચ્છા રાખનાર ધીરે પ્રત્યગાત્માનું દર્શન કર્યું' 'જ્ઞાનના પ્રસાદથી વિશુદ્ધસત્ત્વ થાય છે, પછી ધ્યાન ધરનાર નિષ્કલનું દર્શન કરે છે' શ્રુતિઓ જણાવે છે. આ પ્રમાણે બ્રહ્મનું દર્શન જ્યારે થાય છે ત્યારે પણ જીવને અવિદ્યા છે એમ તમારાથી કહી શકાય નહિ, કારણ કે અવિદ્યાનો જ્ઞાનથી નાશ થાય છે એમ તમે માનો છો. વળી બ્રહ્મનું દર્શન થાય ત્યારે પણ જીવને અવિદ્યા હોય છે એમ માનો તો 'સમાહિત મુનિઓ ગુણ દૂર થાય ત્યારે જે જૂએ છે' સ્મૃતિનો વિરોધ થાય. ગુણ દૂર થાય એટલે સત્ત્વ, રજઃ અને તમઃ એ ત્રણ ગુણવાળી અવિદ્યા દૂર થાય ત્યારે મુનિઓ બ્રહ્મનું દર્શન કરે છે. અવિદ્યા હોય ત્યાં સુધી બ્રહ્મનું દર્શન થતું નથી.

પૂર્વપક્ષી—જ્યારે બ્રહ્મનું દર્શન થાય છે ત્યારે પણ દ્રષ્ટૃદૃશ્યભાવ છે, તેથી સર્વ અવિદ્યાનો નાશ થએલો નથી. કારણ કે નિર્વિશેષ બ્રહ્મનું જ્ઞાન થાય ત્યારે દ્રષ્ટૃદૃશ્યભાવ રહેતો નથી એમ 'કોનાથી કોને જૂએ' શ્રુતિ કહે છે. તેથી 'કોઇક ધીર' શ્રુતિ પ્રમાણે બ્રહ્મનું દર્શન થાય છે ત્યારે પણ જીવમાં અવિદ્યા રહેલી છે.

સિદ્ધાન્તી—ત્યારે તો બ્રહ્મનું દર્શન પણ આવિદ્યકજ છે એમ તમારો મત થયો. બ્રહ્મમાં અવિદ્યાથી વિશેષ કલ્પીએ ત્યારે બ્રહ્મ દશ્ય થાય; અને બ્રહ્મ દશ્ય થાય ત્યારે અધિષ્ઠાન બ્રહ્મનું જ્ઞાન થવાથી તેમાં વિશેષની કલ્પના થાય. બ્રહ્મ દશ્ય થાય ત્યારે તેમાં વિશેષની ક-

થાય; અને દૃશ્યત્વ થાય ત્યારે અધિષ્ઠાનજ્ઞાન થાય ત્યારે વિશેષની કલ્પના થાય એમ અન્યોન્યાશ્રય થાય છે. 'નિષ્કલ' 'પ્રત્યગાત્માને' પદોથી અવિદ્યારહિતજ દર્શનવિષય કહેલું છે તેથી તેનો વિરોધ થાય છે—ત્યાં ભેદનું નિરૂપણ હોવાથી વિષય આવિદ્યકજ છે. 'નિષ્કલ' આદિ પદ વાસ્તવરૂપના અભિપ્રાયથી છે—એમ ન કહેવાય; કારણ કે પ્રકૃતમાં કર્મતાની અનુપપત્તિ થાય. 'કોઇ ધીર' એમાં ઈક્ષણ ક્રિયાના કર્મનું વાચક 'પ્રત્યગાત્મ' પદ વિના કોઇ નહિ હોવાથી અને તે વાચક અહિ ન થાય તેથી ઈક્ષણક્રિયાનું નિરૂપણ અનુપપન્ન છે. વળી એમ નિર્વિશેષ બ્રહ્મના દર્શનનો ઉચ્છેદ થવાથી, તેનું નિરૂપણ કરનાર 'બ્રહ્મ જાણનાર બ્રહ્મજ થાય છે' 'તેનેજ જાણીને મૃત્યુને તરે છે' 'પરાવર તેનું દર્શન થાય ત્યારે' 'કોઇ ધીરે પ્રત્યગાત્માનું દર્શન કર્યું' ઇત્યાદિ શ્રુતિઓ અને 'સર્વ વેદથી હુંજ વેદ્ય છું' 'ભક્તિથી મને જાણે છે.' ઇત્યાદિ સ્મૃતિઓનો ઉપપ્લવ થાય છે. વળી 'અવાસ્તવ' એનો અર્થ શું? વસ્તુનો નૈસર્ગિક ધર્મ વાસ્તવ, અને તેથી ભિન્ન આગન્તુક ધર્મ અવાસ્તવ એમ જો હોય તો મૃદાના પૃથુબુધ્નો-

---

લ્પના થાય અને બ્રહ્મમાં વિશેષની કલ્પના થાય ત્યારે તે દૃશ્ય થાય એ પ્રમાણે અન્યોન્યાશ્રય થાય છે. વળી શ્રુતિઓ 'નિષ્કલ' અને 'પ્રત્યગાત્મા' નું દર્શન કરે છે એમ કહે છે. તેથી અવિદ્યારહિત બ્રહ્મનું દર્શન કરે છે એમ તેમનો અભિપ્રાય છે. તેથી તે શ્રુતિઓનો પણ વિરોધ થાય છે.

પૂર્વપક્ષી—એ શ્રુતિઓ દર્શનની વાત કરે છે. તેમાં દ્રષ્ટા અને દૃશ્યના ભેદનું નિરૂપણ છે. તેથી દર્શનનો વિષય પણ આવિદ્યકજ છે. 'નિષ્કલ' 'પ્રત્યગાત્મા' પદનો અભિપ્રાય બ્રહ્મનું વાસ્તવ રૂપ કહેવાનો છે. તેથી 'કોઇક ધીર' વિગેરે શ્રુતિઓમાં વર્ણવેલા દર્શન સમયે પણ જીવમાં અવિદ્યા રહેલી છે.

સિદ્ધાન્તી—તો એ શ્રુતિમાં 'પ્રત્યગાત્મા' ને જોવાની ક્રિયાનું કર્મ કહેલું છે તે સંભવતું નથી. 'કોઇક ધીરે પત્યગાત્માને જોયા' વાક્યમાં 'જોયા' નું કર્મ પ્રત્યગાત્મા વિના કોઇ નથી. પ્રત્યગાત્મા નિર્વિશેષ બ્રહ્મ છે કારણકે એ પદનો અભિપ્રાય બ્રહ્મનું વાસ્તવરૂપ કહેવાનો છે એમ તમે કહ્યું છે. પરંતુ નિર્વિશેષનું દર્શન સંભવતું નથી. તેથી 'જોયા' પદથી શ્રુતિ જોવાની ક્રિયા કહે છે તે સંભવતું નથી. વળી એ પ્રમાણે નિર્વિશેષ બ્રહ્મનું દર્શન કદાપિ સંભવેજ નહિ અને તેથી 'બ્રહ્મ જાણનાર બ્રહ્મજ થાય છે' 'તેનેજ જાણીને મૃત્યુને તરે છે' 'પરાવર તેનું દર્શન થાય ત્યારે' 'કોઇ ધીરે પ્રત્યગાત્માનું દર્શન કર્યું' વિગેરે શ્રુતિઓ અને 'સર્વ વેદથી હુંજ વેદ્ય છું' 'ભક્તિથી મને જાણે છે' વિગેરે સ્મૃતિઓ બ્રહ્મના દર્શનનો ઉપદેશ કરે છે તે સર્વનો ઉપપ્લવ થાય છે.

વળી 'પ્રત્યગાત્મા' અને 'નિષ્કલ' પદનો અભિપ્રાય બ્રહ્મનું વાસ્તવરૂપ કહેવાનો છે એમ તમે કહ્યું. વાસ્તવ એટલે શું અને અવાસ્તવ એટલે શું? એ તમે બરાબર સ્પષ્ટ કરો ત્યારેજ ઉપરનું તમારૂં વાક્ય ઉપયુક્ત ગણાય.

પૂર્વપક્ષી—વસ્તુનો નૈસર્ગિક ધર્મ હોય તે વાસ્તવ કહેવાય. તેથી ભિન્ન આગન્તુક ધર્મ હોય તે અવાસ્તવ કહેવાય. નૈસર્ગિક ધર્મ વાસ્તવ હોવાથી કલ્પેલો નથી. અવાસ્તવ

દર આદિ આકારો પણ અવિદ્યાકલ્પિતજ છે, પરન્તુ કુલાલે દંડઆદિ સહકારિ-થી ઉત્પન્ન કરેલા નથી એમ સિદ્ધ થયું. તેથી પ્રત્યક્ષનો વિરોધ થાય છે. ક્વચિત્ કુલાલ આદિ વિના પણ તેની ઉત્પત્તિનો અનુભવ થાય અને જાગતોજ (પુરૂષ) તેનાથી જલ પણ લાવે. જલ લાવવાની ઇચ્છાવાળાની નિયમથી ઘટ માટે પ્રવૃત્તિ પણ ન થાય, કારણ કે અજ્ઞાનકલ્પિત મરૂમરીચિકાજલનું પાન કરવા પિપાસુની નિયમથી પ્રવૃત્તિ થતી નથી.–દોષદશામાં પ્રતીયમાન થાય તે એ (અવાસ્તવ)–એમ પણ ન કહેવાય. કારણ કે 'આ' અંશ પણ એવો થઈ જાય.–દોષથી પ્રયુક્ત થઇ–એમ પણ ન કહેવાય. કારણ કે તિમિરથી ઉપહત

ધર્મ કલ્પેલા છે.

સિદ્ધાન્તી—પહોળો મધ્ય ભાગ, સાંકડું મોઢું વિગેરે જે ઘટનો આકાર છે તે માટી-નો નૈસર્ગિક ધર્મ નથી, પરંતુ આગન્તુક ધર્મ છે. ઘટ કરવામાં આવે ત્યારે માટીમાં આ ધર્મ આવે છે તેથી તે માટીનો આગન્તુક ધર્મ છે. આગન્તુક ધર્મ અવિદ્યાથી કલ્પેલા હો-વાથી એ પણ ધર્મ માટીમાં અવિદ્યાથી કલ્પેલો હોવો જોઇએ. જેમ શુક્તિમાં રજતની ક-લ્પના અજ્ઞાનથી થાય છે તેમ અવિદ્યાથી માટીમાં ઘટનો આકાર કલ્પેલો હોવો જોઇએ: પરંતુ કુંભારે દંડ, ચક્ર વિગેરે સહકારિકારણો વડે ઉત્પન્ન કરેલો હોવો જોઇએ નહિ. એમ માનવાથી પ્રત્યક્ષનો વિરોધ થાય છે. આપણે જોઇએ છીએ કે માટીમાં એ આકાર કુંભાર દંડ, ચક્ર વિગેરે સહકારિકારણો વડે ઉત્પન્ન કરે છે. તેથી તે અવિદ્યાથી કલ્પેલો છે એમ માનીએ તો પ્રત્યક્ષનો વિરોધ થાય છે. વળી અવિદ્યાથી કલ્પેલોજ હોય તો કોઇ સ્થળે કુ-લાલ વિગેરે ન હોવા છતાં ઘટની ઉત્પત્તિ થઇ એવો અનુભવ પણ થવો જોઇએ, કારણ કે અવિદ્યાથી ઘટનો આકાર કલ્પવામાં કુંભાર વિગેરેની આવશ્યકતા નથી. વળી એવા કુંભાર વિગેરે કારણ વિના ઉત્પન્ન થએલા ઘટથી જાગતાં જાગતાંજ જલ પણ કોઇવાર લવાય. વળી જેને જલ લાવવું હોય તેને ઘટ પ્રાપ્ત કરવા પ્રવૃત્તિ કરવીજ જોઇએ એવો નિયમ પણ રહે નહિ, કારણ કે ઘટ અવિદ્યાથી કલ્પિત હોવાથી જલ લાવવાની ઇચ્છાવાળાની અવિદ્યાથી કલ્પેલા ઘટ માટે પ્રવૃત્તિ થવીજ જોઇએ એવો નિયમ નથી. જેમ અજ્ઞાનથી કલ્પેલા ઝાંઝવા-ના જલનું પાન કરવા તૃષાવાળા પુરૂષને પ્રવૃત્તિ થવીજ જોઇએ એવો નિયમ નથી, તેમજ અજ્ઞાનથી કલ્પેલા ઘટ માટે જલ લાવવાની ઇચ્છાવાળા પુરૂષની પ્રવૃત્તિ થવીજ જોઇએ એ-વો નિયમ હોઇ શકે નહિ.

પૂર્વપક્ષી—દોષદશામાં જે ગુણ દેખાય તે અવાસ્તવ એવું અવાસ્તવનું લક્ષણ કરવાથી ઉપરના દોષો રહેશે નહિ. શુક્તિમાં રજતની ભ્રાંતિ થાય ત્યાં પણ શુક્તિમાં રજતત્વની ભ્રાંતિ દોષદશામાં થાય છે. તેથી તે અવાસ્તવ ગુણ છે.

સિદ્ધાન્તી—એમ ન કહેવાય. દોષદશામાં જે દેખાય તે અવાસ્તવ એવું લક્ષણ કરવાથી શુક્તિ પણ અવાસ્તવ થશે. કારણ કે શુક્તિ જોતાં 'આ રજત છે' એવી ભ્રાંતિ થાય છે. તે સમયે દોષદશા છે. દોષદશામાંજ 'આ' અથવા શુક્તિ દેખાય છે તેથી તે પણ અવાસ્તવ થઇ જાય.

પૂર્વપક્ષી—દોષથી પ્રયુક્ત થઇ દોષદશામાં દેખાય તે અવાસ્તવ એવું લક્ષણ કરવાથી

નયનવાળા ( પુરૂષને ) નેત્રદર્પણનું આધાન કરવાથી, એકથીજ સૂક્ષ્મ વર્ણમાં પણ સ્થૂલત્વનો ભ્રમ, અને વર્ણની પ્રમા થાય છે તેથી વર્ણાંશમાં પણ ભ્રમ થાય. –વર્ણાંશમાં નેત્રદર્પણનું ગુણત્વજ છે–એમ નહિ. સર્વશ્રુતિની એકવાક્યતા માટે બ્રહ્માંશમાં પણ અવિદ્યાનું ગુણત્વજ સ્વીકારો. આ પણ તમારી રીતથી કહેલું છે. વસ્તુતઃ તો સર્વ બ્રહ્મધર્મ નિત્ય હોવાથી અનાગંતુકજ છે, કારણકે શ્રુતિ એમજ નિરૂપણ કરે છે. 'તેનું કાર્ય કે કરણ નથી, તેની સમ અથવા અધિક દેખાતો નથી. તેની જ્ઞાન બલ અને ક્રિયા શક્તિ સ્વાભાવિક પર અને વિવિધ છે' એમ તેનું સંબંધિ જે કાંઈ છે તે કાર્ય અર્થાત્ જન્ય નથી, કિંતુ અજન્યજ છે. વળી 'તેનું' એમ ષષ્ઠીથી ભેદનું નિરૂપણ કરેલું છે. તેથી જીવની પેઠે સ્વરૂપથી અતિરિક્ત જ્ઞાન ક્રિયા આદિમાં ઇંદ્રિયઆદિ કરણ પણ તેને નથી, કારણ કે તેના કર પાદ મુખ ઉદર આદિ આનન્દમાત્ર છે. અથવા નિત્ય હોવાથી તેના હેતુરૂપ

---

એ દોષ રહેશે નહિ, કારણ કે 'આ' અથવા શુક્તિ દોષદશામાં દેખાય છે, પરંતુ તે દોષથી પ્રયુક્ત નથી. પરંતુ રજતત્વ દોષથી પ્રયુક્ત છે અને દોષદશામાં દેખાય છે તેથી તે અવાસ્તવ છે.

સિદ્ધાન્તી—એમ પણ કહેવાય નહિ, કારણ કે તિમિરદોષથી જેનાં નયન પીડાતાં હોય તે પુરૂષ નેત્રદર્પણ અર્થાત્ ચશ્મા પહેરે ત્યારે તેને સૂક્ષ્મ વર્ણ લખ્યા હોય તે પણ ભ્રમથી સ્થૂલ જણાય છે, અને તેને વર્ણની પ્રમા થાય છે. વર્ણનું તેને જ્ઞાન થાય છે. તે પુસ્તક વિગેરે વાંચી તેનો ભાવાર્થ પણ સમજે છે. આ સર્વ માત્ર નેત્રદર્પણથી થાય છે. સૂક્ષ્મ અક્ષર સ્થૂલ જણાય છે તે ભ્રમ છે. તેથી તે પુરૂષ દોષ અવસ્થામાં છે. વળી નેત્રદર્પણ દોષ છે. નેત્રદર્પણ દોષથી વર્ણની પ્રમા થાય છે, અને તે સમયે તે પુરૂષ દોષ અવસ્થામાં પણ છે. તેથી વર્ણની પ્રમા થાય છે તે પણ તમારા આ લક્ષણ પ્રમાણે વર્ણનો આગન્તુક ધર્મ થઇ જાય. પ્રમા કરાવવાનો ધર્મ પણ વર્ણમાં આગન્તુક તમારા લક્ષણથી થઇ જાય છે.

પૂર્વપક્ષી—વર્ણની પ્રમા કરાવવાની બાબતમાં નેત્રદર્પણ માત્ર ગુણ છે, દોષ નથી.

સિદ્ધાન્તી—ત્યારે અવિદ્યા પણ બ્રહ્મનો ગુણ છે એમ સ્વીકારો. તેથી સર્વ શ્રુતિની પણ એકવાક્યતા થશે. તેથીજ માર્કંડેય પુરાણમાં 'ઉપાયથી યોજેલી અવિદ્યાપણ વિષની પેઠે લોકોને ઉપકાર કરે છે. અન્યાયથી તે બંધ પ્રાપ્ત કરાવે છે.' એમ કહેલું છે. જેમ વિષ ક્ષુધા લગાડે છે તેમ અવિદ્યા પણ બ્રહ્મના કર, ચરણ વિગેરે સત્ય વિશેષોનું દર્શન કરાવે છે.

આ પણ અમે તમારા મત પ્રમાણે બ્રહ્મદર્શન આવિદ્યક છે એમ સ્વીકારીને કહેલું છે. વસ્તુતઃ બ્રહ્મના સર્વ ધર્મ નૈસર્ગિક છે, આગન્તુક નથી. બ્રહ્મના સર્વ ધર્મ નિત્ય છે તેથી તે આગન્તુક હોઇ શકે નહિ. 'તેનું કાર્ય કે કરણ નથી, તેની સમ અથવા અધિક દેખાતો નથી. તેની જ્ઞાન, બલ અને ક્રિયાશક્તિ સ્વાભાવિક, પર અને વિવિધ છે' શ્રુતિ પણ બ્રહ્મ સંબંધિ જે કાંઇ છે તે સર્વ જન્ય નથી, પરંતુ સર્વ અજન્ય અથવા નિત્ય છે એમ કહે છે. વળી 'તેનું' એમ છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ કરી શ્રુતિ ભેદથી નિર્દેશ કરે છે. તેથી જેમ જીવને જ્ઞાન અને ક્રિયાના કરણ ઇંદ્રિયો પોતાના સ્વરૂપથી ભિન્ન છે તેમ બ્રહ્મને નથી, કારણ કે બ્રહ્મના કર, પાદ, મુખ, ઉદર વિગેરે માત્ર આનંદનાજ છે. બ્રહ્મના કર, પાદ, મુખ, ઉદર

કરણ નથી. તેથીજ 'તેની સમ' ઇત્યાદિ; કારણ કે જીવો તેવા નથી. તેથીજ 'સર્વનો ઈશાન' એવી શ્રુતિ છે. તેથીજ જીવો તેના દાસજ છે એમ ફલિત થાય છે. પર અર્થાત્ મન અને વાણીથી પણ 'આ આવું' એમ જાણી ન શકાય તેવી. વિવિધ અર્થાત્ અનેકરૂપ શક્તિઓ. શક્તિસ્વરૂપનો વિચાર કરતાં, તે બ્રહ્મસ્વરૂપથી અતિરિક્ત નથી એમ જણાવવા એકવચન (યોજ્યું છે.) તેથી બ્રહ્મ અચિંત્ય અનંત શક્તિવાળું કહેલું છે. આ પણ શક્તિ સ્વાભાવિકી છે, આગન્તુક નથી. તેમજ જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ સ્વાભાવિકીજ છે (એવો અર્થ છે,) દેહ અને ઇન્દ્રિય વિના જ્ઞાન અને ક્રિયા થાય છે એવો અર્થ નથી. આમ હોવાથી, નિત્ય સત્ વસ્તુ અવિદ્યાથી કલ્પિત છે એમ વિરોધને લીધે કહી શકાય નહિ.

તેને કાંઇ કાર્ય અર્થાત્ કર્તવ્ય નથી, ઇન્દ્રિય આદિ કરણ પણ નથી; તેથીજ તેનાથી સમ નથી. ઇત્યાદિ, કર્તવ્યવિના પણ વિવિધ શક્તિઓનું અને કરણ

---

વિગેરે સર્વ માત્ર આનંદના હોવાથી બ્રહ્મના સ્વરૂપથી ભિન્ન નથી. અથવા, બ્રહ્મનું જ્ઞાન અને બ્રહ્મની ક્રિયા ઉભય નિત્ય છે તેથી તે ઉત્પન્ન કરનાર કોઈ કરણ નથી. બ્રહ્મના જ્ઞાન અને ક્રિયા નિત્ય હોવાથી તેમનું કરણ કોઇ નથી. તેથીજ બ્રહ્મની સમાન પણ કોઇ નથી. કારણ કે જીવનું જ્ઞાન અને જીવની ક્રિયા નિત્ય નથી. તેથીજ જીવો માત્ર ભગવાનના દાસજ છે એમ 'સર્વનો ઈશાન' શ્રુતિએ કહેલું છે.

**'पराऽस्यशक्तिर्विविधैव श्रूयते'** એમ શ્રુતિ ઉપદેશ કરે છે. **परा** અર્થાત્ મન અને વાણીથી પણ જેનો પ્રકાર જાણી શકાય નહિ તેવી, **विविधा** અર્થાત્ અનેક પ્રકારની શક્તિઓ. વસ્તુતઃ બ્રહ્મને એકજ શક્તિ નથી, પરંતુ અનંત શક્તિઓ છે. પરંતુ શક્તિઓના સ્વરૂપનો વિચાર કરતાં તે બ્રહ્મના સ્વરૂપથી ભિન્ન નથી એમ જણાવવા શ્રુતિમાં **'शक्तिः'** એમ એકવચનનો પ્રયોગ કરેલો છે. તેથી વિચાર ન કરી શકાય તેવી, અનન્ત શક્તિઓ બ્રહ્મમાં છે એમ શ્રુતિ કહે છે. એ શક્તિઓ પણ આગન્તુક નથી, પરંતુ બ્રહ્મની સ્વાભાવિક શક્તિઓજ છે. તેજ પ્રમાણે જ્ઞાનશક્તિ ક્રિયાશક્તિ, અને બલશક્તિ પણ બ્રહ્મમાં સ્વાભાવિકજ છે એવો આ શ્રુતિનો અર્થ છે. બ્રહ્મને દેહ અને ઇંદ્રિય વિના જ્ઞાન અને ક્રિયા થાય છે, એવો આ શ્રુતિનો અર્થ નથી. તેથી બ્રહ્મની સર્વ શક્તિઓ નિત્ય અને સ્વાભાવિકજ છે. આમ હોવાથી બ્રહ્મની નિત્ય શક્તિઓ અવિદ્યાથી કલ્પેલી છે એમ કહેવાય નહિ, કારણ કે જે વસ્તુ નિત્ય હોય તે અવિદ્યાથી કલ્પેલી છે એમ કહી શકાય નહિ. નિત્ય વસ્તુ અવિદ્યાથી કલ્પેલી છે એમ કહીએ તો વિરોધ થાય, કારણ કે અવિદ્યાથી કલ્પેલી વસ્તુનો અવિદ્યાનો નાશ અથવા જ્ઞાનની પ્રાપ્તિ થાય ત્યારે નાશ થવોજ જોઇએ. તેથી અવિદ્યાથી કલ્પેલી વસ્તુ નિત્ય હોઇ શકેજ નહિ. બ્રહ્મની શક્તિઓ નિત્ય છે તેથી તે અવિદ્યાથી કલ્પેલી હોઇ શકે નહિ.

આ શ્રુતિનો કોઇ નીચે પ્રમાણે અર્થ કરે છે. 'તેનું કાંઇ કાર્ય અર્થાત્ કર્તવ્ય નથી, અને તેને કાંઇ કરણ અર્થાત્ ઇંદ્રિય વિગેરે પણ નથી. તેને કાંઇ કાર્ય અને કરણ નહિ હોવાથી કોઇ તેની સમાન નથી. કારણ કે તેને કર્તવ્ય નથી તોપણ વિવિધ શક્તિઓ છે, અને કરણ નથી તોપણ જ્ઞાન ક્રિયા વિગેરે છે. કર્તવ્ય ન હોવા છતાં બ્રહ્મને વિવિધ શક્તિઓ

વિના પણ જ્ઞાનાદિમત્ત્વનું શ્રવણ છે તેથી સર્વે શક્તિઓ સ્વાભાવિકી છે, એવું વ્યાખ્યાન પણ અતિદુષ્ટ નથી. શક્તિઓ નિત્ય હોવાથી સૃષ્ટિની પૂર્વે અને પછી તે વર્તમાન છે અને તે સમયે કાંઇ કર્તવ્ય નથી, તથાપિ સામાન્ય નિષેધ હોવાથી ઇક્ષિત્યધિકરણના વિરોધને લીધે તે દુષ્ટજ છે; કારણકે ' સૌમ્ય અગ્રે આ એકજ અદ્વિતીય સતજ હતું.' થી ઉપક્રમ કરી, ' હું બહુ થાઉં પ્રજનન કરૂં એમ તેણે ઇચ્છા કરી ' ' તેણે તેજ સર્જ્યું ', તેમજ અન્યત્ર ' આઆત્મા એકજ અગ્રે હતો અન્ય કાંઈ ન હતું. વ્યાપાર કરતાં તેણે લોક સર્જું એમ ઇચ્છા કરી ' ' તેણે આ લોકો સર્જ્યા.' ઇત્યાદિ શ્રુતિને લીધે મિથ્યાવાદીને પણ સૃષ્ટિ પહેલાં બ્રહ્મનું અ-શરીરત્વ અને તેજ આદિ લોકનું કર્તૃત્વ સ્વીકારવા પડશે. તેથી કર્તવ્ય અંશનો સામાન્ય નિષેધ ઉપપન્ન નથી; કારણ કે તે સમયે કોઈ જીવ નથી કે તે પોતાની અવિદ્યાથી તેના કર્તૃત્વરૂપી વિશેષની કલ્પના કરે. છે એમ કહો તો ' સત્ જ ' શ્રુતિનો વિરોધ થાય છે. આમ હોવાથી 'આના' એમ ષષ્ઠીથી ભેદથી નિર્દેશ હોવાથી, જેમ ધર્મરૂપ સ્વાભાવિકી જ્ઞાનઆદિ શક્તિઓનો શ્રુતિબલથી અંગીકાર કર્યો તેમ ' સર્વતઃ પાણિ અને પાદના અંતવાળું સર્વતઃ અક્ષિ શિરઃ અને મુખ-

છે, અને કરણ ન હોવા છતાં જ્ઞાન ક્રિયા વિગેરે છે. તેથી તે સર્વ શક્તિઓ સ્વાભાવિકજ હોવી જોઇએ.' આ વ્યાખ્યાન અતિદુષ્ટ નથી. આ વ્યાખ્યાનમાં પણ દોષ તો છેજ. બ્રહ્મની સર્વ શક્તિઓ નિત્ય હોવાથી, સૃષ્ટિની પૂર્વે અને સૃષ્ટિની પછી પણ વિદ્યમાન છે અને તે સમયે તેમને કાંઇ કર્તવ્ય પણ નથી. પરંતુ તેમને કોઇપણ સમયે કર્તવ્ય નથી એમ કર્તવ્યનો સામાન્ય નિષેધ કરવો એ ઉચિત નથી, કારણ કે સૃષ્ટિસમયે તેમને કર્તવ્ય છે એમ ઇક્ષિત્ય-ધિકરણથી સિદ્ધ થાય છે. તેથી કર્તવ્યનો સામાન્ય નિષેધ કરવાથી ઇક્ષિત્યધિકરણનો વિરોધ થાય છે. ' સૌમ્ય, આ અગ્રે એકજ સત્ હતું ' વિગેરેથી શ્રુતિ સૃષ્ટિ પ્રકરણનો આરંભ કરે છે. પછી ' હું બહુ થાઉં, પ્રજનન કરૂં એમ તેણે ઇચ્છા કરી, ' ' તેણે તેજ સર્જ્યું ' વિગેરે શ્રુતિઓ સૃષ્ટિસમયે કર્તવ્યનું નિરૂપણ કરે છે. તેજ પ્રમાણે અન્ય સ્થળે ' આ આત્મા એકજ અગ્રે હતો. અન્ય કાંઇ ન હતું. વ્યાપાર કરતાં તેણે લોક સર્જું એમ ઇચ્છા કરી ' ' તેણે આ લોકો સર્જ્યા ' વિગેરે શ્રુતિઓ પણ સૃષ્ટિ સમયે કર્તવ્યનુંજ નિરૂપણ કરે છે. આ શ્રુતિઓથી મિથ્યાવાદીને પણ સ્વીકારવું પડશે કે સૃષ્ટિ પહેલાં બ્રહ્મ શરીરરહિતજ હતું અને તેણે તેજ વિગેરે લોક સર્જ્યા, અર્થાત્ અશરીરિ અથવા નિર્વિશેષ બ્રહ્મેજ તેજ વિગેરે લોક સર્જ્યા એમ આ શ્રુતિઓથી મિથ્યાવાદીને પણ અવશ્ય સ્વીકારવું પડશે. આ પ્રમાણે સૃષ્ટિ-સમયે કર્તવ્ય હોવાથી 'તેને કર્તવ્ય નથી' એમ કર્તવ્યનો સામાન્ય નિષેધ કરવો ઉચિત નથી. વળી સૃષ્ટિ સર્જન સમયે કોઇ જીવ પણ નહતો, કે તેની અવિદ્યાથી બ્રહ્મમાં કર્તૃત્વ વિશે-ષની કલ્પના થાય. તે સમયે જીવ હતો એમ કહી શકાય નહિ, કારણકે જીવ હોય તો 'સૌમ્ય આ અગ્રે એકજ સત્ હતું' શ્રુતિનો વિરોધ થાય. 'આના' એમ શ્રુતિમાં છઠ્ઠી વિભક્તિથી ભેદનું નિરૂપણ કર્યું છે. તેથી આ સ્વાભાવિક જ્ઞાન, ક્રિયા વિગેરે બ્રહ્મની શક્તિઓ બ્રહ્મના ધર્મજ છે. આ શ્રુતિને લીધે બ્રહ્મની જ્ઞાન, ક્રિયા વિગેરે ધર્મરૂપ શક્તિઓનો સ્વીકાર કર્યો તેમજ ' સર્વતઃ પાણિ અને પાદના અંતવાળું, સર્વતઃ અક્ષિ શિરઃ અને મુખવાળું ' વિગેરે

વાળું' ઇત્યાદિ શ્રુતિના બલથી સ્વરૂપભૂત કેવલ આનંદના કર પાદ આદિનો પણ સંભવ હોવાથી, કરણનો પણ સામાન્ય નિષેધ ઉપપન્ન નથી. તેથી અમે કહેલોજ અર્થ છે. વળી અવિદ્યાથી કલ્પિત હોય એમ માનીએ તો ભગવાનના પ્રસાદથી ભગવત્પ્રાકટ્ય ભગવદ્દર્શન આદિની અનુપપત્તિ થાય, અને તેને માટે તપસ્યા આદિ તેના સાધનમાં પ્રવૃત્તિ પણ અનુપપન્ન થાય. તપસ્યા આદિ સાધનોનું ફલ દોષનો ઉદ્ભવજ નથી, જેથી તે કરાય ત્યારેજ અવિદ્યાથી એવો ભ્રમ ઉત્પન્ન થાય છે એમ કહેવાય. એમ હોય તો સાધનો ચિત્તના દોષના શોધક છે એમ સર્વત્ર શ્રવણ થાય છે તેની વ્યાહતિ થાય. અધિક દોષના જનક હોવાથી તે નિંદિત થાય. વળી 'ઇન્દ્રિયો પરાઞ્ચિ છે' શ્રુતિ (બ્રહ્મ) અવિદ્યાવાળી ઇન્દ્રિયોનો અવિષય અને અવિદ્યાથી રહિત ઇન્દ્રિયોનો વિષય છે એમ પ્રતિપાદન કરે છે. શ્રીમદ્દેવકીગર્ભરત્ને પણ 'જેવાં તને મારાં દર્શન થયાં છે એવાં દર્શન વેદો તપ

---

શ્રુતિને લીધે બ્રહ્મના સ્વરૂપભૂત માત્ર આનંદનાજ કર, પાદ વિગેરે પણ છે એમ સંભવે છે. તેથી **'न तस्य कार्यं करणं च विद्यते'** શ્રુતિ બ્રહ્મમાં કર, ચરણ વિગેરે કરણનો સામાન્ય નિષેધ કરે છે એમ કહેવાય નહિ. તેથી બ્રહ્મને કર, ચરણ વિગેરે નથી એમ સામાન્ય નિષેધ કરી શકાય નહિ. તેથી **'न तस्य कार्यं करणं च विद्यते'** શ્રુતિ બ્રહ્મમાં કરણનો સામાન્ય નિષેધ કરતી નથી, પરંતુ બ્રહ્મને કાર્ય કરણ નથી એમ કહે છે. જેમ જીવને કાર્ય અથવા અનિત્ય કરણ છે તેમ બ્રહ્મને કાર્ય કરણ નથી, પરંતુ નિત્ય કરણજ છે એવો શ્રુતિનો અભિપ્રાય છે. તેથી અમે શ્રુતિનો અર્થ કર્યો તેજ ઉચિત છે.

વળી બ્રહ્મમાં કર, ચરણ વિગેરે અવિદ્યાથી જણાય છે એમ માની શકાય નહિ, કારણ કે એમ હોય તો **'ज्ञानप्रसादेन विशुद्धसत्त्वः'** **'तमक्रतुं पश्यति वीतशोको धातुः प्रसादात्'** વિગેરે શ્રુતિઓ ભગવાનના પ્રસાદથી ભગવાનનું પ્રાકટ્ય તથા દર્શન થાય છે એમ કહે છે તે સંભવે નહિ. દર્શન અવિદ્યાનું કાર્ય હોય તો શ્રુતિ ભગવાનના પ્રસાદથી દર્શન થાય છે એમ કહે નહિ. ભગવાનનો પ્રસાદ જે જીવપર હોય તેની અવિદ્યા દૂર થવી જોઇએ, પરંતુ તેની અવિદ્યા દૂર ન થતાં તેને અવિદ્યાનું કાર્ય દર્શન થાય એ સંભવે નહિ. તેથી દર્શન આવિદ્યક નથી. તેથી કર, ચરણ વિગેરે અવિદ્યાથી જણાતાં નથી. વળી દર્શન આવિદ્યક હોય તો દર્શન માટે દર્શનના સાધન તપસ્યા વિગેરેમાં કોઇની પ્રવૃત્તિ થાય નહિ. તપસ્યા વિગેરે સાધન કરે તેને દર્શનરૂપ દોષજ પ્રાપ્ત થાય, અથવા તપસ્યાનું ફલ દોષજ છે એ સંભવતું નથી. તપસ્યા વિગેરે સાધનો કરે ત્યારેજ અવિદ્યાથી બ્રહ્મમાં કર, ચરણ વિગેરેનો ભ્રમ થાય એ સંભવતું નથી, કારણકે એમ હોય તપસ્યા વિગેરે સાધનનું ફલ દોષનો ઉદ્ભવજ થાય. વળી એમ હોય તો સર્વ સ્થળે શ્રુતિમાં સાધનો ચિત્તના દોષનો નાશ કરે છે એમ કહ્યું છે તે અસત્ય ઠરે. તપસ્યા વિગેરે સાધન અધિક દોષ ઉત્પન્ન કરનાર હોવાથી નિંદિત ગણાવા જોઈએ, પરંતુ એમ નથી. તેથી કર, ચરણ વિગેરે બ્રહ્મમાં અવિદ્યાથી કલ્પેલા છે એમ કહેવાય નહિ. વળી 'સ્વયંભૂએ ઇંદ્રિયો પરાંચિ નિમાર્ણ કરી' શ્રુતિ અવિદ્યાવાળી ઇંદ્રિયો બ્રહ્મને પહોંચી શકતી નથી, પરંતુ અવિદ્યારહિત ઇંદ્રિયો બ્રહ્મને પહોંચે છે એમ કહે છે. શ્રીમદ્દેવકીગર્ભરત્ન શ્રીકૃષ્ણચંદ્ર પણ 'જેવાં તને મારાં દર્શન થયાં

દાન યજ્ઞથી પણ થઇ શકે નહિ' એમ ઇતર સાધનથી દર્શન આદિ અસાધ્ય છે એમ કહી, 'પરન્તુ હે અર્જુન, મારાં આવાં દર્શન અનન્ય ભક્તિથી થઈ શકે છે' એમ કેવલ ભક્તિથી સાધ્ય છે એવો નિર્ણય કરેલો છે. તેથી આવા પ્રકારની શ્રુતિ અને સ્મૃતિનો ઉપપ્લવ કરનાર પારલૌકિક સર્વ સન્માર્ગનો ઉચ્છેદ કરવામાં પ્રવૃત્ત આસુરી છે, તેથી સારા પુરૂષોએ (તેની) ઉપેક્ષા કરવી. કલ્પના અંતસમયે શરીર અને ઇન્દ્રિયોનો અભાવ હોવાથી જીવોનો ભગવાનમાં પ્રવેશ હોવાથી, કલ્પનાસામર્થ્ય નથી તોપણ નારાયણશયનનું કથન છે તેથી (કલ્પનાપક્ષ ઉચિત નથી.) તેથીજ પ્રલયની અનુપપત્તિ પણ (કલ્પનાપક્ષના દૂષણરૂપ) જાણવી. વળી 'જે બ્રહ્માને પ્રથમ બનાવે છે' શ્રુતિ આદિએ કહેલી પ્રાથમિક બ્રહ્મસૃષ્ટિ અનુપપન્ન થાય છે, કારણ કે તે સમયે ઇશ્વરથી અતિરિક્ત કોઇ નહિ હોવાથી તે સૃષ્ટિનો કલ્પનાર કોઇ નથી. ઇશ્વરને કલ્પક કહી શકાય નહિ, કારણ કે ઇશ્વરત્વનીજ વ્યાહતિ થાય, અને 'જે બનાવે છે' શ્રુતિએ કહેલું ઇશ્વરનું કર્તૃત્વ નાશ પામે. વળી બ્રહ્મમાં સર્વ વેદના સમન્વયની પ્રતિજ્ઞા કરી તેનું નિરૂપણ કરવા પ્રવૃત્ત થએલા સૂત્રકાર, નિઃસંદિગ્ધ બ્રહ્મપર વાકયો નિશ્ચિતજ હોવાથી

---

છે એવાં દર્શન વેદો, તપ, દાન, યજ્ઞથી પણ થઇ શકે નહિ' એમ વેદ વિગેરે સર્વ સાધનથી બ્રહ્મનાં દર્શન થતાં નથી એમ કહે છે, અને પછી 'પરંતુ હે અર્જુન, મારાં આવાં દર્શન અનન્ય ભક્તિથી થઇ શકે છે' એમ માત્ર અનન્યભક્તિથી બ્રહ્મનાં દર્શન થાય છે એવો નિર્ણય કરે છે. તેથી આવા પ્રકારની શ્રુતિ સ્મૃતિ સર્વનો વિપ્લવ કરનાર, માત્ર પારલૌકિક સન્માર્ગનો ઉચ્છેદ કરવામાંજ પ્રવૃત્ત રહેનાર આસુરજ છે એમ જાણી સારા પુરૂષોએ તેની ઉપેક્ષા કરવી. વળી કલ્પાંત સમયે જીવનો ભગવાનમાં પ્રવેશ થઈ જાય છે એમ કહ્યું છે. અને બ્રહ્મને શરીર અને ઇંદ્રિય નથી એમ પણ તમે માનો છો તેથી તે સમયે કલ્પના સંભવતીજ નથી. તે સમયે જીવ નહિ હોવાથી, જીવથી કલ્પના થઇ શકે નહિ. બ્રહ્મને શરીર અને ઇંદ્રિય નહિ હોવાથી તે પણ કલ્પના કરી શકે નહિ. તેથી કલ્પાંત સમયે કલ્પના સંભવતીજ નથી. તોપણ તે સમયે નારાયણ શયન કરે છે એમ કહેલું છે. તેથી નારાયણશયન કલ્પેલું નથી, પરંતુ સત્યજ હોવું જોઇએ. શરીર વિગેરે બ્રહ્મને ન હોય તો શયન પણ કેમ સંભવે? તેથી પ્રલયજ સંભવતો નથી.

વળી 'જે બ્રહ્માને પ્રથમ બનાવે છે' શ્રુતિ પ્રાથમિક બ્રહ્મે કરેલી સૃષ્ટિનું નિરૂપણ કરે છે તે પણ સંભવતું નથી, કારણકે તે સૃષ્ટિ સમયે ઇશ્વર વિના અન્ય કોઇ ન હતું. બ્રહ્મા વિગેરે કોઇ ન હતું. તેથી સૃષ્ટિ અવિદ્યાથી કલ્પનાર કોઇ ન હતું. સૃષ્ટિની કલ્પના કરનાર કોઇ ન હોવાથી કલ્પેલી સૃષ્ટિ સંભવેજ કેમ? ઇશ્વરજ સૃષ્ટિની કલ્પના કરે છે એમ કહેવાય નહિ, કારણકે એમ હોય તો ઇશ્વરનું ઇશ્વરપણુંજ રહે નહિ. સર્વ કલ્પિતજ હોય તો 'જે બ્રહ્માને પ્રથમ બનાવે છે' એમ બનાવવાની ક્રિયાના કર્તા ઇશ્વર કહ્યા છે તે પણ સંભવે નહિ. વળી સૂત્રકાર પણ સર્વ વેદાન્તોનો બ્રહ્મમાં સમન્વય છે એમ પ્રથમ પ્રતિજ્ઞા કરે છે. પછી તે પ્રતિજ્ઞાનું નિરૂપણ કરવા પ્રવૃત્ત થાય છે. જે વેદાન્તવાકયો સંદેહ વિના બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે તેઓમાં બ્રહ્મનો સમન્વય છે એ નિશ્ચિતજ હોવાથી, તેનું નિરૂપણ સૂત્રકાર કરતા નથી. પરંતુ જે વાકયોમાં સંદેહ છે તેનુંજ નિરૂપણ કરે છે. 'જે

તેમના (સમન્વયનું) નિરૂપણ ન કરતાં, 'જે આદિત્યમાં આ હિરણ્મય હિરણ્યશ્મશ્રુ પુરૂષ દેખાય છે' 'આ લોકની શી ગતિ? આકાશ એમ તેણે કહ્યું' 'તે દેવતા કોણ? પ્રાણ એમ તેણે કહ્યું' 'જે અહિંથી પર આકાશનું જ્યોતિઃ દીપે છે' ઇત્યાદિ સંદિગ્ધ બ્રહ્મપર વાક્યોના (સમન્વયનું), 'અંદર (રહેલો પુરૂષ બ્રહ્મ), તેના ધર્મના ઉપદેશને લીધે' 'આકાશ (બ્રહ્મ); તેના ચિહ્નને લીધે' 'તેથીજ પ્રાણ (બ્રહ્મ)' 'જ્યોતિઃ (બ્રહ્મ), ચરણ કહેલો છે તેથી' ઇત્યાદિ અધિકરણોથી મહાન્ પ્રબંધથી નિરૂપણ કરે છે, તેથી જેવા પ્રકારનું શ્રુતિ નિરૂપણ કરે છે તેવાજ પ્રકારનું બ્રહ્મ છે, એવો સૂત્રકારનો અનુશય છે એમ જણાય છે. નહિ તો, 'આદિત્યમાં જે આ' ઇત્યાદિ શ્રુતિનિરૂપિત સ્વરૂપો એવા જીવના સ્વરૂપ હો અથવા બ્રહ્મના સ્વરૂપ હો તોપણ તમારા મત પ્રમાણે તેમાં અવિદ્યા-

આદિત્યમાં આ હિરણ્મય હિરણ્યશ્મશ્રુ પુરૂષ દેખાય છે' વેદાન્તવાક્યમાં સંદેહ થાય છે કે એ બ્રહ્મનું નિરૂપણ કરે છે કે આદિત્યનું? તેથી **'अंतस्तद्धर्मोपदेशात्'** સૂત્રથી તે બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે એમ કહે છે. **अंतः** અર્થાત્ જે પુરૂષ આદિત્યમાં છે તે, પરમાત્માજ છે. કારણકે **'स एव सर्वेभ्यः पाप्मभ्य उदितः'** એમ શ્રુતિ આગળ બ્રહ્મના ધર્મનું નિરૂપણ કરે છે. 'આ લોકની શી ગતિ? આકાશ એમ તેણે કહ્યું' વેદાન્તવાક્યમાં સંદેહ થાય છે કે અહિં આકાશનું નિરૂપણ કર્યું છે કે બ્રહ્મનું? તેથી **'आकाशस्तल्लिंगात्'** સૂત્રથી ત્યાં બ્રહ્મનુંજ નિરૂપણ કર્યું છે એમ સૂત્રકાર કહે છે. 'આકાશ બ્રહ્મજ છે, કારણકે **सर्वाणि भूतानि हवा इमानि आकाशादेव समुत्पद्यंते आकाशं प्रत्यस्तं यन्ति'** શ્રુતિ સર્વ ભૂતો આકાશમાંથી ઉત્પન્ન થાય છે, અને આકાશમાં લીન થાય છે એમ આકાશમાં બ્રહ્મધર્મનું નિરૂપણ કરે છે. 'તે દેવતા કોણ? પ્રાણ એમ તેણે કહ્યું' વેદાન્તવાક્યમાં સંદેહ થાય છે કે તે બ્રહ્મનું નિરૂપણ કરે છે કે પ્રાણનું? **'अत एव प्राणः'** સૂત્રથી તે બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે એમ સૂત્રકાર કહે છે. **'सर्वाणि ह वा भूतानि प्राणमेवाभिविशन्ति प्राणमभ्युपजिहते'** શ્રુતિ પ્રાણમાં બ્રહ્મના ધર્મનું પ્રતિપાદન કરે છે તેથી પ્રાણ બ્રહ્મજ છે. 'જે અહિંથી પર આકાશનું જ્યોતિઃ દીપે છે' વેદાન્તવાક્યમાં સંદેહ થાય છે કે તે બ્રહ્મનું નિરૂપણ કરે છે કે જ્યોતિનું? **'ज्योतिश्चरणाभिधानात्'** સૂત્રથી તે બ્રહ્મનું નિરૂપણ કરે છે એમ સૂત્રકાર કહે છે. ત્યાં જ્યોતિઃ શબ્દ બ્રહ્મ માટેજ યોજાયો છે કારણ કે ચરણનું અભિધાન છે. **'एतावानस्य महिमा अतो ज्यायांश्च पुरुषः। पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि'** શ્રુતિમાં સર્વ ભૂતને તેના પાદ અથવા ચરણ કરેલા છે. તેથી જ્યોતિઃ શબ્દ બ્રહ્મમાટે યોજેલો છે. એ પ્રમાણે મહાન્ પ્રબંધથી સૂત્રકાર સર્વવેદાન્તમાં બ્રહ્મનો સમન્વય છે એમ સિદ્ધ કરે છે. તેથી જેવા પ્રકારના બ્રહ્મનું શ્રુતિ નિરૂપણ કરે છે તેવા પ્રકારનુંજ બ્રહ્મ છે એવો વ્યાસનો અભિપ્રાય છે એમ જણાય છે.

જો વ્યાસજીનો એવો અભિપ્રાય ન હોય તો 'જે આદિત્યમાં આ હિરણ્મય' વિગેરે વેદાન્તવાક્યો બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે એમ મહાન્ પ્રબંધથી કહેત નહિ, કારણ કે તમારા મત પ્રમાણે આદિત્યની અંદરનો પુરૂષ વિગેરે એવા પ્રકારના જીવ હોય અથવા

કલ્પિતત્વ અવિશિષ્ટ હોવાથી, તે બ્રહ્મપરજ છે એવો નિર્ણય કરે નહિ.—બ્રહ્મપરત્વે હોય તોજ ઉપાસનાથી તે તે ફલ પ્રાપ્ત થાય, ઈશ્વરપુરૂષ આકાશ પ્રાણ આદિ રૂપની અબ્રહ્મ તરીકે ઉપાસના કરવાથી તે તે ફલ પ્રાપ્ત થાય નહિ, તેથી તે બ્રહ્મજ છે એમ બોધ કરવા સૂત્રકારે એવો નિર્ણય કર્યો—એમ નહિ. કારણ કે વસ્તુતઃ તે અબ્રહ્મ હોવાથી, તેમનું નિરૂપણ કરનાર શ્રુતિ અબ્રહ્મપર થઈ જાય, અને તેથી તે નિયમની વ્યાહતિ થાય. વળી તે પ્રતારક થાય. વળી અવિદ્યાકલ્પિતત્વ સમાન હોવાથી, પ્રસિદ્ધ અર્થોનોજ અનુવાદ કરી 'આ નહિ' એમ નિષેધજ કરે, અને સમન્વયપ્રતિજ્ઞાજ ન કરે, કારણ કે તે અબ્રહ્મ હોવાથી તેમનું નિરૂપણ કરનારી શ્રુતિઓ પણ અબ્રહ્મનું નિરૂપણ કરનારી થાય. તેથી 'સર્વે વેદો જેના પદનું ધ્યાન ધરે છે' શ્રુતિનો વિરોધ થાય. સવિશેષનું નિરૂપણ કરનાર શ્રુતિ બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરવા પ્રવૃત્ત થએલી નથી ઇત્યાદિનો આથી નિરાસ થયો. વળી 'કૃતમાં શુકલ અને ચતુર્બાહુ' અને ઇલાવૃત્ત આદિ અમુક

---

બ્રહ્મ હોય તોપણ અવિદ્યાથી કલ્પેલાજ હોવા જોઇએ. અવિદ્યાથી કલ્પેલા હોવાથી તે બ્રહ્મ અથવા જીવ હોય તોપણ તેમાં કાંઇ ભેદ નથી. તેથી આવા મહાન્ પ્રબંધથી તે બ્રહ્મજ છે એમ નિશ્ચય કરવાની વ્યાસજીને કાંઇ આવશ્યકતા નહતી.

પૂર્વપક્ષી—તેમને બ્રહ્મ જાણીને તેમની ઉપાસના કરવામાં આવે તો ઉપાસનાનું ફલ પ્રાપ્ત થાય, પરંતુ તેમને ઈશ્વરપુરૂષ, આકાશ, પ્રાણ, જ્યોતિઃ જાણી, તે બ્રહ્મ નથી એમ જાણી, તેમની ઉપાસના કરવામાં આવે તો કોઇ પણ ફલ પ્રાપ્ત થાય નહિ. તેથી તેમને બ્રહ્મ જાણીને તેમની ઉપાસના કરવામાં આવે એવા હેતુથી સૂત્રકાર તે સર્વ બ્રહ્મજ છે એવો નિર્ણય કરે છે.

સિદ્ધાન્તી—એમ ન કહો. કારણકે તે બ્રહ્મ વસ્તુતઃ ન હોય તો તેમનું નિરૂપણ કરનારા વેદાન્તવાકયો બ્રહ્મનું નિરૂપણ કરે છે એમ કહેવાય નહિ. તેથી સર્વ વેદાન્તવાકયો બ્રહ્મનું નિરૂપણ કરે છે એ નિયમનો ભંગ થાય છે. વળી ઈશ્વરપુરૂષ, આકાશ વિગેરે બ્રહ્મ નથી તે સર્વ બ્રહ્મજ છે એમ આપણને અસત્ય ઉપદેશ કરનાર હોવાથી વ્યાસજી અને બ્રહ્મસૂત્ર પ્રતારકજ ગણાય. વળી ઈશ્વરપુરૂષ વગેરે બ્રહ્મ હોય કે જીવ હોય તોપણ તમારા મત પ્રમાણે અવિદ્યાથી કલ્પેલા હોવા જોઇએ. તેથી ઈશ્વરપુરૂષ આકાશ વિગેરે પ્રસિદ્ધ પદાર્થોનો અનુવાદ કરી, તેમના નામ લઇ, 'આ બ્રહ્મ નથી' એમજ શ્રુતિ નિષેધ કરત. વ્યાસજી પણ સર્વ વેદાન્તોનો બ્રહ્મમાં સમન્વય છે એવી અસત્ય પ્રતિજ્ઞાજ ન કરત; કારણકે એમ હોય તો સર્વે વેદાન્તોનો બ્રહ્મમાંજ સમન્વય છે એવી સમન્વયપ્રતિજ્ઞા અસત્યજ ઠરે. ઈશ્વરપુરૂષ વિગેરે વસ્તુતઃ બ્રહ્મ ન હોવાથી તેમનું નિરૂપણ કરનારા વેદાન્તવાકયો બ્રહ્મનું નિરૂપણ કરે છે એમ કહેવાય નહિ. તેથી સમન્વયપ્રતિજ્ઞા અસત્ય ઠરે. વળી આ પ્રમાણે સર્વ વેદાન્તોનો બ્રહ્મમાં સમન્વય નહિ હોવાથી 'સર્વે વેદો જેના પદનું ધ્યાન ધરે છે' શ્રુતિનો વિરોધ થાય. વસ્તુતઃ બ્રહ્મસૂત્રનું તાત્પર્ય સર્વ વેદાન્તનો બ્રહ્મમાં સમન્વય સિદ્ધ કરવો એ જ છે. તેથી 'સવિશેષ બ્રહ્મનું નિરૂપણ કરનારી શ્રુતિઓ બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરતી નથી' વિગેરે તમારા સિદ્ધાન્તનો નિરાસ થાય છે. વળી 'કૃતમાં શુકલ અને

દેશોમાં 'તુરીય તામસી મૂર્તિ' ઇત્યાદિથી નિયત કાલ અને નિયત દેશમાં નિયત અનેક રૂપ કહેલાં છે તે અનુપપન્ન થાય, કારણ કે એકજ અવિદ્યા નિયત સમયમાં નિયત વસ્તુની કલ્પના કરે, અને અન્ય સમયમાં અન્યસદૃશની કલ્પના કરે એમાં કાંઇ હેતુ કહી શકાય નહિ.-કાલ આદિજ હેતુ છે-એમ નહિ, કારણ કે તે પણ અવિદ્યાતુલ્યજ છે. તેવો તેનો સ્વભાવજ છે, એમ પણ કહેવાય નહિ. અદ્વૈતશ્રુતિના અનુરોધથી તમે તેને અસદ્રૂપજ માનો છો, તેથી તેનો સ્વભાવ પણ એવોજ હોવાથી કારણ કોણ?—કાર્ય પણ તેવુંજ છે એમ યક્ષબલિન્યાય છે—કાર્ય ભલે તેવું હોય, પરન્તુ કારણ તો મણિમન્ત્રાદિ ન્યાયથી સતજ હોવું જોઇએ એમ પૂર્વેજ અમે કહેલું છે. વળી બ્રહ્મજિજ્ઞાસાની પ્રતિજ્ઞા કરી, બ્રહ્મ

---

ચતુર્બાહુ' ભગવાન્ છે, અને ઇલાવૃત્ત વિગેરે દેશોમાં 'તુરીય તામસી મૂર્તિ છે' એવા વાકયો હોવાથી ભગવાન્ જૂદા જૂદા યુગમાં જૂદા જૂદા રૂપ ધારણ કરે છે, અને જૂદા જૂદા દેશમાં પણ જૂદા જૂદા રૂપ ધારણ કરે છે એમ સિદ્ધ થાય છે. એ પ્રમાણે અમુક કાલે અમુક દેશમાં ભગવાનના અમુક રૂપો છે એમ દર્શાવનારા સર્વ વાકયો નિરર્થક થાય, કારણ કે આ સર્વ રૂપ તમારા મત પ્રમાણે અવિદ્યાથી કલ્પેલા હોવા જોઇએ. અમુક સમયે અમુક વસ્તુની અમુક પ્રકારની જ કલ્પના કરવી, અને ત્યારપછી અન્ય સમયે તે જ વસ્તુની અમુક અન્ય પ્રકારની કલ્પના કરવી એ સર્વ કાર્ય માત્ર એક જ જડ અવિદ્યા કરે એ સંભવતું નથી. તેથી આ સર્વ કલ્પનાનું કારણ પણ તમારાથી કહી શકાય તેમ નથી.

પૂર્વપક્ષી—'જન્યોનો જનક કાલ જગત્નો આશ્રય માનેલો છે' વાકયને લીધે કાલ જ આ સર્વ કલ્પના કરે છે.

સિદ્ધાન્તી—કાલ પણ અવિદ્યાનું જ કાર્ય હોવાથી અવિદ્યાસમાન જ છે. તેથી કાલ પણ આ સર્વ કલ્પના કરવા સમર્થ નથી.

પૂર્વપક્ષી—અવિદ્યાનો સ્વભાવ જ એવો છે કે આ સવ કલ્પનાઓ તે કરે. આ સર્વ કલ્પના કરવા અવિદ્યા જ સમર્થ છે.

સિદ્ધાન્તી—'એક જ અદ્વિતીય બ્રહ્મ' શ્રુતિના અનુરોધથી તમે એમ માનો છો કે બ્રહ્મ વિના સર્વ અસત્ છે. તેથી અવિદ્યા પણ તમારા મત પ્રમાણે અસતી છે. તેથી અવિદ્યાનો સ્વભાવ પણ અસત્ જ છે. તેથી આ સર્વ કલ્પના કરવાને જડ અવિદ્યાનો જડ અસત્ સ્વભાવ સમર્થ નથી. ત્યારે આ સવ કલ્પનાઓ કોનાથી થાય છે?

પૂર્વપક્ષી—કાર્ય કલ્પિત રૂપો અસત્ છે, તેમ જ કારણ પણ અસતી અવિદ્યા હોય તેમાં કાંઇ ક્ષતિ નથી. જેવું કાર્ય તેવું જ કારણ છે. જેવા યક્ષ છે તેવું જ તેમને બલિ અપાય છે. તેમ જ યક્ષબલિન્યાયથી જેવું કાર્ય તેવું જ કારણ હોય તેમાં કાંઇ ક્ષતિ નથી.

સિદ્ધાન્તી—કાર્ય કદાપિ અસત્ હોય પરંતુ કારણ તો સત્ જ હોવું જોઇએ. જેમ મણિ, મંત્ર વિગેરેના કાર્ય આમ્રતરૂ તથા કદંબતરૂ અસત્ છે તોપણ કારણ મણિ મંત્ર વિગેરે સત્ જ છે, તે જ પ્રમાણે અહિં પણ ભગવાનનાં ભિન્ન ભિન્ન રૂપ કાર્ય અસત્ ભલે હોય, પરંતુ તેમનું કારણ સત્ હોવું જ જોઇએ. કાર્ય અસત્ છે એ પણ તમારા મત પ્રમાણે જ કહ્યું છે. વસ્તુતઃ કાર્ય પણ સત્ જ છે. વળી '**अथातो ब्रह्मजिज्ञासा**' એમ

તરીકે નિરૂપણ કરેલા સવિશેષો કલ્પિત કહેતાં વ્યાસની પ્રતિજ્ઞાહાનિનું પણ ભાન થતું નથી, તેથી તું ઉન્મત્ત છે.—બ્રહ્મ એકરસ હોવાથી, અને સવિશેષ અનેકરસ હોવાથી તે બ્રહ્મ હોઈ શકે નહિ—એમ નહિ; કારણ કે ધર્મિગ્રાહક-પ્રમાણથી સિદ્ધ થાય છે.—બ્રહ્મ કેવલ વેદથી સમધિગમ્ય છે. તેમાં 'સર્વકામવાળા સર્વગંધવાળા સર્વરસવાળા' એમ તેનું નિરૂપણ છે. 'સર્વતઃ પાણિ અને પાદના અંતવાળું સર્વતઃ અક્ષિ શિર અને મુખવાળું, સર્વતઃ શ્રુતિવાળું લોકમાં સર્વનું આવરણ કરી રહે છે. સર્વ ઇન્દ્રિય અને ગુણના જેવા પ્રકાશવાળું, સર્વ ઇન્દ્રિયથી વિવર્જિત, અસક્ત, સર્વભૃત્, નિર્ગુણ અને ગુણભોક્તૃ' ઇત્યાદિથી ભગવાનેજ સ્વકીય સ્વરૂપનું પ્રતિપાદન કરેલું છે. અહિ 'અંત' પદથી કર અને ચરણના અવચ્છેદ કહેલા છે. તેથીજ 'પૌગંડલીલા સમયનું જેટલા પરિમાણનું સ્વરૂપ છે તેટલાજ પરિમાણનું તેજ સ્વરૂપ પૂતનામુક્તિદાન દશામાં પણ છે' એની સંગતિ થાય છે, કારણ કે સર્વ રૂપો નિત્ય છે, અને આગળ ક્રમથી આવિર્ભાવ થાય છે; કારણ કે બાલ્યમાં કરઆદિના અલ્પદેશાવચ્છેદનો અને

બ્રહ્મવિચારની પ્રતિજ્ઞા કરી, વ્યાસજીએ જે સવિશેષ રૂપો વર્ણવ્યાં છે તે કલ્પેલા છે એમ કહેતાં વ્યાસજીની પ્રતિજ્ઞાની હાનિ થાય છે એ ભાન પણ તમને રહેતું નથી, તેથી તમે ઉન્મત્ત જ છો.

પૂર્વપક્ષી—બ્રહ્મ એકરસ જ છે. શ્રુતિમાં ઈશ્વરપુરૂષ, આકાશ વિગેરે જે સવિશેષ રૂપો વર્ણવ્યાં છે તે એકરસ નથી, પરંતુ સવિશેષ હોવાથી અનેકરસ છે. તેથી તે બ્રહ્મ હોય એ સંભવતું નથી.

સિદ્ધાન્તી—એમ ન કહો, કારણ કે એ સર્વ સવિશેષ રૂપ અનેકરસ હોય તેમ જણાય છે તોપણ તે સર્વની એકરસતાની ક્ષતિ થતી નથી એમ ધર્મીનું ગ્રહણ કરાવનાર પ્રમાણ વેદથી સિદ્ધ થાય છે. બ્રહ્મનું જ્ઞાન માત્ર વેદથી જ થાય છે. વેદની નિર્વિશેષ શ્રુતિથી જ નહિ, પરંતુ સવિશેષ અને નિર્વિશેષ ઉભય પ્રકારની શ્રુતિઓ અર્થાત્ નિખિલ વેદથી બ્રહ્મનું જ્ઞાન થાય છે. વેદમાં 'સર્વકામવાળા, સર્વગંધવાળા, સર્વરસવાળા' એમ બ્રહ્મનું નિરૂપણ કરેલું છે. વળી ભગવાને પોતે 'સર્વતઃ પાણિ અને પાદના અંતવાળું, સર્વતઃ અક્ષિ શિરઃ અને મુખવાળું, સર્વતઃ શ્રુતિવાળું લોકમાં સર્વનું આવરણ કરી રહે છે. સર્વ ઇંદ્રિય અને ગુણના જેવા પ્રકાશવાળું, સર્વ ઇંદ્રિયથી વિવર્જિત, અસક્ત, સર્વભૃત્, નિર્ગુણ અને ગુણભોક્તૃ' વિગેરેથી સમાપ્તિપર્યંત પોતાના સ્વરૂપનું શ્રીમદ્ભગવદ્ગીતામાં નિરૂપણ કરેલું છે. 'સર્વતઃ પાણિ અને પાદના અંતવાળું' વિશેષમાં 'અંત' શબ્દ અવચ્છેદ અથવા હદના અર્થમાં યોજેલો છે. તેથી બ્રહ્મના પાણિ અને પાદના અંત સર્વત્ર છે. તેથી જ "પૌગંડલીલા સમયનું જેટલા પરિમાણનું સ્વરૂપ છે તેટલા જ પરિમાણનું તે જ સ્વરૂપ પૂતનામુક્તિદાન-દશામાં પણ છે' એ શ્રીમદાચાર્યચરણના વાક્યની પણ સંગતિ થાય છે. કારણકે ભગવાનના સર્વરૂપ નિત્ય છે. તેથી જે રૂપ પૌગંડલીલા સમયે હતું તે જ રૂપ તેટલા જ પરિમાણનું પૂતનાને મુક્તિનું દાન કર્યું તે સમયે પણ હતું. ભગવાનના સર્વ રૂપ નિત્ય છે, તેથી સર્વ રૂપ સર્વદા વિદ્યમાન છે. આગળ તેમનો ક્રમથી પ્રાદુર્ભાવ થાય છે. બાલ્યાવસ્થામાં ભગવાનના

પૌગંડઆદિમાં અધિકદેશાવચ્છેદનો ભક્તો અનુભવ કરે છે. ‘ બાલકે ઉલૂકિકાનો જીવ હર્યો, ત્રૈમાસિકના પદથી શકટ ઉંધું પડ્યું, હારની અંદર જઈ આકાશનો સ્પર્શ કરનાર અર્જુનોનું ઉન્મૂલન કર્યું તે અન્યથા થાય નહિ ’ ઇત્યાદિથી દ્વિતીય સ્કંધમાં તેઓના શુદ્ધ બ્રહ્મત્વનો બ્રહ્માએજ વિચાર કર્યો છે. દશમા સ્કંધમાં પણ દામોદરલીલાના પ્રસ્તાવમાં ‘ જેની અંદર અથવા બહાર પૂર્વ અને અપર પણ કાંઇ નથી, જે જગતની પૂર્વ અને અપર, અંદર અને બહાર છે અને જે જગત્ છે એવા મર્ત્યલિંગ અવ્યક્ત અધોક્ષજને પુત્ર માની પ્રાકૃતની પેઠે ગોપિકાએ રજ્જુથી ઉલૂખલ સાથે બાંધ્યા ’ એમ કહી, રજ્જુની ન્યૂનતાના નિરૂપણથી પણ તેનાજ પૂર્ણત્વનું પ્રતિપાદન કરેલું છે. ‘ ત્રણ વેદ, ઉપનિષદો, સાંખ્ય યોગ અને વૈષ્ણવતંત્રો જેના માહાત્મ્યનું ગાન કરે છે એવા હરિને તેણે પુત્ર માન્યા ’ એ વાક્યથી, અને મૃત્સ્નાભક્ષણ પછી યશોદાની પ્રાર્થનાથી નિજ વદનનું વ્યાદાન કરી પોતાના અને વ્રજના સહિત દર્શાવેલા સકલ લોકના અવલોકનથી વસ્તુજિજ્ઞાસા થઇ ત્યારે પક્ષાન્તરનું નિરાકરણ કરી કહેલા યશોદાના ‘ આજ મારા પુત્રનો કોઇક ઔત્પત્તિક આત્મયોગ છે ’ વાક્યથી ( તેનુંજ પ્રતિપાદન કરેલું છે. ) આથીજ ‘ જે પૃથિવીમાં રહી, પૃથિવીના અંતર

કર, ચરણ વિગેરેના અલ્પ પ્રદેશમાં અને પૌગંડ વિગેરે અવસ્થામાં તેથી અધિક પ્રદેશમાં અવચ્છેદ હતો. એ પ્રમાણે ભક્તોને ભગવાનનાં દર્શન થતાં હતાં, તેમ પણ બ્રહ્માએ જ શ્રીમદ્ભાગવતના દ્વિતીયસ્કંધમાં સાતમા અધ્યાયમાં જણાવેલું છે. ‘ બાલકે ઉલૂકિકાનો જીવ હર્યો, ત્રૈમાસિકના પદથી શકટ ઉંધું પડ્યું, હારની અંદર જઇ આકાશનો સ્પર્શ કરનાર અર્જુનોનું ઉન્મૂલન કર્યું તે અન્યથા થાય નહિ ’ એમ બ્રહ્મા કહે છે. શ્રીકૃષ્ણ બ્રહ્મ ન હોય તો આ સર્વ કાર્ય થાય નહિ. વળી દશમા સ્કંધમાં પણ દામોદરલીલાના પ્રસ્તાવમાં ‘ જેની અંદર અથવા બહાર, પૂર્વ અને અપર પણ કાંઇ નથી, જે જગતની પૂર્વ અને અપર, અંદર અને બહાર છે અને જે જગત્ છે એવા મર્ત્યલિંગ અવ્યક્ત અધોક્ષજને પુત્ર માની, પ્રાકૃતની પેઠે ગોપિકાએ રજ્જુથી ઉલૂખલ સાથે બાંધ્યાં ’ વાક્ય છે. તેમાં પણ બ્રહ્મના ગુણનું પ્રતિપાદન હોવાથી શ્રીકૃષ્ણ બ્રહ્મ જ છે. વળી બાંધતા સર્વ રજ્જુ ન્યૂન થયાં. સર્વ રજ્જુનું સંધાન કરીને પણ શ્રીકૃષ્ણને બાંધી શકાય તેમ ન હતું. એ પ્રમાણે રજ્જુની ન્યૂનતાનું પ્રતિપાદન કરેલું છે તેથી પણ શ્રીકૃષ્ણ પૂર્ણજ છે એમ સિદ્ધ થાય છે. વળી ‘ ત્રણ વેદ ઉપનિષદો અને સાંખ્ય, યોગ અને વૈષ્ણવતંત્રો જેના માહાત્મ્યનું ગાન કરે છે એવા હરિને તેણે પુત્ર માન્યા ’ વાક્ય પણ શ્રીકૃષ્ણ પરબ્રહ્મજ છે એમ કહે છે. વળી શ્રીકૃષ્ણે મૃત્તિકાનું ભક્ષણ કર્યું, ત્યારપછી તેમણે માટી ખાધી છે કે નહિ તે જાણવા યશોદાએ તેમને મુખ દેખાડવા પ્રાર્થના કરી, ત્યારે શ્રીકૃષ્ણે પોતાનું મુખ દેખાડ્યું, ત્યારે યશોદાજીએ તેમાં શ્રીકૃષ્ણને, પોતાને, વ્રજ, અને સકલ લોકને જોયાં. પછી યશોદાજીને વસ્તુતત્ત્વ જાણવાની ઇચ્છા થઇ. ત્યારે અન્ય સર્વ પક્ષનો નિરાસ કરી ‘ આજ મારા પુત્રનો કોઇક ઔત્પત્તિક આત્મ યોગ છે ’ વાક્ય યોજેલું છે, તેથી પણ શ્રીકૃષ્ણ પરબ્રહ્મજ છે એમ સિદ્ધ થાય છે. કારણ કે ‘ જે પૃથિવીના અંતર છે, જેને પૃથિવી જાણતી નથી, જેનું પૃથિવી શરીર છે. જે અંદર

તેથી 'જ' શબ્દથી ભગવાન્ અને તેમના ધર્મથી અતિરિક્ત જ વસ્તુનો વ્યવચ્છેદ થાય છે, પરન્તુ તેમનો પણ વ્યવચ્છેદ થતો નથી, કારણ કે તેમનો સ્વરૂપમાં સમાવેશ થાય છે. કારણ કે મધ્યાહ્ને 'નભોમંડલમાં સૂર્ય જ છે' એ વાક્યથી સૂર્યની પ્રભાની સત્તાનો નિષેધ થતો નથી. તેથી જ દ્વિતીય સ્કન્ધમાં બ્રહ્મસ્વરૂપના નિરૂપણમાં રાજાએ પૂછવાથી શ્રીશુકદેવે તેનું નિરૂપણ કરતાં 'જ્યાં સુર અને અસુરથી પૂજાએલા હરિનું વ્રત પાળનારા (છે) જ્યાં માયા નથી તો બીજાનું શું કહેવું?' એમ ઉપક્રમ કરી, 'પોતાના ધામમાં પોતાથી અભિન્ન ભગથી યુક્ત અને અન્યત્ર અધ્રુવથી યુક્ત રમતા ઈશ્વરને' એમ કહ્યું. તેથી ભગવાનના ધર્મો ભગવાનમાં જ નિત્ય જ છે. જેમને ભગવાન્ પોતાના ઐશ્વર્ય વિગેરે ધર્મો આપે છે તેઓમાં જ્યાંસુધી ભગવાનની ઇચ્છા હોય ત્યાંસુધી તે રહે છે એમ ફલિત થાય છે. દશમા સ્કન્ધમાં અક્રૂરે દર્શન કરેલા સ્વરૂપના નિરૂપણમાં 'શ્રી, પુષ્ટિ, ગીઃ, કાંતિ, કીર્તિ, તુષ્ટિ, ઇલા, ઊર્જા, વિદ્યા, અવિદ્યા અને માયા શક્તિથી સેવાએલા' એ વાક્યની એકવાક્યતામાં, અને લોકમાં સંમત ત્રણ અધ્યાયમાં 'ઝીણાથી આરંભી મોટાઓથી' એમ ઉપક્રમ કરી 'મૂર્તિવાળાઓથી ઉપાસિત માત્ર સત્ય જ્ઞાન અનન્ત આનન્દની એકરસ મૂર્તિઓ'

---

તે સમયે ન હતા એમ આ શ્રુતિ ઉપદેશ કરે છે. પરંતુ બ્રહ્મધર્મનો વ્યવચ્છેદ 'જ' શબ્દથી થતો નથી, કારણ કે બ્રહ્મધર્મનો બ્રહ્મના સ્વરૂપમાંજ સમાવેશ થાય છે. મધ્યાહ્ને સમયે 'આકાશમાં સૂર્યજ છે' એમ કહીએ છીએ. સૂર્યની પ્રભા પણ તે સમયે નથી એવો ભાવાર્થ આ વાક્યનો નથી. સૂર્યની પ્રભાનો આ વાક્યથી નિષેધ થતો નથી. તેજ પ્રમાણે 'એકજ અદ્વિતીય બ્રહ્મ' શ્રુતિથી બ્રહ્મધર્મોનો નિષેધ થતો નથી. તેથીજ શ્રીમદ્ભાગવતના દ્વિતીયસ્કંધમાં રાજાએ શ્રીશુકદેવજીને પ્રશ્ન કર્યો ત્યારે બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરેલું છે, ત્યાં પણ 'જ્યાં સુર અને અસુરથી પૂજાએલા હરિનું વ્રત પાળનારા (છે) જ્યાં માયા નથી તો બીજાનું શું કહેવું?' એ પ્રમાણે શ્રીશુકદેવજી બ્રહ્મધર્મના નિરૂપણનો આરંભ કરે છે, અને પછી 'પોતાના ધામમાં પોતાથી અભિન્ન ભગથી યુક્ત, અને અન્યત્ર અધ્રુવથી યુક્ત રમતા ઈશ્વરને' એમ કહે છે. તેથી ભગવાનના ધર્મ ભગવાનમાંજ રહેલા છે અને નિત્યજ છે. ભગવાન્ પોતાની ઇચ્છાથી પોતાના ઐશ્વર્ય વિગેરે ધર્મોનું જેને દાન કરે છે તેનામાં તે ધર્મો ભગવાનની ઇચ્છા હોય ત્યાંસુધીજ રહે છે. ભગવદ્ધર્મ માત્ર ભગવાનમાંજ નિત્ય છે એમ સિદ્ધ થાય છે. દશમસ્કંધમાં અક્રૂરે જે સ્વરૂપનાં દર્શન કર્યાં તેનું નિરૂપણ કરતાં 'શ્રી, પુષ્ટિ, ગીઃ, કાંતિ, કીર્તિ, તુષ્ટિ, ઇલા, ઊર્જા, વિદ્યા, અવિદ્યા અને માયા શક્તિથી સેવાએલા' શ્લોક યોજેલો છે. આ વાક્યમાં તૃતીયા વિભક્તિથી શક્તિઓ અને ઈશ્વરના ભેદનું નિરૂપણ કરેલું છે. લોકમાં સંમત ત્રણ અધ્યાયમાં 'ઝીણાઓથી આરંભી મોટાઓથી' એમ આરંભ કરી, 'મૂર્તિવાળાઓથી ઉપાસિત માત્ર સત્ય, જ્ઞાન, અનન્ત આનંદની એકરસમૂર્તિઓ' વિગેરે વાક્ય છે. આ વાક્યમાં 'મૂર્તિઓ' પદથી આકારનો ઉલ્લેખ કર્યો છે. તેથી કર, ચરણ વિગેરે બ્રહ્મધર્મો બ્રહ્મથી અભિન્ન છે એવો ઉપદેશ કરેલો છે. તેથી સર્વ વાક્યની એક-

વાક્યની એકવાક્યતામાં સર્વધર્મોનું સચ્ચિદાનન્દત્વ સિદ્ધ થાય છે. લીલા પણ એવા પ્રકારની હોવાથી જ નિત્ય માનવી.

—લીલા ગિરિ, વન, યમુનાપુલિન, પશુ, પક્ષી, મનુષ્ય વિગેરેના સંબંધવાળી છે, તેઓ અનિત્ય હોવાથી એ નિત્ય કેમ થાય ?—ખરે ! તારી વાણી સારી છે કે તારી નિત્યતાનું શ્રવણ કરવાની ઇચ્છા પણ દર્શાવે છે. તેની નિત્યતાનો પણ પ્રમાણથી જ નિશ્ચય થાય છે. કારણ કે 'જનના આશ્રય, દેવકીજન્મવાદ, યદુવરપરિષત્, સ્થિર અને ચરના દુઃખના નાશ કરનાર, પોતાના હાથથી અધર્મનો નાશ કરતાં, શોભીતાં સ્મિતયુક્ત શ્રીમુખથી વ્રજપુરની વનિતાના કામદેવની વૃદ્ધિ કરતાં જય પામે છે' વાક્યમાં દ્વારિકા, ગોકુલ અને મથુરાના અધિકરણ વાળી ભિન્ન કાલની પણ લીલાના કર્તા ભગવાનની ઉત્કર્ષથી સ્થિતિના પોતાના કથન સમયે પણ વર્તમાનપણાનું 'જય પામે છે' એમ વર્તમાન પ્રયોગથી નિરૂપણ કરતાં જ, શ્રીશુકદેવે ત્યાં ત્યાં લીલાઓના પણ વર્તમાનપણાનો બોધ કરવા એકકાલીનપણાના વાચક શતૃપ્રત્યયાંત 'નાશ કરતાં' 'વૃદ્ધિ કરતાં' એમ બે પદ યોજ્યાં. તેથી કથન સમયે અતીત તરીકે પ્રતીત થએલી પણ

---

વાક્યતા કરતાં બ્રહ્મના સર્વ ધર્મો સચ્ચિદાનંદરૂપ છે એમ સિદ્ધ થાય છે. ભગવાનની લીલા પણ સચ્ચિદાનંદરૂપ હોવાથી અને માત્ર ભગવાનમાંજ રહેલી હોવાથી નિત્યજ છે. 'ભગવાનની લીલા નિત્ય છે કારણ કે તે ભગવાનમાં રહેલી છે. ભગવાનના જ્ઞાનની પેઠે.' એમ અનુમાનથી પણ લીલા નિત્ય સિદ્ધ થાય છે.

પૂર્વપક્ષી—ગિરિ, કાનન, યમુનાપુલિન, પશુ, પક્ષી, મનુજ વિગેરેનો લીલાને સંબંધ છે. ગિરિ વિગેરેના સંબંધની લીલાને અપેક્ષા છે. આમ હોવાથી, ગિરિ વિગેરે અનિત્ય છે ત્યારે લીલા નિત્ય કેમ સંભવે ?

સિદ્ધાન્તી—ધર્મસહિત બ્રહ્મ નિત્ય છે એમ પ્રથમ સિદ્ધ કરી ચુકયા છીએ. તેથી લીલા પણ બ્રહ્મનો ધર્મ હોવાથી નિત્યજ સિદ્ધ થઇ ચુકી છે, અને તે નિત્ય સિદ્ધ કરવાની અત્ર આવશ્યકતા ન હતી. પરંતુ તમે શંકા કરી તેથી હવે લીલા પણ નિત્ય છે એમ સિદ્ધ કરવું પડશે. તમારી વાણી લીલા નિત્ય સિદ્ધ કરાવે છે, તેથી તે વાણી લીલાના નિત્યત્વનું શ્રવણ કરવાની ઇચ્છા દર્શાવનારી હોવાથી સારીજ છે. લીલા નિત્ય છે એમ પ્રમાણથીજ નિશ્ચય થાય છે. 'જનના આશ્રય, દેવકીજન્મવાદ, યદુવરપરિષત, સ્થિર અને ચરના દુઃખના નાશ કરનાર, પોતાના હાથથી અધર્મનો નાશ કરતાં, શોભીતાં સ્મિતયુકત શ્રીમુખથી વ્રજપુરની વનિતાના કામદેવની વૃદ્ધિ કરતાં જય પામે છે' આ વાક્ય શ્રીમદ્ભાગવતમાં છે. આ વાક્યમાં દ્વારિકા, ગોકુલ અને મથુરામાં, ભિન્ન ભિન્ન કાલે કરેલી લીલાના કર્તા ભગવાનની ઉત્કૃષ્ટ સ્થિતિ શ્રીશુકદેવજી પોતે આ શ્લોક કહે છે ત્યારે પણ છે, એમ 'જય પામે છે' એ વર્તમાન કાલવાળા પદથી ઉપદેશ કરેલો છે. વળી આ સર્વ લીલાઓ પણ નિત્યજ છે એવો બોધ કરવાનો શ્રીશુકદેવજીનો આશય છે. તેથી આ સર્વ લીલાઓ પણ પોતે આ વાકય યોજે છે તે સમયે પણ છે એવો બોધ કરવા, સર્વ એકજ• કાલની છે એવો બોધ કરનાર શતૃપ્રત્યય જેમને અંતે છે એવાં '**अस्यन्**' '**वर्धयन्**'

લીલાનું તે સમયે વર્તમાનપણું પ્રતીત થાય છે, અને એ ( લીલા ) નિત્ય હોય તોજ ઘટે, નહિ તો ન ( ઘટે ). વળી આ સમયે કર્તાનુંજ અસ્તિત્વ ઇષ્ટ હોત અને લીલાનું ન હોત, તો તેમનું નિરૂપણ જ ન કરત, અને જ્ઞાપક તરીકે તેમનું નિરૂપણ કરવું હોત તો ‘ તેઓનો કર્તા જય પામે છે ’ એમ જ કહેત. આમ હોવાથી અન્ય ગતિ હોવા છતાં શત્રંત (પદ)નું જ નિરૂપણ કર્યું તેથી લીલાનું જ વર્તમાનપણું મુખ્ય રીતે ઇષ્ટ છે એમ નિશ્ચય થાય છે. વિશેષણ હોવાથી મુખ્ય નથી એમ કહેવાય નહિ. ‘ દંડી હુકમ પછી કહે છે ’ એમાં

એ બે પદ યોજ્યાં છે. **अस्यन्** એટલે નાશ કરતાં. અધર્મનો નાશ કરતાં. **वर्धयन्** એટલે વૃદ્ધિ કરતાં. શ્રીશુકદેવજી આ વાક્ય યોજે છે તે સમયે પણ ભગવાન્ પોતાના હાથથી અધર્મનો નાશ કરતાં, અને વ્રજપુરની વનિતાઓના કામદેવની વૃદ્ધિ કરતાં જય પામે છે, એવો આ વાક્યનો અર્થ છે. તેથી શ્રી શુકદેવજી જ્યારે આ વાક્ય યોજે છે ત્યારે (૧) ભગવાન્ જય પામે છે, અથવા ભગવાનની ઉત્કૃષ્ટ સ્થિતિ છે. (૨) તે સમયે ભગવાન્ પોતાના હાથથી અધર્મનો નાશ કરે છે અથવા દાનવોનો સંહાર કરે છે. (૩) તે સમયે ભગવાન્ વ્રજપુરની વનિતાઓના કામદેવની વૃદ્ધિ પણ કરે છે. આ સર્વ લીલા શ્રીશુકદેવજી આ વાક્ય યોજે છે તે સમયે પણ છે. આ સર્વ લીલા ભૂતકાલમાં થઇ ચુકી એવી સર્વની આ વાક્ય યોજ્યું ત્યારે પ્રતીતિ હતી. તથાપિ તે સમયે સર્વ લીલા વર્તમાનજ હતી એમ આ વાક્યથી જણાય છે. જો ભગવાનની લીલાઓ નિત્ય હોય તોજ આ સંભવે, અન્ય કોઇ રીતે આ સંભવે નહિ. જો આ વાક્ય યોજવામાં તે સમયે એ સર્વ લીલાઓના કર્તા ભગવાનજ હતા પરંતુ લીલાઓ ન હતી એવો બોધ કરવાનો શ્રીશુકદેવજીનો આશય હોત તો તે લીલાઓનું આ વાક્યમાં નિરૂપણ ન કરત. આ સર્વ લીલાઓના કર્તા ભગવાન્ જય પામે છે એમ લીલાઓથી ભગવાનને ઓળખાવવાજ લીલાઓનું નિરૂપણ કર્યું છે એમ પણ કહેવાય નહિ, કારણ કે શ્રીશુકનો જો એવોજ આશય હોત તો ‘ આ લીલાઓના કર્તા જય પામે છે ’ એમજ કહેત, પરંતુ શતૃપ્રત્યય જેમને અંતે છે એવાં ‘ **अस्यन्** ’ ‘**वर्धयन्**’ એ બે પદો યોજત નહિં. તેથી આ પ્રમાણે ‘**अस्यन्**’ ‘**वर्धयन्**’ એ પદ યોજ્યા વિના પણ ચાલે તેમ હતું તથાપિ તેજ પદનો પ્રયોગ કર્યો છે, તેથી ભગવાનની લીલા પણ તે સમયે હતી એમ મુખ્યતાથી ઉપદેશ કરવાનો શ્રીશુકનો આશય છે એવો નિશ્ચય થાય છે.

પૂર્વપક્ષી—આ બે પદ વિશેષણ તરીકે યોજેલાં છે તેથી તેમનું નિરૂપણ મુખ્ય નથી. તેથી વ્યાસજીનો આશય અહિં લીલાના નિત્યત્વનું પ્રતિપાદન કરવાનો હોત તો એ અર્થનું જ્ઞાન કરાવવા વિશેષણોની યોજના કરત નહિ.

સિદ્ધાન્તી—એમ કહેવાય નહિ. વિશેષણથી પણ મુખ્ય અર્થનું પ્રતિપાદન થાય છે. અગ્નિષ્ટોમ યજ્ઞમાં મૈત્રાવરૂણ નામનો એક ઋત્વિગ્ છે. આ યજ્ઞમાં ‘ **मैत्रावरुणाय दण्डं प्रयच्छति**’ ‘મૈત્રાવરૂણને દંડ આપે છે’ શ્રુતિથી તેને દંડ આપવાનો છે. ‘**अध्वर्युणा दत्ता-नग्नयेऽनुब्रूहि**’ એવો આ યજ્ઞમાં પ્રૈષ અથવા હુકમ છે. ત્યારપછી ‘ **दंडी प्रैषानन्वाह** ’ ‘દંડી પ્રૈષ પછી કહે છે’ એવું વાક્ય છે. દંડી મૈત્રાવરૂણ આ પ્રૈષ અથવા હુકમ પછી આની

જેમ હુકમ પછી કહેલાનું, અને ‘ લાલ પાઘડીવાળા ઋત્વિજો પ્રચરે છે ’ એમાં તેઓના પ્રચારનું, પૂર્વસિદ્ધ હોવાથી વિધાન નથી, પરન્તુ દંડિપણું અને લાલ પાઘડીવાળાપણું એ વિશેષણનું જ અપૂર્વ હોવાથી વિધાન છે, તેમજ ભગવાનના વર્તમાનપણામાં સંદેહ ન હોવાથી તેમના લીલાકાર્યના જ વર્તમાનપણાનું જ અહિં નિરૂપણ છે. જો કે ‘ અથવા વર્તમાનની પેઠે ’ એ નિયમને લીધે વર્ત-માનના સામીપ્યને જ લીધે અહિં પણ એવો પ્રયોગ છે એમ કહી શકાય, તોપણ આગળ કહીશું તે વાકયોથી સંદેહ ન રહે તેમ નિત્ય તરીકે જ વર્ણન કરેલું હોવાથી અહિં પણ તેઓની એકવાક્યતા માટે વર્તમાનના અર્થમાં જ પ્રયોગ છે એમ નિશ્ચય થાય છે. વળી ત્યાં તેના સામીપ્યમાં પણ એવા પ્રયોગનું સાધુપણું જણાય છે. સામીપ્યગુણના યોગથી પ્રયોગ ગૌણજ છે, પણ મુખ્ય નથી; અને મુખ્યાર્થનો બાધ હોય ત્યારે જ તેની કલ્પના યોગ્ય છે. તેના અ-બાધનો પ્રકાર આગળ કહીશું. વળી દશમ સ્કંધમાં જ નામકરણના પ્રસ્તાવમાં

---

પછીનું વાકય કહે છે. આ પછીનું કહેવાનું વાકય પ્રથમ પણ કહેલું છે. તેથી એ વાકય કહેવાનો અહિં મુખ્ય ઉપદેશ નથી. પરંતુ ‘દંડી કહે છે’ એ મુખ્ય ઉપદેશ કરેલો છે. તેજ પ્રમાણે વાજપેય યજ્ઞમાં **‘लोहितोष्णीषा ऋत्विजः प्रचरान्ति’** ‘લાલ પાઘડીવાળા ઋત્વિજો પ્રચરે છે’ શ્રુતિ છે. ત્યાં પ્રચાર અથવા કર્મકરણ પ્રથમ પણ કહેલું છે, તેથી તે ઉપદેશ મુખ્ય નથી. પરંતુ ‘લાલ પાઘડીવાળા’ ઉપદેશજ નવીન હોવાથી મુખ્ય છે. આ પ્રમાણે અહિં પણ **‘लोहितोष्णीषाः’** વિશેષણથીજ મુખ્ય ઉપદેશ કરેલો છે. તેમ અહિં પણ ભગ-વાન્ નિત્ય હોવાથી તે સમયે પણ હતા એમાં કાંઇ પણ સંદેહજ નથી. તેથી ભગવાન્ તે સમયે હતા એમ કહેવાનો શ્રીશુકનો આશય નથી, પરંતુ તે સમયે પણ ભગવાન્ તે સર્વ લીલા કરતા હતા એમજ શ્રીશુક અહિં નિરૂપણ કરે છે. **‘वर्तमानवद्वा’** ‘અથવા વર્તમાન પેઠે’ એવો નિયમ હોવાથી શતૃ અંતે હોય તેવાં પદ સામીપ્યનાં અથવા નજીકનાં ભૂતકાલમાં થએલી ક્રિયા માટે પણ યોજાય છે તેથી અહિં પણ શ્રીશુકદેવ આ વાકય યોજે છે તે સ-મયથી સમીપના સમયમાં ભગવાને આ સર્વ લીલાઓ કરેલી હોવાથી આવો પ્રયોગ શ્રીશુકે કર્યો છે એમ કહી શકાય, તોપણ અમે લીલાનું નિત્યત્વ સિદ્ધ કરનાર શ્રુતિ અને પુરાણ વાકયો આગળ કહીશું. તે અલ્પ પણ સંશય ન રહે તે પ્રમાણે લીલાના નિત્યત્વનું નિરૂપણ કરે છે. તેથી અહિં પણ એ સર્વ વાકયોની એકવાક્યતા કરવા, **‘अस्यन्’ ‘वर्धयन्’** પદો શ્રીશુકે વર્તમાનકાલ માટેજ યોજેલાં છે, સમીપના ભૂતકાલ માટે યોજ્યાં નથી એવો નિશ્ચય થાય છે. વળી આ ‘ **वर्तमानवद्वा** ’ સૂત્રથી વર્તમાનકાલની સમીપના કાલ માટે વર્તમાન-કાલનો પ્રયોગ યોજાય છે એમ કહેલું છે. સામીપ્યના ગુણને લીધે જે પ્રયોગ કરવામાં આવે તે પ્રયોગ મુખ્ય નહિ, પરંતુ ગૌણજ છે. મુખ્યનો જ્યારે અસંભવ હોય, અથવા પ્રયોગ મુખ્ય માનવાથી અર્થ સંભવતો નહોય ત્યાંજ ગૌણ પ્રયોગ માની શકાય. મુખ્ય અર્થનો બાધ થતો હોય ત્યાંજ ગૌણ પ્રયોગની કલ્પના કરી શકાય. પરંતુ અહિં પ્રયોગને મુખ્ય ગણવાથી અર્થનો બાધ થતો નથી. અહિં શતૃપ્રત્યય જેમને અંતે છે એવાં પદોનાં મુખ્ય અર્થનો કેવી રીતે બાધ નથી તે આગળ કહીશું.

'ગુણ અને કર્મને અનુરૂપ તારા સુતનાં બહુ નામ અને રૂપ છે. હું તે જાણું છું, લોકો જાણતા નથી ' એમ સર્વજ્ઞ ગર્ગાચાર્યે નિરૂપણ કરેલું છે. અહિં 'છે' એ પદથી બહુ નામ અને રૂપના વર્તમાનપણાંનો બોધ થાય છે. તેમાં પણ ઔદાર્ય વિગેરે ગુણો અને કાલીયદમન વિગેરે કર્મોને અનુરૂપ તેઓના એવા પ્રકારનો બોધ છે. અનુરૂપ એટલે તે સમયને યોગ્ય આકાર ક્રિયા વિગેરેવાળું. જેમ કે ગોવર્દ્ધનોદ્ધરણ કર્મમાં ઉભા હોવું, ઉંચા બાહુવાળા હોવું, તેના ધારણની ક્રિયાવાળા હોવું, સર્વે ગોકુલજનોના આપ્યાયક હોવું વિગેરે. તેથી જો તેમના પ્રયોજક સ્વરૂપ ક્રિયા વિગેરે વર્તમાન હોય તોજ આવાં નામો વર્તમાન હોય. નહિંતો કોઇ સમયે એ ક્રિયાની નિવૃત્તિ હોય તો તેનાથી પ્રયુક્ત તે નામ પાચક પાઠક પેઠે ન હોય.-જેમ લોકમાં પાકને અનુકૂલ ક્રિયાથી રહિત દશામાં પણ 'પાચકને બોલાવ' એમ કોઇ સમયે ક્રિયાવાળા હોવાથી તેવા ન હોય ત્યારે પણ તેવો પ્રયોગ ઉપચારથી થાય છે, તેમ અહિં પણ કોઇ સમયે ગુણ અને કર્મના યોગથી પ્રવૃત્ત નામનો પ્રયોગ ગુણ અને કર્મથી રહિત દશામાં પણ સં-

વળી શ્રીમદ્ભાગવતના દશમસ્કંધમાંજ નામકરણના પ્રસ્તાવમાં સર્વજ્ઞ ગર્ગાચાર્ય નીચે પ્રમાણે કહે છે. 'ગુણ અને કર્મને અનુરૂપ તારા સુતનાં બહુ નામ છે. હું તે જાણું છું, લોકો જાણતા નથી.' અહિં પણ ભગવાનના બહુ નામો અને રૂપો 'છે', એમ ગર્ગાચાર્ય કહે છે તે સમયે પણ તે સર્વ વર્તમાન છે એમ કહેલું છે. આ સર્વ નામ અને રૂપ ગુણ અને કર્મને અનુરૂપ છે. ઔદાર્ય વિગેરે ભગવાનના ગુણ અને કાલીયદમન વિગેરે કર્મને અનુરૂપ બહુ નામ અને રૂપ ગર્ગાચાર્ય કહે છે તે સમયે પણ વર્તમાન છે એવો બોધ કરેલો છે. અનુરૂપ એટલે તે સમયને યોગ્ય આકાર, ક્રિયા અને ગુણવાળું. જેમ કે ભગવાને ગોવર્ધનનું ઉદ્ધરણ કર્યું, તે સમયે ભગવાન્ ઉભા હતા, તેમનો હસ્ત ઉંચો કરેલો હતો, ભગવાન્ ગોવર્ધનને ધારણ કરવાની ક્રિયા કરતા હતા, અને સકલ ગોકુલના લોકોનું રક્ષણ કરતા હતા. તે પરથી ભગવાનનું 'ગોવર્ધનધારી' નામ છે. આ ભગવાનની ગોવર્ધનના ઉદ્ધરણની ક્રિયાને અનુરૂપ ભગવાનના બહુ નામો અને રૂપો છે. આ સર્વ નામો અને રૂપો વર્તમાન છે એમ ગર્ગાચાર્ય કહે છે. તેથી જો સર્વ નામોનાં પ્રયોજક ભગવાનના રૂપ અને ક્રિયા તે સમયે વર્તમાન અથવા નિત્ય હોય તોજ આ સર્વ નામો પણ નિત્ય હોઇ શકે. જો ક્રિયા વિગેરે નિત્ય ન હોય તો જે સમયે તે ક્રિયા ન હોય તે સમયે તે ક્રિયાથી યોજાએલું નામ પણ પાચક, પાઠક વિગેરેની પેઠે ન હોય. તેથી આ સવ ક્રિયા અથવા લીલા નિત્ય છે એમ માનવું જોઇએ.

પૂર્વપક્ષી—લોકમાં પાચક, પાઠક વિગેરે નામ ક્રિયાથી પડે છે. પરંતુ એ ક્રિયા જ્યારે થતી ન હોય ત્યારે પણ પૂર્વે ક્રિયાથી પડેલું નામ યોજાય છે. પચન ક્રિયા કરતો ન હોય ત્યારે પણ 'પાચકને બોલાવો' વાક્ય યોજાય છે. પ્રથમ પચન ક્રિયા તેણે કરેલી છે તેથી આ સમયે તે પચન ક્રિયા કરતો નથી તોપણ ઉપચારથી તેને 'પાચક' કહે છે. તેજ પ્રમાણે ભગવાનની ક્રિયા પણ નિત્ય ન હોય તોપણ નામ નિત્ય સંભવે છે. કોઇ સમયે ક્રિયા અને ગુણને લીધે નામ પડે તે નામ ગુણ અને ક્રિયા ન હોય ત્યારે પણ ઉપચારથી યોજાય.

ભવે છે, તેથી 'છે' પદ ઉપપન્ન થાય છે. તેથી લીલાનું નિત્યત્વ સિદ્ધ થતું નથી. —એમ નહિ, કારણ કે ઔપચારિક પ્રયોગ નામ નથી, નામ મુખ્ય વૃત્તિથીજ બોધ કરે છે. લોકમાં નરસિંહ વિગેરે નામો ડિત્થ કપિત્થ વિગેરે નામ પેઠે રૂઢિથીજ તેના વાચક છે, ઉપચારથી નથી; કારણ કે કેવલ અશૂર નરમાં પણ એવો પ્રયોગ થાય છે. તેથીજ લૌકિક પુરૂષમાં યોજેલાં 'શ્રીકૃષ્ણ' ઇત્યાદિ નામો ભગવાનનાં નામ નથી. તે (ભગવાનના નામ) સદાનંદરૂપ વિગેરે અર્થના વાચક હોવાથી, અને લૌકિક પુરૂષમાં તેનો અભાવ હોવાથી એ તેના જેવો શબ્દ વિશેષ જ છે એમ માનવું. ભગવાનના નામ તો અખંડ શબ્દબ્રહ્મરૂપ છે. જેમ ભગવાનના સ્વરૂપમાં ગ્રાહકના દોષથી શરીરનું ભાન થાય છે તેમ નામમાં પણ લૌકિક શબ્દનું ભાન તેના દોષથીજ છે એ વિગેરે પિતાએ શ્રીમદ્ભાગવત વિવરણમાં કહેલું છે. તેથી સ્વરૂપ પેઠે સર્વ નામ પણ નિત્ય માનવાં.—'ગુણ અને કર્મને અનુરૂપ' એમ કહેવાથી ગુણ અને કર્મ કર્યા પછી થએલા નામ બ્રહ્મ

તેથી ગર્ગાચાર્ય 'બહુ નામો છે' એમ કહે તે પણ સંભવે છે. તેથી આ વાક્યથી લીલા નિત્ય છે એમ સિદ્ધ થતું નથી.

સિદ્ધાન્તી—એમ ન કહો. જે ઉપચારથી પ્રયોગ કરવામાં આવે છે તે નામ નથી. પાચક, પાઠક એ કાંઈ નામ નથી. નામ ઉપચારથી બોધ કરતું નથી, પરંતુ મુખ્ય વૃત્તિથીજ બોધ કરે છે. લોકમાં 'નરસિંહ' વિગેરે નામો ઉપચારથી તે તે પુરૂષોનો બોધ કરતાં નથી, પરંતુ ડિત્થ, કપિત્થ વિગેરે નામની પેઠે રૂઢિથીજ તે તે પુરૂષોનો બોધ કરે છે. જો નરસિંહ નામ ઉપચારથીજ એ નામવાળા પુરૂષનો બોધ કરતું હોય તો તે પુરૂષમાં નરસિંહનું સાદશ્ય હોવું જોઇએ. પરંતુ સાદશ્ય પણ હોતું નથી. મોટા નખ વિગેરે નરસિંહ જેવો જેનો આકાર ન હોય, અને જે શૂર પણ ન હોય તેવા પુરૂષનું પણ લોકમાં 'નરસિંહ' નામ હોય છે. તેથી લોકમાં ડિત્થ, કપિત્થ વિગેરે નામો કલ્પિતજ હોય છે. તેથીજ લોકમાં 'શ્રીકૃષ્ણ' વિગેરે નામો પણ હોય છે, પરંતુ તે ભગવાનના નામ નથી. ભગવાનના નામનો અર્થ સદાનંદરૂપ છે, લૌકિક પુરૂષો સદાનંદરૂપ નથી. તેથી લોકમાં 'શ્રીકૃષ્ણ' વિગેરે નામ હોય છે તે ભગવાનના નામ નથી, કારણ કે એ લૌકિક શ્રીકૃષ્ણ વિગેરે નામનો અર્થ પણ સદાનંદરૂપ નથી. અલૌકિક ભગવાનનાં નામ શ્રીકૃષ્ણ જેવો માત્ર તે લૌકિક 'શ્રીકૃષ્ણ' અમુક શબ્દજ છે એમ માનવું જોઇએ. પરંતુ ભગવાનના નામ સ્વરૂપથી અખંડ શબ્દબ્રહ્મ છે. જેમ ભગવાનના સ્વરૂપમાં માનુષી તનુનું ભાન ગ્રાહકના દોષથી થાય છે, અર્થાત્ જેમ લોકો પોતાના દોષથી ભગવાનના સત્ય સ્વરૂપને જાણતા નથી, પરંતુ તેને લૌકિક શરીરજ માને છે, તેમ ગ્રાહકના દોષથીજ ભગવાનના નામ પણ લૌકિક શબ્દજ હોય તેવી પ્રતીતિ થાય છે. આ સર્વનું શ્રીમદાચાર્યચરણે શ્રીમદ્ભાગવતવિવરણમાં વિસ્તારથી નિરૂપણ કરેલું છે. તેથી જેમ ભગવાનનું સ્વરૂપ નિત્ય માનીએ છીએ, તેજ પ્રમાણે ભગવાનનાં સર્વ નામ પણ નિત્યજ છે એમ અવશ્ય માનવું જોઇએ.

પૂર્વપક્ષી—ભગવાનના નામનો કદાપિ ધ્વંસ થતો નહિ હોય, પરંતુ તેમને ઉત્પત્તિ છે. ભગવાનના નામ ગુણ અને કર્મને અનુરૂપ છે એમ કહેલું છે. તેથી ગુણ અને કર્મ ભગ-

કેમ હોઇ શકે ? કારણ કે નિત્યત્વ ત્રણે કાલમાં બાધનો વિષય નથી.—એમ નહિ. સ્વરૂપ પેઠે કર્મનો પણ પ્રાદુર્ભાવ હોવાથી તેને અનુરૂપ નામનો પણ પ્રાદુર્ભાવજ છે, પરન્તુ ઉત્પત્તિ નથી. નહિ તો પોતાના યજ્ઞના નાશથી કોપેલા ઇંદ્રે કરેલા વિજળી સહિત વરસાદની ધારાથી પીડિત પોતાના વ્રજજનના રક્ષણ માટે વામ કરકમલના નખના અગ્રપર શિખરિવર ગોવર્દ્ધન પર્વત મૂકનાર શ્રીગોકુલનાથમાં, નાશ પામેલા સર્વ ગર્વવાળા શક્ર અને સુરભિ વિગેરેએ કરેલા મહાભિષેક સમયે અનુભૂત ભવિષ્યમાં થનાર ગોવિંદ નામ, પૂતનાના અસુરૂપી પયના પાન પછી પોતાના પ્રાણથી પણ અતિ વલ્લભમાં બીજન્યાસ કરતી વ્રજની ઉત્તમ વધૂઓ, 'રમતાં ગોવિંદ રક્ષણ કરો' એમ, અને ગુણગાનમાં 'ગોવિંદની વેણુ પ્રમાણે મત્તમયૂરનું નૃત્ય થતું' એમ, કેમ કહે ? તેથી જે કર્મ વિશિષ્ટ જે રૂપનું જે નામ છે તે કર્મવિશિષ્ટ તે રૂપ નિત્યજ છે, પણ લોકમાં જૂદા જૂદા ભક્તો જૂદા જૂદા રસનો અનુભવ કરે તે માટે કોઇક અંશનો ક્રમથી આવિર્ભાવ થાય છે

વાન્ કરે ત્યારે નામો ઉત્પન્ન થાય છે. ગુણ અને કર્મ કર્યા પછી તેમને અનુરૂપ નામો ઉત્પન્ન થાય છે. તેથી ઉત્પત્તિવાળાં નામો બ્રહ્મસ્વરૂપજ છે એમ કેમ કહેવાય ? નિત્ય હોય તેનો ત્રણે કાલમાં બાધ થાય નહિ. ગુણ અને કર્મ કર્યાં તે પહેલાં ભગવાનનાં નામો ન હતાં. તેથી ભૂતકાલમાં અમુક સમયે તેમનો બાધ હતો. તેથી ભગવાનના નામો નિત્ય છે એમ કહી શકાય નહિ.

સિદ્ધાન્તી—ભગવાનનાં સ્વરૂપનો પણ અમુક સમયેજ પ્રાદુર્ભાવ થાય છે. ભગવાનનું સ્વરૂપ નિત્ય છે, પરંતુ ભગવાનની ઇચ્છાનુસાર તેનો અમુક સમયે પ્રાદુર્ભાવ થાય છે. તેજ પ્રમાણે ભગવાનના કર્મ પણ નિત્ય છે, પરંતુ ભગવાનની ઇચ્છાનુસાર અમુક સમયે તેમનો પ્રાદુર્ભાવ થાય છે. કર્મ નિત્ય હોવાથી, કર્મને અનુરૂપ નામ પણ નિત્યજ છે, અને તેમનો પણ પ્રાદુર્ભાવજ થાય છે, પરંતુ ઉત્પત્તિ થતી નથી. જો નામની ઉત્પત્તિ થતી હોત, જો ભગવાન્ કર્મ કરે ત્યારપછી તે કર્મને અનુરૂપ ભગવાનનું નામ ઉત્પન્ન થતું હોત, તો ભગવાન્ શ્રીગોકુલનાથે ઇંદ્રના યજ્ઞનો ભંગ કર્યો અને તેથી ઇંદ્રને કોપ થયો ત્યારે તેણે વિદ્યુત્ સહિત મેઘની અતિશય વૃષ્ટિ કરી, તે સમયે પોતાના વ્રજજનોનું રક્ષણ કરવા ભગવાને સ્વકીય વામ કરકમલના અગ્રભાગપર શિખરિવર ગોવર્ધન પર્વત ધારણ કર્યો, અને ઇંદ્રનો સર્વ ગર્વ દૂર કર્યો. તેથી ઇંદ્ર, સુરભિ વિગેરેએ તેમનો મહાભિષેક કર્યો, ત્યારે ભગવાનનું 'ગોવિંદ' નામ ઉત્પન્ન થતું જોઇએ. તે સમય પૂર્વે ભગવાનનું 'ગોવિંદ' નામ સંભવે નહિ. પરંતુ ભગવાને પૂતનાના અસુરૂપી પયનું પાન કર્યું ત્યારપછી વ્રજની ઉત્તમ વધૂઓ પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય ભગવાનનું ગુણગાન કરતાં 'ગોવિંદની વેણુ પ્રમાણે મત્તમયૂરનું નૃત્ય થતું' એમ કહે છે. અને ભગવાનનાં બીજ ન્યાસ કરતાં 'રમતાં ગોવિંદ રક્ષા કરો' એમ કહે છે, તે સંભવે નહિ. તેથી ઇંદ્ર વિગેરેએ મહાભિષેક કર્યો તે પહેલાં પણ ભગવાનનું 'ગોવિંદ' નામ હતુંજ. તેથી ભગવાનના નામની ઉત્પત્તિ થતી નથી પરંતુ પ્રાદુર્ભાવજ થાય છે. તેથી રૂપ, કર્મ, નામ સર્વ નિત્ય છે. જે કર્મવાળા જે રૂપનું જે નામ છે, તે કર્મવાળું તે રૂપ પણ નિત્ય છે. પરંતુ ભિન્ન ભિન્ન

અને કોઇક તિરોહિત રહે છે એમજ માનવું. તેથી ભગવાન્ ગોવર્દ્ધનને ધારણ કરી સદા રહે છે તેથી ગોવર્દ્ધનોદ્ધરણધીર છે, એટલે ક્રિયા અને નામ સહિત ગોવર્દ્ધનોદ્ધરણરૂપ સદા રહે છે. તેથીજ હાલ પણ ક્વચિત્ ભકતોને એવો અનુભવ થાય છે, એવી પ્રતિમાનું ભજન અને એવું સ્મરણ થાય છે. નહિ તો એવા પ્રકારના ન હોય તેની એવી ભાવનાથી 'જે એક પ્રકારના આત્માને' એ વાક્ય પ્રમાણે અપરાધ થાય, પરંતુ પ્રસાદનું કારણ ભજન થાય નહિ. એવા ભજનથી પ્રસાદનો અનુભવ થાય છે. આમ હોવાથી રૂપમાં નામ આવશ્યક હોવાથી એ કર્મને અનુરૂપ નામ પણ નિત્યજ છે. તેથી ઉપચારશંકાની ગંધનો લેશ પણ નથી. વળી નામની પેઠે રૂપ પણ ગુણ અને કર્મને અનુરૂપ કહેલું હોવાથી તેમાં જેમ ઔપચારિક સત્ત્વની શંકા નથી તેમ નામમાં પણ જાણ. ગુણ અને કર્મના પણ નિત્યત્વનું પ્રતિપાદન કરવાજ 'ગુણ અને કર્મને અનુરૂપ' એમ યોજ્યું છે એમ જણાય છે. નહિતો 'દ્વિજાતિનો સંસ્કાર કરો' એમ પ્રાર્થના કરેલી હોવાથી,

---

ભકતોને ભિન્ન ભિન્ન રસનો અનુભવ કરાવવા કોઇ રૂપનો ક્રમથી ભગવાન્ આવિર્ભાવ કરે છે, અને કોઇ રૂપનું આચ્છાદન અથવા તિરોભાવ કરે છે એમ માનવું. ભગવાન્ ગોવર્ધન પર્વત ધારણ કરી સદા રહે છે, તેથી 'ગોવર્ધનોદ્ધરણધીર' એવું ભગવાનનું નામ છે. ભગવાન્ સદા વામકરકમલના નખાગ્ર પર ગોવર્ધન ધારણ કરે છે, એ ભગવાનનું રૂપ નિત્ય છે, ધારણ ક્રિયા પણ નિત્ય છે, અને 'ગોવર્ધનધારી' નામ પણ નિત્ય છે. ભગવાનનું આ રૂપ નિત્ય છે, તેથીજ આધુનિક સમયમાં પણ કોઇ કોઇ સમયે ભકતોને આ રૂપનાં દર્શન થાય છે. ભગવાનની એવા રૂપની પ્રતિમા કરી, ભકતો ભજન પણ કરે છે, અને ભગવાનનાં એ રૂપનું સ્મરણ પણ કરે છે. તેથી ભગવાનનું એ રૂપ આ સમયે પણ છે. ભગવાનનું એ રૂપ આ સમયે ન હોય, તો એ સ્વરૂપની ભાવના કરી તેનું ભજન અને સ્મરણ કરવાથી અપરાધ થાય, પરંતુ ભગવાનને પ્રસન્ન કરનાર ભગવદ્ભજન થાય નહિ. કારણ કે 'જે એક પ્રકારના આત્માને અન્ય પ્રકારનો માને છે' વિગેરે શ્રુતિ, ન હોય તેવા સ્વરૂપની ભાવના કરવાથી અપરાધ થાય છે એમ સ્પષ્ટ ઉપદેશ કરે છે. પરંતુ એ સ્વરૂપનું ભજન અને સ્મરણ કરવાથી ભગવાન્ પ્રસન્ન થાય છે એવો આપણને અનુભવ થાય છે. તેથી એ રૂપ નિત્ય છે એમ અવશ્ય માનવું જોઇએ. દરેક રૂપનું નામ પણ અવશ્ય જોઇએ. તેથી જ્યારે જ્યારે રૂપ હોય ત્યારે તેનું નામ પણ અવશ્ય હોવું જોઇએ. તેથી એ રૂપના કર્મને અનુરૂપ નામ પણ નિત્યજ છે. તેથી ભગવાનનું નામ માત્ર ઉપચારથીજ યોજાય છે એવી શંકાની લેશ પણ ગંધ સંભવતી નથી. વળી જેમ નામને ગુણ અને કર્મને અનુરૂપ કહેલાં છે, તેમ રૂપને પણ ગુણ અને કર્મને અનુરૂપ ગર્ગાચાર્યે કહેલાં છે. તેથી જેમ રૂપમાં ઔપચારિકપણાની શંકા થતી નથી, તેમ નામમાં પણ એવી શંકા કરવી ઉચિત નથી. ભગવાનના નામ અને રૂપ નિત્ય છે. ભગવાનનાં ગુણ અને કર્મ પણ નિત્ય છે એવો ઉપદેશ કરવા જ નામ અને રૂપને ગુણ અને કર્મને અનુરૂપ કહેલાં છે એમ સ્પષ્ટ જણાય છે. કારણ કે નામ અને રૂપને ગુણ અને કર્મને અનુરૂપ કહેવામાં ગર્ગાચાર્યનો એવો આશય ન હોત તો નન્દજીએ માત્ર 'દ્વિજાતિના સંસ્કાર કરો' એવી

માત્ર નામકરણ નામનો સંસ્કારજ કરવાનો હોવાથી, નામ અને રૂપના અને તેમાં પણ ગુણ અને કર્મને અનુરૂપ તેઓના વર્તમાનપણાનું પ્રયોજન ન હોવાથી નિરૂપણ ન કરત. આમ હોવાથી તેનું નિરૂપણ કર્યું છે તેથીજ મારા કહેલાં નામ પણ મેં કરેલાં નથી પરન્તુ પૂર્વસિદ્ધજ છે, હું માત્ર અનુવાદ કરૂંછું એમ દર્શાવે છે. 'તારા સુતનાં બહુ નામ અને રૂપ છે' એમ સાથેજ કહેલું હોવાથી નન્દસુતપણું પણ અનાદિ છે એમ દર્શાવાય છે. તેથી નન્દનું પણ હવે 'હમણાં મારો પુત્ર અવતર્યો' એ જ્ઞાન પણ અનાદિ છે એમ જાણવું. ગર્ગનો પણ નામકરણ લીલામાં સમાવેશ હોવાથી, તેમનાં આગમન અને વચન પણ નિત્ય હોવાથી અનાદિજ છે. પૂર્વસિદ્ધજ લીલા ભગવદિચ્છાથી ક્રમે ક્રમે આવિર્ભાવ પામે છે એમ પ્રથમજ કહેલું હોવાથી સર્વ યોગ્ય છે. શ્રુતિ પણ ગુણ અને કર્મને અનુરૂપ પ્રત્યેક નિત્ય છે એવા અભિપ્રાયથી 'તે ચાલે છે તે ચાલતું નથી. તે દૂર છે તે સમીપ છે' ઇત્યાદિ કહે છે. નહિ તો એકનાજ એકજ કાલે ક્રિયાવત્ત્વ અને ક્રિયારહિતત્વ (એ) વિરૂદ્ધ (ધર્મનો) કેમ બોધ કરે? તેથી જે રૂપથી ચાલે છે તે રૂપ અને તેનું ચાલવું નિત્ય હોવાથી બ્રહ્મ એવા પ્રકારનું છે, અને જે રૂપ સ્થિર છે તે રૂપ અને તેનું સ્થૈર્ય નિત્ય હોવાથી

---

પ્રાર્થના ગર્ગાચાર્યને કરી હતી, તેથી ગર્ગાચાર્ય માત્ર નામકરણ સંસ્કાર જ કરત, પરંતુ નામ અને રૂપ નિત્ય છે, અને ગુણ અને કર્મને અનુરૂપ છે એમ કહેત નહિ, કારણ કે એવું કહેવાનું કાંઈ પ્રયોજન ન હતું. આમ હોવા છતાં, તે નામ અને રૂપ નિત્ય છે, અને ગુણ અને કર્મને અનુરૂપ છે એમ કહે છે તેથી ગર્ગાચાર્ય એમ જ કહે છે કે તમારા સુતના જે નામો હું કહું છું તે મારાં કરેલાં નથી પરંતુ પૂર્વના સમયના અથવા નિત્ય છે. હું તારા સુતના નામ કરતો નથી, પરંતુ તેના નિત્ય નામનો માત્ર અનુવાદ કરૂં છું. 'તારા સુતના બહુ નામ અને રૂપ છે' એમ ગર્ગાચાર્ય કહે છે તેથી 'નન્દસુત' એ ભગવાનનું નામ પણ અનાદિ છે. આ નામ અનાદિ હોવાથી 'મને પુત્ર પ્રાપ્ત થયો' એવું નન્દજીનું જ્ઞાન પણ અનાદિ છે, એમ જાણવું. ગર્ગાચાર્યનો પણ નામકરણલીલામાં સમાવેશ થાય છે. તેથી ગર્ગાચાર્યનું નંદજીને દ્વાર આગમન અને તેમના વચન પણ નિત્ય છે. તેથી ગર્ગાચાર્ય પણ નિત્ય છે. ભગવાનની લીલા પૂર્વથી સિદ્ધ અથવા નિત્ય છે, અને તેનો માત્ર ક્રમથી આવિર્ભાવ થાય છે એમ અમે પ્રથમ કહ્યું તે લક્ષમાં રાખવાથી આ સર્વ યોગ્ય જ છે. 'તે ચાલે છે, તે ચાલતું નથી, તે દૂર છે, તે સમીપ છે' ઇત્યાદિ શ્રુતિનો પણ ગુણ અને કર્મને અનુરૂપ નામ અને રૂપ નિત્ય છે એવો જ આશય છે. શ્રુતિનો આવો અભિપ્રાય ન હોત તો એક જ બ્રહ્મ એક જ કાલે, ક્રિયાવાળું અને ક્રિયારહિત છે એમ ન કહેત. તેથી જે રૂપથી બ્રહ્મ ચાલે છે તે રૂપ નિત્ય છે, અને ચાલવાની ક્રિયા પણ નિત્ય છે. વળી જે રૂપ સ્થિર છે, તે રૂપ નિત્ય છે અને તેનું સ્થૈર્ય પણ નિત્ય છે. તેથી બ્રહ્મ ચાલે છે અને ચાલતું નથી એમ ઉભય સંભવે છે. તેથી બ્રહ્મના ગુણ અને કર્મને અનુરૂપ રૂપ અને નામ છે એવો બોધ કરવાનો આ શ્રુતિનો પણ અભિપ્રાય છે. બ્રહ્મનું જે રૂપ ચાલે છે, અને જે સ્થિર છે તે ભિન્ન છે એવી શંકા કરવી નહિ. કારણ કે 'તે ચાલે છે તે

બ્રહ્મ નથી પણ ચાલતું. ક્રિયાસહિત અને ક્રિયારહિત સ્વરૂપના ભેદની શંકા કરવી નહિ, કારણ કે એના પરિહાર માટેજ પૂર્વના 'તે' શબ્દનો સર્વત્ર સંબંધ સંભવે છે તોપણ પુનઃ પુનઃ બ્રહ્મવાચક 'તે' શબ્દની આવૃત્તિ કરે છે, તેથી અનેક નિત્યરૂપવાળું અનેક નિત્યક્રિયાવાળું અને અનેક નિત્યનામવાળું બ્રહ્મ છે એમ ફલિત થાય છે. ઋગ્વેદમાં પણ '**ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा अयासः। अत्राहतदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि।**' મંત્ર છે. **ताः** તે, **वां** તમારા બેના, કૃષ્ણ અને રામના, અથવા ગોપી અને માધવના, **वास्तूनि** (ધામ) **गमध्यै** પ્રાપ્ત કરવાને **उष्मसि** ઇચ્છીએ છીએ. તે ક્યાં એ આકાંક્ષાને લીધે ગૂઢ અભિસંધિનું ઉદ્ઘાટન કરે છે. **यत्र** (જ્યાં) ગોકુલમાં **भूरिशृंगाः** મોટા શૃંગવાળી **गावः** (ગાયો), વસે છે એ શેષ છે. અથવા અરણ્યના અને ગામના પશુઓના ઉપલક્ષણ માટે **भूरिशृंगाः** મોટા શૃંગવાળા રૂરૂ વિગેરે મૃગો અને ગાયો એવો અર્થ છે. **अयासः** શુભ. **अत्राह.** **अत्र** સ્થાનમાં ભૂમિપર, **तत्** લોકવેદ પ્રસિદ્ધ, **उरुगायस्य** બહુ કીર્તિવાળા ભગવાનનું **वृष्णः** ગોપીના કામના વર્ષાવનાર, કામને વર્ષાવે તે વૃષા, એવા પ્રકારના તેનું, **तत्** (તે) ગોકુલ, **परमं पदम्** સ્થાન વૈકુંઠ તેનાથી પણ અધિક પરમ પદ પ્રકૃતિ કાલ વિગેરેથી પણ અતીત હોવાથી, વૈકુંઠની અપેક્ષાથી પણ અતિ પ્રિય હોવાથી પરમ એવું પદ **अवभाति** પ્રકાશે છે. **भूरि** ઘણુંજ. તેથી

---

ચાલતું નથી' એમ શ્રુતિમાં વારંવાર બ્રહ્મવાચક 'તે' શબ્દ યોજેલો છે. પ્રથમ 'તે' શબ્દ યોજ્યો તે 'ચાલે છે' અને 'ચાલતું નથી' ઉભય સાથે સંબંધ ધરાવી શકે, પરંતુ 'ચાલે છે,' અને 'ચાલતું નથી' વિરૂદ્ધ ધર્મ હોવાથી એ ધર્મવાળા સ્વરૂપનો ભેદ હશે એવી શંકા દૂર કરવા જ શ્રુતિ 'તે' શબ્દ પુનઃ યોજે છે. તેથી બ્રહ્મને અનેક નિત્ય રૂપ છે, અનેક નિત્ય ક્રિયા છે, અને અનેક નિત્ય નામ છે એમ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે ભગવાનની લીલા નિત્ય છે એમ સિદ્ધ કર્યું. હવે ભગવાનની લીલાના સર્વ પદાર્થ પણ નિત્ય છે, એમ સિદ્ધ કરવા પ્રથમ '**ता वां वास्तूनि**' વિગેરે ઋગ્વેદનો મંત્ર યોજીએ છીએ. આ મંત્રનો અર્થ નીચે પ્રમાણે છે. તમારા બેના, કૃષ્ણ અને બલરામના, અથવા કૃષ્ણ અને ગોપીઓના તે પ્રસિદ્ધ ધામ પ્રાપ્ત કરવાને અમે ઇચ્છીએ છીએ. આ ધામ અથવા ગોકુલ કેવું છે તે આગળ વર્ણવેલું છે. આ ધામમાં મોટા શૃંગવાળી સારી ગાયો વસે છે; અથવા મોટા શૃંગવાળા સારા અરણ્યના અને ગામના પશુઓ જેવા કે રુરુ વિગેરે વસે છે. આ સ્થાનમાં અથવા ભૂમિપર ગોપીઓના કામને વર્ષાવનાર બહુ કીર્તિવાળા ભગવાનનું તે લોક અને વેદમાં પ્રસિદ્ધ પરમ પદ ગોકુલ ઘણુંજ પ્રકાશે છે. ભગવાનનું ધામ વૈકુંઠ છે તેથી પણ અધિક પરમ પદ ગોકુલ છે. અથવા ગોકુલ પ્રકૃતિ અને કાલથી પણ અતીત છે, અર્થાત્ પ્રકૃતિ અને કાલ પણ ગોકુલમાં બાધ કરી શકતા નથી. ગોકુલ ભગવાનનું વૈકુંઠથી પણ અધિક પરમ પદ છે. આવું ભગવાનનું પરમ પદ ગોકુલ છે તે ધામનો સંબંધ ભગવાનના પ્રસાદ તરીકે પ્રાપ્ત કરવા અમે ઇચ્છા રાખીએ છીએ, અન્ય ધામ પ્રાપ્ત કરવાની ઇચ્છા નથી એવો આ મંત્રનો વાક્યાર્થ છે. આ મંત્રમાં '**भूरि**' શબ્દ છે. ભૂરિ

આવા પ્રકારનુ તે બેનું સ્થાન. તે સ્થાન સંબંધી પ્રસાદ તરીકે પ્રાપ્ત કરવાને ઇચ્છીએ છીએ અન્ય નહિ એવો વાક્યાર્થ થાય છે. ભૂરિ શબ્દ બાહુલ્ય અર્થનો હોવાથી અનેક પ્રકારના નિકુંજ, ગુફાનો પ્રદેશ, શ્રીયમુનાજીના પુલિન, ગોવર્દ્ધનનું શિખર વિગેરેમાં નિરંતર ભગવાનની સ્થિતિ હોવાથી એવા પ્રકારનું (સ્થાન) પ્રકાશે છે એવો તાત્પર્યાર્થ છે. અથવા ભૂ ધાતુનો આપ્ત અર્થ હોવાથી વ્યાપક, તેથી પરમ તરીકે ભગવત્સ્થાન તરીકે અને ભૂરિ તરીકે ગોકુલનું નિત્યત્વજ સિદ્ધ થાય છે.

વળી તૈત્તિરીયકમાં પણ '**તે તે ધામાન્યુષ્મસિ ગમધ્યૈ ગાવો યત્ર ભૂરિશૃઙ્ગા અયાસઃ। અત્રાહ તદુરુગાયસ્ય વિષ્ણોઃ પરમં પદમવભાતિ ભૂરેઃ**' મંત્ર છે. ત તારા (તે) તે **ધામાનિ** સ્થાનો **ગમધ્યૈ** પ્રાપ્ત કરવાને **ઉષ્મસિ** ઇચ્છીએ છીએ. બાકીનું પ્રથમ પેઠે. **ભૂરેઃ** રાસ ઉત્સવ વિગેરેમાં એવી રીતે પ્રાકટ્ય હોવાથી બહુરૂપવાળા. અહિં

---

એટલે બહુ. તેથી અનેક પ્રકારના નિકુંજ, ગુફાઓના પ્રદેશ, યમુનાપુલિન, ગોવર્ધનનું શિખર વિગેરે સ્થલોમાં નિરંતર ભગવાનની સ્થિતિ છે. એવા પ્રકારનું ગોકુલ પ્રકાશે છે એવો 'ભૂરિ' શબ્દનો તાત્પર્યાર્થ છે. અથવા ભૂરિ એટલે મહત્ અથવા મોટું. તેથી ભૂરિનો અર્થ વ્યાપક અથવા સર્વવ્યાપિ એવો થાય છે. તેથી ગોકુલ પરમ હોવાથી, ભગવાનનું ધામ હોવાથી અને ભૂરિ હોવાથી નિત્યજ છે એમ સિદ્ધ થાય છે.

આ મંત્રનું નિરૂક્તમાં અન્ય રીતે વ્યાખ્યાન આપ્યું છે ને મંત્ર સૂર્યનો છે તેવો અર્થ કરેલો છે. પરંતુ અહિં પ્રકરણ પ્રમાણે અમે ગોકુલનો મંત્ર છે એવો અર્થ કરેલો છે. 'સર્વે વેદોથી હું જ વેદ્ય છું' 'સર્વ વેદો જેના પદનું મનન કરે છે' એ સ્મૃતિ અને શ્રુતિ હોવાથી આ મંત્ર ભગવાનનો છે અને તેથી અમારૂં વ્યાખ્યાન યોગ્ય જ છે. વળી '**અહો યદ્દારુ પ્લવતે**' મંત્ર લક્ષ્મીનો છે, પરંતુ વ્યાસજીએ [illegible] પુરૂષોત્તમ માહાત્મ્યમાં યોજ્યો છે, અને વિદ્યારણ્યે જગન્નાથનો છે એવું વ્યાખ્યાન કર્યું છે. તેથી પ્રકરણને અનુસારે મંત્રનું વ્યાખ્યાન કરવું એ માર્ગ પ્રચલિતજ છે. વસ્તુતઃ નિરૂક્તમાં યાસ્કાચાર્યે આ મંત્ર સૂર્યનું નિરૂપણ કરે છે એવી પ્રતિજ્ઞા કરી નથી, પરંતુ મંત્રમાં '**ગાવઃ**' શબ્દ છે. 'ગો' શબ્દનું બહુવચન 'ગાવઃ' છે. ગો શબ્દના ભિન્ન ભિન્ન અર્થ આપતાં તેનો અર્થ રશ્મિ અથવા કિરણ પણ થાય છે એવી યાસ્કાચાર્યે પ્રતિજ્ઞા કરી છે, અને દૃષ્ટાંતમાં આ મંત્ર આપેલો છે. વળી આ મંત્રનું વ્યાખ્યાન કરતાં '**શૃંગ**' શબ્દની વ્યુત્પત્તિ કરે છે. '**શિરસો નિર્ગતમ્ શૃંગમ્**' માથામાંથી બહાર નીકળે તે શૃંગ એવો તેનો અર્થ કર્યો છે. આ અર્થ અમારા વ્યાખ્યાન પ્રમાણેજ છે. તેથી અમારૂં વ્યાખ્યાન યાસ્કાચાર્યના વ્યાખ્યાનથી વિરૂદ્ધ નથી.

વળી તૈત્તિરીયકમાં પણ '**તે તે ધામાનિ**' વિગેરે મંત્ર છે. આ મંત્રમાં પ્રથમના મંત્રથી અલ્પજ પાઠભેદ છે આ મંત્રનો અર્થ નીચે પ્રમાણે છે. તમારા તે ધામો અમે પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખીએ છીએ. પછી ધામોનું વર્ણન પ્રથમ કર્યું છે તેજ છે. પ્રથમ મંત્રમાં અંતિમ શબ્દ '**ભૂરિ**' હતો, આ મંત્રમાં અંતે '**ભૂરેઃ**' શબ્દ છે. '**ભૂરેઃ**' એટલે બહુરૂપવાળાના રાસોત્સવમાં ભગવાન્ બહુરૂપ ધારણ કરે છે. તેથી ભગવાનને માટે અહિં '**ભૂરેઃ**' શબ્દ યોજેલો છે. અન્ય સર્વ પ્રથમના મંત્ર પેઠેજ છે. આ ઉભય મંત્રમાં વેદ ભ-

પોતે નિત્ય વેદ 'શોભે છે' એમ કહેતાં પોતાના ભાનના વિષય ગોકુલનું પણ નિત્યત્વજ કહે છે. અન્યના અવભાન પક્ષમાં પણ વર્તમાન પ્રયોગથી વિષય પણ વર્તમાન જ થાય છે. આની પછીજ **विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे । इन्द्रस्य युज्यः सखा । तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः । दिवीव चक्षुराततम् ।**' એમ બે મંત્ર છે. તેથી પૂર્વ મંત્રમાં 'જ્યાં શુભ મોટા શૃંગવાળી ગાયો (રહે છે) તે બહુ કીર્તિવાળાનું પરમ પદ છે' એમ કહી, ત્યાર પછી ત્યાં કરેલા કર્મનું પણ 'વિષ્ણુના કર્મ જૂઓ' એ મંત્રથી નિરૂપણ કરી, પૂર્વે વર્ણવેલા લીલાસ્થાનનો 'તે વિષ્ણુનું પરમ પદ (છે)' એ મંત્રથી પુનઃ અનુવાદ કરી, તેના નિત્યત્વનું નિરૂપણ કરવા 'સૂરિઓ સદા જૂએ છે' એમ કહે છે. સૂરિઓ (અર્થાત્) વિદ્વાનો. સૂરિપણું એટલે શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મનું સ્વરૂપ જાણનારપણું, પરબ્રહ્મનું જ્ઞાન ભક્તિથીજ (થાય છે) એવો 'ભક્તિથી મને જાણે છે' એ વાકયને લીધે, અને 'માત્ર ભક્તિથીજ હું ગ્રાહ્ય છું' એ વાક્યને લીધે નિર્ણય છે. તેથી સૂરિ શબ્દથી ભક્ત કહેલા છે–ખરે ! 'અહિં તે બહુ કીર્તિવાળાનું' અને 'સૂરિઓ સદા જૂએ છે' એ વાકયોની એકવાક્યતા કરતાં ભૂમિપર તે પરમ પદ ભક્તજ સદા જૂએ છે એવો

---

ગવાનનું પરમ પદ પ્રકાશે છે એમ કહે છે. '**अवभाति**' શબ્દનો વર્તમાનકાલમાં વેદ પ્રયોગ કરે છે, તેથી શ્રીગોકુલ નિત્ય પ્રકાશે છે એમ કહેવાને વેદનો આશય છે. સામાન્ય પુરૂષ વિગેરે કોઇ વર્તમાનકાલમાં ક્રિયાપદનો પ્રયોગ કરે તો તેનો કર્તા તે સમયે વિદ્યમાન અથવા વર્તમાન છે એવો અર્થ થાય, પરંતુ નિત્ય વેદ '**अवभाति**' એમ વર્તમાનકાલમાં પ્રયોગ કરે છે તેથી આભાસ અથવા પ્રકાશનો વિષય ભગવાનનું પરમધામ શ્રીગોકુલ નિત્યજ છે એમ જણાય છે. આ મંત્ર પછી આજ પ્રકરણમાં અને આજ સૂક્તમાં '**विष्णोः कर्माणि पश्यत**' અને '**तद्विष्णोः परमं पदम्**' એ બે મંત્ર છે. પ્રથમના મંત્રમાં 'જ્યાં મોટા શૃંગવાળી ગાયો રૂહે છે તે વિષ્ણુનું પરમ પદ છે' એમ કહેલું છે. પછી ત્યાં કરેલા કર્મ પણ ભગવાનનાંજ કર્મ છે એમ જાણ, એવો બોધ અહિં પ્રથમ મંત્રમાં છે. પછી દ્વિતીય મંત્રમાં પૂર્વે જે લીલાસ્થાન શ્રીગોકુલનું વર્ણન કર્યું તે વિષ્ણુનું પરમ પદ છે એમ અનુવાદ કરી, શ્રીગોકુલ નિત્ય છે એમ પ્રતિપાદન કરવા, '**सदा पश्यन्ति सूरयः**' એમ વેદ કહે છે. **सूरयः** એટલે વિદ્વાનો. જે શબ્દબ્રહ્મ અથવા વેદ અને પરબ્રહ્મ અથવા શ્રીપુરૂષોત્તમનું સ્વરૂપ જાણે તે વિદ્વાન્ કહેવાય. તેથી વેદનું અને શ્રીપુરૂષોત્તમનું સ્વરૂપ જાણનાર વિદ્વાનો સદા આ ભગવાનના પરમ પદ શ્રીગોકુલનું દર્શન કરે છે એવો અર્થ થાય છે. શ્રીગોકુલ સદા વર્તમાન હોય, અર્થાત્ શ્રીગોકુલ નિત્ય હોય તોજ શ્રીગોકુલનું સદા દર્શન થાય. તેથી શ્રીગોકુલ નિત્ય છે એમ કહેવાનોજ આ મંત્રનો આશય છે. વેદ અને શ્રીપુરૂષોત્તમનું સ્વરૂપ જાણે તે વિદ્વાન્ કહેવાય. શ્રીપુરૂષોત્તમનું જ્ઞાન માત્ર ભક્તિથીજ થાય છે, કારણ કે 'ભક્તિથી મને જાણે છે' 'માત્ર ભક્તિથીજ હું ગ્રાહ્ય છે' વિગેરે વાકયોથી માત્ર ભક્તિથીજ પરબ્રહ્મ શ્રીપુરૂષોત્તમના સ્વરૂપનું જ્ઞાન થાય છે એવો નિશ્ચય થાય છે. અહિં શંકા થાય કે પ્રથમના મંત્રમાં 'તે બહુકીર્તિવાળાનું' પદ યોજ્યું છે. પછી આ મંત્રમાં 'સૂરિઓ સદા જૂએ છે' એમ કહ્યું છે. તેથી સર્વ એક સાથે વાંચતાં ભૂમિપર ભગવાનનાં પરમપદ શ્રીગોકુલનું માત્ર

અર્થ થાય છે. તેથી વન, કાલિન્દી, તેના પુલિન, ગિરિઅદ્રિ વિગેરે રૂપી હોઇ મહત્ અને ઉદ્ભૂતરૂપવાળું તે પરમ પદ માત્ર ભક્તોથી દૃશ્ય છે, સાધારણ જનના ચક્ષુઓનો વિષય નથી ?—એવી શંકા કરી તેનો નિરાસ કરવા 'દિવિ આતત ચક્ષુની પેઠે' એમ દૃષ્ટાન્ત કહે છે. "જેમ દિવિ (અર્થાત્) સ્વર્ગમાં, આ (અર્થાત્) ચારે બાજુએ, તત (અર્થાત્) વ્યાપ્ત 'જે દુઃખ સાથે નહિ' એ વાક્યથી માત્ર સુખનું સાધન સુખરૂપ તે પદાર્થ, ત્યાંજ રહેલાનાજ ચક્ષુ જૂએ છે, બીજાનાં નહિ તે પ્રમાણે" એવો અર્થ છે. તેથી તે લીલામાં જેનો સમાવેશ થયો હોય તેઓથીજ તે દૃશ્ય છે તેથી સાધારણ જનનો વિષય ન હોય તોપણ દોષ નથી એવો ભાવ છે. અથવા પૂર્વે કહેલી શંકામાંજ કહે છે. પ્રથમ અહિંથીજ સ્વર્ગસ્થ પદાર્થનું દર્શન ન થાય તોપણ યોગની ધારણાથી દૂરગ્રહણ નામની સિદ્ધિ સંપાદન થાય ત્યારે યોગીનું ચક્ષુ આતત (અર્થાત) સર્વતઃ વ્યાપ્ત સર્વગ્રહણસમર્થ થઇ જેમ અહિંથીજ સ્વર્ગમાંના પદાર્થ જૂએછે, તેમ આ પણ પ્રથમ અદૃશ્ય હોવા છતાં એવા પ્રકારના ભગવાનના અનુગ્રહથી એવા પ્રકારની ભક્તિનો લાભ થાય ત્યારે એ અધિકાર પ્રાપ્ત થયો તેથી તે માટે એવા પ્રકારના ભગવાન્ પ્રકટ થાય છે તેથી તે

---

ભકતોજ દર્શન કરે છે એવો અર્થ થાય છે. શ્રીગોકુલમાં વન, કાલિન્દી, તેના પુલિન, ગિરિવર શ્રીગોવર્ધન, ગુફાઓ વિગેરે સર્વ છે. આવું ગોકુલ મહત્ અને ઉદ્ભૂતરૂપવાળું છે તેથી તેનું દર્શન સર્વને થવું જોઇએ, તોપણ તે પરમપદનું માત્ર સૂરિ અથવા ભકતોનેજ દર્શન થાય છે, પરંતુ સાધારણ પુરૂષોને દર્શન થતું નથી એમ કેમ સંભવે? આ શંકાનો નિરાસ '**दिवीव चक्षुराततम्**' એ પાદથી થાય છે. 'જે દુઃખ સાથે નહિ' વાકયથી સુખના સાધનો અને સુખરૂપ પદાર્થો સ્વર્ગમાં છે તેનું દર્શન સ્વર્ગમાં રહેનારાનેજ માત્ર થાય છે, સામાન્ય પુરૂષોને થતું નથી. **दिवि** અથવા સ્વર્ગમાં **आ** સર્વ દિશામાં **ततम्** વ્યાપી રહેલા સુખસાધન અને સુખરૂપ પદાર્થો ત્યાં રહેનારાઓના **चक्षु** ચક્ષુ જૂએ છે, અન્યના ચક્ષુઓથી દેખાતા નથી, તેમ શ્રીગોકુલનું માત્ર ભકતોનેજ દર્શન થાય છે, સામાન્ય પુરૂષોને થતું નથી. ભગવાનની લીલામાં જેમનો સમાવેશ થયો હોય તે શ્રીગોકુલનું દર્શન કરે છે, અન્ય લોકો શ્રીગોકુલના દર્શન કરી શકતા નથી એમ માનવામાં કોઇ દોષ નથી.

અથવા એજ શંકાનો નિરાસ આ પાદથી બીજી રીતે થાય છે. સાધારણ પુરૂષ અહિંથી અથવા ભૂમિપરથી સ્વર્ગના પદાર્થનું દર્શન કરવા શક્તિમાન્ નથી, પરંતુ તે યોગનો અભ્યાસ કરે અને યોગસિદ્ધિ પ્રાપ્ત કરે તો તેનું ચક્ષુઃ આતત અથવા સર્વ દિશામાં વ્યાપ્ત અર્થાત્ સર્વનું ગ્રહણ કરવા સમર્થ થાય. તેથી અહિં ભૂમિપરજ રહી તે સ્વર્ગના સર્વ પદાર્થનું દર્શન કરી શકે છે. તેજ પ્રમાણે સાધારણ પુરૂષ ભગવાનના પરમધામ શ્રીગોકુલનું દર્શન કરવા સમર્થ નથી, પરંતુ ભગવાનના અતિશય અનુગ્રહથી ભક્તિ પ્રાપ્ત કરે તો તેને શ્રીગોકુલનું દર્શન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય. તેથી ભગવાન્ તેને દર્શન આપવા આવરણનો ભંગ કરી પ્રકટ થાય છે, અને પોતાના પરમ ધામ શ્રીગોકુલનાં પણ દર્શન કરાવે છે. તેથી માત્ર ભકતોને જ ભગવાનના પરમ ધામ શ્રી ગોકુલનું દર્શન થાય છે એવો આ પાદનો અર્થ છે. તેથી આધુનિક પુરૂષો પણ ભગવદનુગ્રહ અને ભક્તિથી અધિકાર પ્રાપ્ત કરે તો

સમયે દૃશ્ય થાય છે એવો અર્થ છે. તેથી હાલ આધુનિકને પણ પૂર્વે કહેલો અધિકાર પ્રાપ્ત થાય ત્યારે તેનું દર્શન થાય છે એમ સિદ્ધ થયું. અથવા અહિં ત્રણ દૃષ્ટાન્ત છે, કારણ કે પૂર્વે વર્ણવેલું પરમ પદ લોકરૂપ હોવાથી, ઇતરલોકન્યાયે દુઃખનો પણ ત્યાં સંભવ હોવાથી, અને ભગવાનની લીલા આનંદરૂપ હોવાથી આ માત્ર આનંદરૂપ કેમ હોય, તેથી 'દિવિ પેઠે' એમ કહ્યું. જેમ અન્ય લોકમાં દુઃખ મિશ્રિત સુખ હોવા છતાં સ્વર્ગમાં દુઃખના મિશ્રણ રહિત સુખ છે, તેમ ગોકુલમાં માત્ર આનંદરૂપ છે એવો અર્થ છે. 'ખરે' વિગેરેથી કહેલી શંકામાં 'ચક્ષુપેઠે' એમ કહે છે. જેમ શ્રોત્ર વિગેરે નહિ પણ ચક્ષુજ રૂપનું ગ્રહણ કરે છે, કારણ કે ઇંદ્રિયત્વ સમાન છે તથાપિ તેનુંજ તેમાં સામર્થ્ય છે. વસ્તુજ એવા પ્રકારની છે. તેમ અહિં પણ છે એવો અર્થ છે. જેમ દોષરહિતજ ચક્ષુ વસ્તુતત્ત્વનું ગ્રહણ કરે છે પરંતુ ભ્રમ કામલ વિગેરે દોષયુક્ત મહીભ્રમ શંખપીતિમા વિગેરે ગ્રહણ

---

તેમને પણ શ્રીગોકુલનું દર્શન અવશ્ય થાય એમ સિદ્ધ થાય છે.

અથવા આ પાદમાં ત્રણ દૃષ્ટાંતો આપેલાં છે. ( ૧ ) **दिवि इव** ( ૨ ) **चक्षुः इव** ( ૩ ) **आततं चक्षुः इव.** ( ૧ ) પ્રથમ એવી શંકા થાય કે આગળ શ્રીગોકુલનું વર્ણન કર્યું તે પણ એક લોક અથવા દેશ છે. અન્ય સર્વ લોકમાં દુઃખ હોય છે તેથી શ્રીગોકુલ પણ લોક હોવાથી તેમાં પણ દુઃખ હોવું જોઇએ. ભગવાનની લીલા માત્ર આનંદરૂપ છે, પરંતુ શ્રીગોકુલમાં અવશ્ય દુઃખ હોવું જોઇએ, તેથી તે આનંદરૂપ સંભવતું નથી. શ્રીગોકુલ આનંદરૂપ ન હોય તો ભગવાનની સર્વ લીલા પણ આનંદરૂપ ગણાય નહિ. પરંતુ શ્રીગોકુલ એક લોક હોવાથી અન્ય લોક પેઠે માત્ર આનંદરૂપ હોઇ શકે નહિ. આ શંકાનો નિરાસ કરવા '**दिवि इव**' દૃષ્ટાંત આપેલું છે. અન્ય લોકમાં સુખ સાથે દુઃખ મળેલું જોવામાં આવે છે પરંતુ સ્વર્ગમાં જેમ દુઃખ રહિત જ સુખ જોવામાં આવે છે, તેમ શ્રીગોકુલમાં પણ અલ્પ પણ દુઃખ નથી અને તે માત્ર આનંદરૂપજ છે. જેમ સ્વર્ગ માત્ર સુખમય જ છે અને ત્યાં લેશ પણ દુઃખ નથી, તેમ શ્રીગોકુલમાં પણ અલ્પ પણ દુઃખ નથી અને તે કેવલ આનંદરૂપ જ છે. ( ૨ ) પછી શ્રીગોકુલનું માત્ર ભક્તોને જ દર્શન થાય એ કેમ સંભવે ? શ્રીગોકુલ મહત્ અને ઉદ્‌ભૂતરૂપવાળું છે તેથી તેનું સામાન્ય પુરૂષોને પણ અવશ્ય દર્શન થવું જ જોઇએ એવી પૂર્વે કહી તેવી શંકા થાય તેનો નિરાસ કરવા દ્વિતીય '**चक्षुरिव**' દૃષ્ટાંત આપેલું છે. ( **अ** ) જેમ માત્ર ચક્ષુ જ રૂપનું ગ્રહણ કરે છે, અન્ય ઇંદ્રિયો ચક્ષુની પેઠે ઇંદ્રિયો હોવા છતાં રૂપ ગ્રહણ કરતી નથી, કારણકે રૂપ ગ્રહણ કરવાનું તેમનામાં સામર્થ્ય નથી. વસ્તુ જ એવા પ્રકારની છે. રૂપ જ એવું છે કે માત્ર ચક્ષુજ તેનું ગ્રહણ કરી શકે. તે જ પ્રમાણે શ્રીગોકુલનું માત્ર ભક્તો જ દર્શન કરી શકે છે, અન્ય પુરૂષોમાં શ્રીગોકુલનું દર્શન કરવાનું સામર્થ્ય નથી. ( **ब** ) આ દૃષ્ટાંતનો બીજો પણ અભિપ્રાય છે. જેમ દોષરહિત જ ચક્ષુઃ વસ્તુતત્ત્વનું ગ્રહણ કરે છે, અથવા ભ્રમ કામલ વિગેરે દોષરહિત ચક્ષુઃ હોય તે જ વસ્તુનું યથાર્થ દર્શન કરી શકે છે, પરંતુ દોષયુક્ત ચક્ષુઃ હોય તે વસ્તુનું યથાર્થ દર્શન કરતું નથી. ભ્રમયુક્ત ચક્ષુને પૃથિવી ભ્રમણ કરતી હોય એવી ભ્રાંતિ થાય છે. કામલ દોષયુક્ત ચક્ષુઃ શશિના જેવા શ્વેત શંખમાં પણ પીળા રંગનો અનુ-

કરે છે તેમ અવિદ્યાદોષથી રહિત સૂરિઓજ ગોકુલ વિગેરેનું સ્વરૂપ જૂએ છે, અન્ય નહિ, એવો પણ ચક્ષુ દૃષ્ટાન્તનો અભિપ્રાય છે એમ જાણવું. આથી ત્યાં વૃક્ષ સ્થલ વિગેરેના વ્રશ્ચન અન્યથાભાવ દર્શન વિગેરેમાં ઉપપત્તિ વર્ણવેલી થાય છે. અથવા ચક્ષુઃ એ દ્વિતીયાના એકવચનનું પદ છે. જેમ ચક્ષુ ઇંદ્રિય પોતે અતીંદ્રિયજ હોઈ ગોલકમાં રહે છે, સર્વ દર્શાવે છે, ગોલકને પણ ચક્ષુ શબ્દ વાચ્ય કરે છે અને યોગિપ્રત્યક્ષનો વિષય થાય છે, તેમ ગોકુલ વિગેરે પણ પોતે અલૌકિક અતીંદ્રિયજ હોઈ, સાધારણ જનથી દૃશ્ય સ્વકીય યોગ્ય સ્થાનમાં રહી, તે સ્થાનનો પ્રકાશ કરે છે અને તેને વ્યપદેશ પ્રાપ્ત કરાવે છે, ત્યાંજ રહે છે, અને પૂર્વે વર્ણવેલા સૂરિઓથી દૃશ્ય થાય છે. તેથી આવા પ્રકારના પરમ પદનું સૂરિઓ સદા દર્શન કરે છે એવો સંબંધ છે.—સાધારણ જનથી દૃશ્ય અધિષ્ઠાન છે એ પક્ષમાં અને તેનુંજ કરણદોષથી અન્યથાભાન થાય છે એ પક્ષમાં પણ

---

ભવ કરે છે. તેથી દોષયુક્ત ચક્ષુઃ વસ્તુતત્ત્વનું ગ્રહણ કરતું નથી. તે જ પ્રમાણે અવિદ્યા દોષરહિત સૂરિઓ જ શ્રીગોકુલના સ્વરૂપનું દર્શન કરી શકે છે, અન્ય લોકો શ્રીગોકુલનું દર્શન કરી શકતા નથી. શ્રીગોકુલમાં વૃક્ષનું છેદન અથવા સ્થલના અન્યથાભાવનું જે દર્શન થાય છે તેની પણ આથી ઉપપત્તિ થાય છે. વસ્તુતઃ વૃક્ષનું છેદન અથવા સ્થલનો અન્યથા-ભાવ ત્યાં થતો નથી, પરંતુ આપણાં ચક્ષુઓ દોષયુક્ત હોવાથી વસ્તુતત્ત્વનું ગ્રહણ કરી શકતા નથી તેથી આપણને એવી પ્રતીતિ થાય છે. આ પ્રમાણે અર્થ કરતાં કર્મ અધ્યાહાર રહે છે. 'ચક્ષુની પેઠે' એમ દૃષ્ટાંત છે. ચક્ષુઃ કોનું દર્શન કરે છે એ અધ્યાહાર છે. તેથી આ પક્ષ પણ બહુ સંમત નથી. તેથી તૃતીય રીતિથી આનો અર્થ કરીએ છીએ. (क) '**चक्षुः इव**' દૃષ્ટાંત છે. **चक्षुः** શબ્દ દ્વિતીયા વિભક્તિના એકવચનમાં યોજેલો છે. તેથી નીચે પ્રમાણે અર્થ થાય છે. જેમ ચક્ષુ ઇંદ્રિય પોતે અતીંદ્રિય અથવા અદૃશ્ય છે, ગોલકમાં રહે છે, સર્વનું દર્શન કરાવે છે, ગોલકને પણ ચક્ષુઃ કહેવરાવે છે, અર્થાત્ પોતાનું નામ ગોલકને પણ આપે છે, અને વળી યોગિઓના જ પ્રત્યક્ષનો વિષય છે અર્થાત્ યોગિઓ જ તેનું દર્શન કરી શકે છે, તેજ પ્રમાણે શ્રીગોકુલ વિગેરે લીલાસ્થાન પણ પોતે અલૌકિક હોઇ અતીંદ્રિય જ હોઇ સાધારણ લોકો જોઇ શકે એવા પોતાના યોગ્ય સ્થાનમાં રહે છે, તે સ્થાનને પ્રકાશે છે અને તેને શ્રીગોકુલ કહેવરાવે છે અથવા પોતાનું નામ તેને આપે છે, ત્યાં જ રહે છે અને પૂર્વે વર્ણવ્યા તેવા સૂરિઓ જે થાય તેઓ જ તેનું દર્શન કરી શકે છે. આવા ભગવાનના પરમ પદ શ્રીગોકુલનું સૂરિઓ સદા દર્શન કરે છે એમ સંબંધ ઘટે છે. આ પ્રમાણે અર્થ કરતાં દૃષ્ટાંતમાં ચક્ષુઃ અને ગોલક આવે છે તેને સ્થાને દાર્ષ્ટાંતમાં અલૌ-કિક ગોકુલ અને ભૂમિપરનું ગોકુલ છે એ ધ્યાનમાં રાખવું. જેમ ચક્ષુ ઇંદ્રિય અણુ હોવાથી આપણા સામાન્ય પુરૂષોથી અદૃશ્ય છે, પરંતુ ગોલક દૃશ્ય છે, તેમ અલૌકિક ગોકુલ અતીંદ્રિય હોવાથી આપણા સામાન્ય પુરૂષોથી દૃશ્ય નથી, પરંતુ ભૂમિપરનું ગોકુલ આપણાથી દૃશ્ય છે. (૩) વળી એવી શંકા થાય કેઃ—સાધારણ લોકો જે શ્રીગોકુલનું દર્શન કરે છે, તે અલૌકિક ગોકુલ નથી, પરંતુ ભૂમિપરનું ગોકુલ છે, અને અલૌકિક શ્રીગોકુલનું અધિષ્ઠાન છે એમ માનીએ, અથવા સાધારણ લોકો જે શ્રીગોકુલનું દર્શન કરે છે તે જ અલૌકિક ગોકુલ છે, પરંતુ લોકોના

ત્યાં રહેતા લોકોના દુઃખ કામ ક્રોધ વિગેરે અનુપપન્ન છે, કારણ કે તે પરમાનંદરૂપ અને ગુણાતીત છે. દ્રષ્ટાના કરણદોષથીજ ત્યાં રહેતા લોકોના દુઃખ વિગેરેનું દર્શન થાય છે એમ પણ કહેવાય નહિ, કારણ કે કરણદોષ પણ ત્યાં કહેવો ઉચિત નથી. ત્યાંજ અન્યોન્ય એવા પ્રકારનું દર્શન થાય છે.–તેથી 'આતત ચક્ષુ પેઠે' એમ કહે છે. જેમ દેવદત્તની ચક્ષુ ઇન્દ્રિય વિષ્ણુમિત્રના શરીરમાં આ (અર્થાત્) ચારે બાજુએ વ્યાપ્ત હોવા છતાં, તૈજસ છે તોપણ તેના રૂપ અને સ્પર્શ અનુદ્ભૂત હોવાથી અંધતમમાં પ્રકાશ કરતી નથી, અને તાપ કરતી નથી, તેમ ભગવાનની ઇચ્છાથી ગોકુલ અપ્રકટ અનુભાવવાળું હોવાથી, ઉભયે પક્ષમાં આધુનિક તેના લોકોમાં દોષદર્શન ઉપપન્ન છે, એવો અર્થ છે. એવા પ્રકારની ભગવાનની ઇચ્છા સર્વનો મોક્ષ ન થાય તે માટે અને અસુરજીવોને વ્યામોહ થાય તે માટે છે. જેમ તે યોગીનેજ પ્રત્યક્ષ છે તેમ આ પણ ભકતો-

પોતાના જ દર્શન કરવાના સાધન દોષવાળા હોવાથી તેમને યથાર્થ દર્શન થતું નથી એમ માનીએ, તોપણ ત્યાં રહેલા લોકોમાં દુઃખ, કામ, ક્રોધ વિગેરે જોવામાં આવે છે તેની ઉપપત્તિ થતી નથી. ઉપર કહ્યા તે બે પક્ષમાંથી ગમે તે પક્ષ સ્વીકારીએ તોપણ ત્યાં રહેનારાઓના દુઃખ, કામ, ક્રોધ વિગેરેની ઉપપત્તિ થતી નથી, કારણ કે શ્રીગોકુલ પરમાનંદરૂપ છે, અને ગુણાતીત છે. તેથી શ્રીગોકુલમાં દુઃખ સંભવે નહિ, અને કામ, ક્રોધ વિગેરે પણ સંભવે નહિ. આપણા જેવા લોકો પોતાના દર્શનના સાધન દોષવાળા હોવાથી જ ત્યાં દુઃખ, કામ, ક્રોધ વિગેરે જૂએ છે એમ પણ કહી શકાય નહિ, કારણ કે પરમાનંદરૂપ ગુણાતીત શ્રીગોકુલમાં દર્શનના સાધનના દોષ પણ સંભવતા નથી. વળી ત્યાંના જ લોકો પરસ્પર એક બીજા દુઃખી છે એમ જાણે છે. તેથી દર્શનના સાધનો દોષવાળા હોવાથી આપણે દુઃખ વિગેરે જોઇએ છીએ એમ કહી શકાય નહિ. તેથી ત્યાં દુઃખ, કામ, ક્રોધ વિગેરે જોવામાં આવે છે તેની ઉપપત્તિ થતી નથી. આવી શંકાનું સમાધાન કરવા શ્રુતિ '**आततं चक्षुः इव**' એમ તૃતીય દૃષ્ટાંત કહે છે. આતત ચક્ષુની પેઠે. જેમ દેવદત્તનું ચક્ષુઃ ઇંદ્રિય વિષ્ણુમિત્રના શરીરમાં સર્વ બાજુએ વ્યાપી રહે છે, અને તૈજસ છે તોપણ તેનું રૂપ અને સ્પર્શ ઉદ્ભૂત નથી તેથી અતિશય અંધકાર હોય ત્યાં વિષ્ણુમિત્રનો પ્રકાશ કરતું નથી તેમજ તેને દહતું નથી, તે જ પ્રમાણે શ્રીગોકુલનો અનુભાવ અથવા પ્રભાવ ભગવાનની ઇચ્છાથી પ્રકટ નથી તેથી હાલના સમયના શ્રીગોકુલના લોકોમાં દોષનું દર્શન થાય તે ઉપપન્નજ છે. ઉપર શ્રીગોકુલ વિષે બે પક્ષ કહ્યા તેમાંથી ગમે તે પક્ષ સ્વીકારીએ તો પણ ભગવાનની ઇચ્છાથી શ્રીગોકુલનો અનુભાવ પ્રકટ નથી એ લક્ષમાં રાખવાથી હાલના ત્યાંના લોકોમાં દુઃખ, કામ, ક્રોધ વિગેરેનું દર્શન થાય તેમાં કાંઇ અનુપપત્તિ નથી એ સ્પષ્ટ થાય છે. સર્વ જીવોને મોક્ષની પ્રાપ્તિ ન થાય, અને આસુરી જીવોને વ્યામોહ થાય તે માટે ભગવાનની ઇચ્છા શ્રીગોકુલનો અનુભાવ પ્રકટ કરવાની નથી. શ્રીગોકુલનો અનુભાવ પ્રકટ થાય તો સર્વને પ્રકટ અનુભાવવાળા શ્રીગોકુલના દર્શન થવાથી સર્વ મુક્ત થાય, અને લીલા સંભવે નહિ. તેથી જેમ ચક્ષુ ઇંદ્રિય માત્ર યોગીઓનેજ પ્રત્યક્ષ છે તેમ પ્રકટ અનુભાવવાળું શ્રીગોકુલ માત્ર ભકતોને જ પ્રત્યક્ષ થાય એવી ભગવાનની ઇચ્છા છે. આ પણ

નેજ પ્રત્યક્ષ છે એમ પ્રથમજ કહ્યું છે. હવે '**विष्णोः कर्माणि**' એ મંત્રનું વ્યાખ્યાન કરીએ છીએ. પૂર્વના મંત્રમાં ગોકુલનુંજ નિરૂપણ કરેલું હોવાથી ત્યાં કરેલાંજ, યશોદાસ્તનપાન, પૂતનાસુપયઃપાન, રિંગણ વિગેરે કર્મો અહિં કર્મપદથી કહેલાં છે એમ સમજાય છે. તેથીજ 'યતઃ વ્રતાનિ' એમ કહ્યું. યતઃ હેતુભૂત કર્મોને લીધે, કાત્યાયનીનું અર્ચન વિગેરે વ્રતોનો સાન્નિધ્યને લીધે વિષ્ણુએજ સ્પર્શ કર્યો (પસ્પર્શ); તેના ફલ તરીકે તે કરનારીઓમાં આવિર્ભાવ પામી તેમની સાથે સર્વ લીલા કરી એવો અર્થ છે. બાધન અને સ્પર્શનમાં સ્પશ્ એ ધાતુનું આ લિટિરૂપ છે. ઉભય અર્થમાં આ પ્રયોગ છે. તેથી વ્રતો (અર્થાત્) લોક મર્યાદાના વ્રતો પાતિવ્રત્ય વિગેરેનો બાધ કર્યો એવો અર્થ છે વેદમર્યાદાનો ત્યાગ કરનાર કર્મો સદોષ છે એવી શંકાનો પરિહાર કરવા અવ્યયનો પ્રયોગ છે. તેથી તે અવિકૃત છે એમ કહેલું છે. નિયમરૂપ પોતાના વ્રત સ્પર્શન આત્મારામત્વ પૂર્ણકામત્વ વિગેરેનો પણ બાધ કર્યો. આ અર્થમાં પ્રશ્લેષમાં નઞ્ છે. અવ્રતનો સ્પર્શ કર્યો એવો અર્થ થાય છે. ગોપીઓ સાથે રમણ-

---

પ્રથમ કહી ચુકયા છીએ.

આ પ્રમાણે ભગવાનની લીલાના સર્વ પદાર્થો પણ નિત્ય છે એમ સિદ્ધ થાય છે. '**विष्णोः कर्माणि**' મંત્ર ઉપર યોજેલો છે તેનું વ્યાખ્યાન કરીએ છીએ. પૂર્વના મંત્રમાં શ્રીગોકુલનું નિરૂપણ કરેલું છે. તેથી આ મંત્રમાં ભગવાને શ્રીગોકુલમાંજ કરેલા કર્મોનું વર્ણન કરેલું છે. શ્રીગોકુલમાં ભગવાને કરેલાં યશોદાના સ્તનનું પાન, પૂતનાના અસુરૂપી પયનું પાન, રિંગણ વિગેરે કર્મોને આ મંત્રમાં '**कर्माणि**' કહેલા છે એમ જણાય છે, કારણ કે પૂર્વના મંત્રમાં શ્રીગોકુલનુંજ નિરૂપણ કરેલું છે. તેથીજ '**यतो व्रतानि पस्पशे**' એમ પણ કહેલું છે. '**यतः**' એટલે કર્મોને લીધે, કારણભૂત કર્મોને લીધે '**व्रतानि**' કાત્યાયની અર્ચન વિગેરે વ્રતોની સન્નિધિમાં હોવાથી ભગવાન્ વિષ્ણુએજ સ્પર્શ કર્યો અર્થાત્ તે વ્રતોના ફલ તરીકે વ્રત કરનારી ગોપિકાઓમાં આવિર્ભાવ પામી સર્વ લીલા કરી એવો અર્થ થાય છે. સ્પશ્ ધાતુના બે અર્થ થાય છે. (૧) બાધ કરવો અને (૨) સ્પર્શ કરવો. સ્પશ્ ધાતુનું લિટિરૂપ '**पस्पशे**' છે. બીજા અર્થ પ્રમાણે ઉપર અર્થ કર્યો. પ્રથમ અર્થ પ્રમાણે **यतः** કર્મોને લીધે, '**व्रतानि**' લોક મર્યાદાના વ્રતો અને પાતિવ્રત્ય વિગેરે વ્રતોનો ભગવાન્ વિષ્ણુએ બાધ કર્યો એવો અર્થ થાય છે. અહિં ઉભય અર્થમાં આ ધાતુ યોજેલો છે. વેદની મર્યાદાનો ત્યાગ કરનારાં કર્મ દોષયુક્તજ છે એવી શંકા થાય તે દૂર કરવા કર્મોને માટે '**यतः**' અવ્યય યોજેલો છે. તેથી ભગવાનના કર્મ અવિકારિ છે, ભગવાનના કર્મમાં કાંઇ પણ દોષ નથી એમ સ્પષ્ટ થાય છે. વળી પોતાના વ્રતો જેવાં કે આત્મારામપણું, પૂર્ણકામપણું વિગેરેનો પણ બાધ કર્યો. આત્મારામ રહેવું, પૂર્ણકામ હોવું એ ભગવાનના નિયમરૂપ વ્રત છે, તેમનો પણ ભગવાને ગોપિકાઓ સાથે લીલા કરી બાધ કર્યો. આ અર્થમાં પણ સ્પશ્ ધાતુની 'સ્પર્શ' અર્થમાં યોજના થએલી છે. આ અર્થ કરતાં '**यतो व्रतानि पस्पशे**' પાદની સંધિ '**यतः अव्रतानि पस्पशे**' એમ છૂટી પાડવી. તેથી અવ્રતનો સ્પર્શ કર્યો, અથવા અવ્રતનું ગ્રહણ કર્યું એવો અર્થ થાય છે. આત્મારામપણું, પૂર્વકામપણું વિગેરે

રૂપ તે કર્મો જૂઓ એવો ઉપદેશ છે. કર્મદર્શન ફલ હોવાથી સ્વકૃતિથી સાધ્ય નથી તોપણ આવું કથન મોક્ષરસથી પણ અધિક રસવાળા સ્વતઃ પુરૂષાર્થરૂપ અતિહૃદ્ય (કર્મના) સ્મરણથી શ્રુતિનું તેપર પારવશ્ય અને ઔત્સુક્ય પ્રકટ કરે છે. તેથી તેમના સાધનના ઉપદેશમાં પર્યવસાન થાય છે. આથી કર્મનું નિત્યત્વ જાણવું. નહિ તો આ ઉપદેશ સંભવે નહિ. ઇંદ્રના યુજ્ય યોગ અનુકૂલ સખા. નીચે પ્રમાણે અર્થ છે. ભગવાને ઇંદ્રના યાગનો ભંગ કર્યો ત્યારે મેઘની વૃષ્ટિ વિગેરેથી ઇંદ્રે દ્રોહ કર્યો તોપણ, સર્વસમર્થ હોવા છતાં (ભગવાને) તેનો (દ્રોહના) કારણભૂત મદજ દૂર કર્યો, પરન્તુ ઇંદ્ર અથવા તેના અધિકારને દૂર કર્યો નહિ. તેથી તેનો દોષ હરવાથી તેને અનુકૂલ. ત્યારપછી ઇંદ્રાભિષેક ગોવિંદ નામધારણ વિગેરે તેના સમાન ધર્મોથી તેના સખા (છે). આથી અપ્રપન્નને પણ માટે પ્રત્યુત અપકાર કરનારને પણ માટે પોતે ઉદ્યમ કરી તેના દોષ નિવારણ કરનાર અને તેના ધર્મોનો અંગીકાર કરનાર અન્ય કોઇ નથી એમ પરમકૃપાલુત્વ દર્શાવ્યું છે. તેથી ભજ-

---

પોતાના વ્રતોનો બાધ કરી અવ્રતનું ભગવાને ગ્રહણ કર્યું. ગોપિકાઓ સાથે રમણ વિગેરે ભગવાનના આ કર્મો જૂઓ એવો ઉપદેશ છે. તેથી વેદ પણ માત્ર ઉપદેશ રીતિએજ ભગવાનના કર્મોનું નિરૂપણ કરે છે, પરંતુ ભગવાનની સંપૂર્ણ લીલાનું નિરૂપણ કરવાનું તેનામાં સામર્થ્ય નથી એમ સૂચવાય છે. ભગવાનના કર્મનું દર્શન કરવું એ પણ પુષ્ટિમાર્ગીય ફલ છે, તેથી તે આપણી કૃતિથી પ્રાપ્ત કરી શકાય તેવું નથી, પણ માત્ર ભગવાનના અનુગ્રહથીજ પ્રાપ્ત થાય છે. તોપણ વેદ તે કર્મોના દર્શન કરવાનો ઉપદેશ કરે છે તેથી મોક્ષથી પણ અધિક રસવાળાં સ્વતઃ પુરૂષાર્થરૂપ અતિશય આનંદકારી ભગવાનના કર્મોનું માત્ર સ્મરણ થવાથી, શ્રુતિ તેમને પરવશ થાય છે અને કર્મદર્શન માટે અતિશય ઉત્સુક થાય છે એમ જણાય છે. તેથી શ્રુતિનું તાત્પર્ય ભગવાનના કર્મોના દર્શન પ્રાપ્ત કરવા સાધન કરો એવો ઉપદેશ કરવાનું છે. તેથી ભગવાનના કર્મો પણ નિત્યજ સિદ્ધ થાય છે, કારણ કે કર્મો નિત્ય ન હોય તો આવો ઉપદેશ સંભવતો નથી. પછી શ્રુતિ ભગવાન્ કેવા છે તે કહે છે. '**इन्द्रस्य युज्यः सखा**' અથવા ઇંદ્રના **યુજ્યઃ** અર્થાત્ યોગ્ય અથવા અનુકૂલ **સખા** એટલે મિત્ર. ભગવાન્ ઇંદ્રના અનુકૂલ મિત્ર છે. આનો અર્થ નીચે પ્રમાણે છે. શ્રીગોકુલના લોકો ઇંદ્રનો યાગ કરતા હતા તેનો ભગવાને ભંગ કર્યો. તેથી કોપ કરી ઇંદ્રે પ્રલયકાલના બલાહક મેઘની અતિશય વૃષ્ટિ કરી ભગવાનનો દ્રોહ કર્યો. તોપણ ભગવાને દ્રોહના કારણરૂપ ઇંદ્રનો મદજ દૂર કર્યો. ઇંદ્રે મદથી ભગવાનનો દ્રોહ કર્યો. મદ ઇંદ્રનો દોષ હતો. મદથી ભગવાનનો તેણે દ્રોહ કર્યો તોપણ ભગવાન્ સર્વસમર્થ હોવા છતાં તેમણે ઇંદ્રને કાંઇ ઇજા કરી નહિ, તેના અધિકારને પણ દૂર કર્યો નહિ, પરંતુ તેના દોષરૂપ મદનોજ નાશ કર્યો. ઇંદ્રનો દોષ ભગવાને દૂર કર્યો તેથી ભગવાન્ ઇંદ્રને અનુકૂલ છે. ત્યાર પછી ભગવાનને ઇંદ્રાભિષેક થયો અને તેમણે ગોવિંદ નામ ધારણ કર્યું. ભગવાનને ઇંદ્રાભિષેક થવાથી ભગવાન્ ઇંદ્રના સમાન ધર્મવાળા થયા. તેથી ભગવાન્ ઇંદ્રના સખા અથવા મિત્ર છે. આ પ્રમાણે ઇંદ્ર ભગવાનની ભક્તિ કરતો ન હતો, પરંતુ ભગવાનનો દ્રોહ કરી અપકાર કરતો હતો તોપણ ભગવાને ઉદ્યમ કરી તેનો દોષ દૂર કર્યો અને ઇંદ્રાભિષેક વિગેરે તેના ધર્મો સ્વીકાર્યા.

નને યોગ્ય રૂપ કહેલું છે. અથવા યતઃ કર્મને માટે ઇંદ્રના યાગ વિગેરે વ્રતોનો બાધ કર્યો ( **पस्पशे** ) તે જૂઓ, એમ અન્વય છે. તે કર્મો માત્ર આત્મસાત્ કરણરૂપ છે. આ જેમ છે તેમ દશમસ્કન્ધવિવરણમાં પિતાએ વર્ણવેલું છે તેથી અહિં કહેતા નથી. તેથી પોતે સાધનરહિત હોવા છતાં, વિપરીત સાધન કરવા છતાં પોતેજ આત્મસાત્ કર્યો એ અસાધારણ ધર્મ જણાવ્યો છે. તેથી આનેજ ભજનીય કહેલા છે. અન્ય સ્વભક્તોને સાધનસંપત્તિ થાય ત્યારે ફલ આપે છે, અન્યથા નહિ, એવો ભાવ છે. યુજ્ય ( અર્થાત્ ) યોગ્ય. ગોપિકાઓ તડિત્રૂપ હોવાથી અને ભગવાન્ નીલમેઘના જેવા શ્યામ હોવાથી તેઓના યોગને લાયક સખા ( અર્થાત્ ) સમાનશીલ વ્યસનવાળા એવો અર્થ છે. યુજ્ને બાહુલકને લીધે ક્યપ્ છે. કિત્વને લીધે ગુણ થયો નથી. આ બે મંત્ર પછીજ ઋગ્વેદમાં '**तद्विप्रासो विपण्यवो जागृवांसः समिन्धते । विष्णोर्यत्परमं पदम्** ' મંત્ર છે. આનો અર્થ નીચે પ્રમાણે છે. વિષ્ણુનું પૂર્વે વર્ણવેલું જે પરમ પદ છે તે પદનો વિપ્રાસઃ ( અર્થાત્ ) મેધાવી, વળી કેવા ? વિપણ્યવઃ ( અર્થાત્ ) વિશેષ સ્તુતિ કરનાર, વળી કેવા ? જાગૃવાંસઃ ( અર્થાત્ ) શબ્દ અને અર્થમાં પ્રમાદ વિના

---

એવાં કાર્ય ભગવાન્ વિના અન્ય કોઈ કરે નહિ, અને તેથી ભગવાન્ અતિશય કૃપાળુ છે એવી સૂચના થાય છે. તેથી આ મંત્રમાં ભજનયોગ્ય ભગવાનના રૂપનું નિરૂપણ કરેલું છે. અથવા **यतः** જે કર્મોથી **व्रतानि** ઇંદ્રના વ્રતો જેવાકે યાગ વિગેરે તેમનો **पस्पशे** બાધ કર્યો તે કર્મો જૂઓ એમ અન્વય કરવો. આ કર્મો માત્ર આત્મસાત્ કરનારાં છે. આ સર્વ શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના વિવરણમાં શ્રીમદાચાર્યચરણે વિસ્તારથી કહેલું છે તેથી અમે અહિં કહેતા નથી. તેથી ઇંદ્ર સ્વતઃ ભક્તિ વિગેરે સાધનોથી રહિત હતો, વળી સાધનોથી વિપરીત ભગવાનનો દ્રોહ કરતો હતો, તોપણ ભગવાને પોતેજ તેના દોષનું નિવારણ કરી તેને પોતાનો કર્યો, એ ભગવાને પોતાનો અસાધારણ ધર્મ જણાવ્યો છે. તેથી આ ભગવાન્‌જ ભજન કરવા યોગ્ય છે એમ શ્રુતિ કહે છે. કારણ કે અન્ય દેવો તેમના ભક્તો સાધન કરે, અથવા સાધનસંપત્તિ પ્રાપ્ત કરે તોજ ફલ આપે છે, પરંતુ ભગવાને સાધન ન હોવા છતાં અરે, તેમનો દ્રોહ કરવા છતાં ઇંદ્રને ફલનું દાન કર્યું. તેથી તેજ ભજન કરવા યોગ્ય છે એવો ભાવ છે. **युज्यः** એટલે યોગ્ય. ગોપિકાઓ તડિત્ જેવી છે, અને ભગવાન્ નીલમેઘ જેવા શ્યામ છે. તેથી જેમ તડિત્ અને નીલમેઘનો સંબંધ યોગ્ય છે તેમ ગોપિકાઓનો અને ભગવાનનો સંબંધ પણ યોગ્ય છે. **सखा** શબ્દનો અહિં સમાન શીલ અને વ્યસનવાળા એવો અર્થ કરવો. આ પાદમાં '**युज्यः**' શબ્દ છે. યુજ્ ધાતુનો બહુ અર્થોમાં પ્રયોગ થાય છે, તેથી તેને ક્યપ્ લાગે છે. વળી કિત્વને લીધે '**उ**' નો ગુણ થયો નથી. તેથી '**युज्यः**' રૂપ થયું છે.

આ બે મંત્ર પછીજ ઋગ્વેદમાં '**तद्विप्रासो विपण्यवः**' વિગેરે મંત્ર છે. આનો અર્થ નીચે પ્રમાણે થાય છે. વિષ્ણુના પરમ પદનું પ્રથમ નિરૂપણ કર્યું છે. તે વિષ્ણુના પરમ પદને **विप्रासः** અથવા બુદ્ધિમાન્ અને તે પણ વળી **विपण्यवः** અથવા વિશેષ કરી ભગવાનની સ્તુતિ કરનારા અને વળી **जागृवांसः** અથવા શબ્દ અને અર્થમાં કાંઇ પણ

જાગ્રત, સમિન્ધતે (અર્થાત્) સારો પ્રકાશ કરે છે. મેધાવી હોવાથી ઉપર વર્ણવ્યા પ્રમાણે ભગવાન્, તેમની લીલા, સ્વરૂપ વિગેરેના અનુસંધાનવાળા, શબ્દ અને અર્થમાં પ્રમાદરહિત હોવાથી વાચ્ય અને વાચક ભગવદ્રૂપ અને નામના નિત્યત્વમાં કુતર્ક વિગેરેથી અનુપહત મતિવાળા, નિરંતર કીર્તનરૂપ સ્તોત્ર વિગેરે સાધનોથી પ્રકટ કરે છે, એવો અર્થ છે. એવા પ્રકારના સાધનની સંપત્તિ થાય ત્યારે તેના દર્શનનું સામર્થ્ય થાય ત્યારે દર્શન કરે છે એવો અર્થ છે. તેથીજ શ્રીમદ્ભાગવતમાં પણ 'માણસો તમારા ઇચ્છેલાનું શ્રવણ કરે છે, ગાન કરે છે, વારંવાર સ્તુતિ કરે છે, સ્મરણ કરે છે આનંદ પામે છે. તેઓજ અલ્પ સમયમાં દર્શન કરે છે.' ઇત્યાદિ કહેલું છે. તેથી સ્થિતજ પરમ પદનું સમિંધન કહેલું છે. તેથી કાનન, પશુ, પક્ષી, મનુજ વિગેરે અને તેના (ગોકુલના) સંબંધવાળી લીલા પણ નિત્યજ છે. વળી છાંદોગ્યમાં પણ 'અથ આ બ્રહ્મપુરમાં જે આ દહર પુંડરિક વેશ્મ છે. આની અંદર દહર આકાશ છે. તેની અંદર જે છે તે શોધવું, અને તે જાણવું.' એમ છે; અને તેની આગળ 'ત્યાં શું છે જે શોધવું અને જાણવું ?' એવા પ્રશ્નના (ઉત્તરમાં) 'જેટલું આ આકાશ છે તેટલું હૃદયમાં તે આકાશ છે, આકાશ અને ભૂમિ ઉભય આની

---

પ્રમાદ કર્યા વિના જાગરૂક રહેનાર લોકો **સમિંધતે** એટલે સારી રીતે દીપાવે છે અથવા પ્રકાશે છે. આ પરમ પદને પ્રકાશનાર લોકો ભગવાન્, તેમની લીલા, તેમનું સ્વરૂપ વિગેરેને જેમ પ્રથમ નિરૂપણ કર્યું તેમ જાણનાર હોવાથી, બુદ્ધિમાન્ છે. વળી શબ્દ અને અર્થમાં તે પ્રમાદ કરતા નથી, અર્થાત્ વાચ્ય ભગવાનના રૂપો અને તેમના વાચક ભગવાનના નામો નિત્ય છે એ વિષયમાં કુતર્ક વિગેરેથી તેમની મતિનો બાધ થયો નથી, તેથી તે **जागृवांसः** છે. આવા લોકો નિરંતર ભગવાનની કીર્તનરૂપ સ્તુતિ કરે છે અને આ' સ્તોત્ર વિગેરે સાધનોથી ભગવાનના પરમ પદને પ્રકાશે છે, અર્થાત્ પરમધામના દર્શનનું સાધન ભગવદનુગ્રહ સ્તોત્ર વિગેરેથી પ્રાપ્ત કરે ત્યારે પરમપદનું દર્શન કરે છે. તેથીજ શ્રીમદ્ભાગવતમાં પણ 'માણસો તમારા ઇચ્છેલાનું શ્રવણ કરે છે, ગાન કરે છે, વારંવાર સ્તુતિ કરે છે, સ્મરણ કરે છે અને આનંદ પામે છે. તેઓજ અલ્પ સમયમાં દર્શન કરે છે' એમ કહેલું છે. તેથી વ્યાસજીનો પણ આજ મત છે એમ સિદ્ધ થાય છે. તેથી નિત્ય હોવાથી 'દીપાવે' એમ કહ્યું તે સમયે પણ પરમ પદ વર્તમાન છે, અને વર્તમાન પરમપદનેજ 'દીપાવે છે' એમ વેદ કહે છે. તેથી આ પરમ પદમાં જે કાનન, પશુ, પક્ષી, મનુજ વિગેરેનો સમાવેશ થાય છે તે સર્વ નિત્યજ છે, અને તે સંબંધી સર્વ લીલા પણ નિત્યજ છે.

વળી છાંદોગ્ય ઉપનિષદ્માં નીચે પ્રમાણે પાઠ છે 'અથ આ બ્રહ્મપુરમાં જે આ દહર પુંડરિક વેશ્મ છે. આની અંદર દહર આકાશ છે. તેની અંદર જે છે તે શોધવું અને તે જાણવું.' પછી નીચે પ્રમાણે પ્રશ્ન અને ઉત્તર છે.

પ્ર૦—'ત્યાં શું છે જે શોધવું અને જાણવું ?'

ઉ૦—'જેટલું આ આકાશ છે તેટલું હૃદયમાં તે આકાશ છે, આકાશ અને ભૂમિ ઉભય આની અંદરજ સમાહિત છે' ત્યાર પછી અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રો

અંદરજ સમાહિત છે.' વિગેરેથી અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્ર, વિદ્યુત્, નક્ષત્રો કહી, 'અને જે અહિં છે અને જે નથી તે સર્વ આમાં સમાહિત છે' એમ કહ્યું છે. 'બ્રહ્મપુર જીર્ણ થાય અથવા નાશ પામે ત્યારે તેના આશ્રયવાળું શું અવશિષ્ટ રહે છે?' એ પ્રશ્નના (ઉત્તરમાં) 'આની જરાથી એ જીર્ણ થતું નથી, આના વધથી એ હણાતું નથી. આ સત્ય બ્રહ્મપુર (છે). આમાં કામો સમાહિત (છે). આ આત્મા પાપરહિત' ઇત્યાદિ છે. આહિં બ્રહ્મપુર શબ્દથી બ્રહ્મ ભગવાનનું પુર લીલાસ્થાન ગોકુલ મથુરા વિગેરે કહેલું છે. તેનો અર્થ શરીર હોય તો 'આ સત્ય બ્રહ્મપુર છે' એ આગળના વાક્યનો વિરોધ થાય. આના નિત્યત્વના કથન માટેજ તેની જરા વિગેરે હેતુથી તેના આશ્રિતના નાશનો પૂર્વપક્ષ કર્યો. પણ વસ્તુતઃ ત્યાં જરા વધ વિગેરેની સંભાવનાજ નથી, કારણકે 'આ સત્ય બ્રહ્મપુર છે.' તથાપિ 'દુર્જન સંતોષ પામો' એ ન્યાયથી 'આની જરાથી' ઇત્યાદિ જે કહ્યું છે તે તર્કિત છે એમ જાણવું. તેથીજ ભક્તોના સર્વ કામો તેમાં સારી રીતે રહેલા છે એમ કહ્યું. આ આનન્દમય અધિકરણમાં 'વિપશ્ચિત્ બ્રહ્મ સાથે તે સર્વ કામો ભોગવે છે' શ્રુતિના વ્યાખ્યાનમાં વર્ણવેલું છે. વળી 'દહર (બ્રહ્મ), ઉત્તર (સૂત્રમાં વર્ણવેલા હેતુને લીધે)' એ અધિકરણથી

---

કહેલાં છે. 'અને જે અહિં છે અને જે નથી તે સર્વ આમાં સમાહિત છે' એમ કહેલું છે. પછી નીચે પ્રમાણે પ્રશ્ન અને ઉત્તર છે.

પ્ર૦—'બ્રહ્મપુર જીર્ણ થાય અથવા નાશ પામે ત્યારે તેના આશ્રયવાળું શું અવશિષ્ટ રહે છે?'

ઉ૦—'આની જરાથી એ જીર્ણ થતું નથી, આના વધથી એ હણાતું નથી. આ સત્ય બ્રહ્મપુર (છે). આમાં કામો સમાહિત (છે). આત્મા પાપરહિત' વિગેરે.

આ પાઠમાં 'બ્રહ્મપુર' શબ્દ આવે છે. તે ભગવાનની લીલાના સ્થાન ગોકુલ, મથુરા વિગેરે માટે યોજેલો છે. 'બ્રહ્મપુર' શબ્દનો અર્થ બ્રહ્મ અર્થાત્ ભગવાનનું પુર એટલે લીલાસ્થાન એવો થાય છે. બ્રહ્મપુરનો અર્થ 'શરીર' થાય છે એમ કહેવાય નહિ, કારણ કે તેનો અર્થ 'શરીર' કરીએ તો આગળ 'આ સત્ય બ્રહ્મપુર છે' વાક્ય છે તેનો વિરોધ થાય. આ ભગવાનનું લીલાસ્થાન નિત્ય છે એવો બોધ કરવા, પ્રથમ તેની જરા વિગેરેથી તેનો આશ્રય કરી રહેલા લીલાનાં પદાર્થો જેવા કે કાનન વિગેરેનો નાશ થાય છે એવો પૂર્વપક્ષ કર્યો છે. વસ્તુતઃ શ્રી ગોકુલમાં જરા વધ વિગેરેની સંભાવના પણ નથી, કારણ કે તે 'સત્ય બ્રહ્મપુર' છે એમ શ્રુતિજ કહે છે. પરંતુ દુરાગ્રહ કરનાર 'દુર્જન સંતોષ પામો' એવા ન્યાયથી 'આની જરાથી એ જીર્ણ થતું નથી' વિગેરે ઉત્તર આપેલો છે. તેથી બ્રહ્મપુરની જરા, નાશનો માત્ર તર્કજ કરેલો છે. વસ્તુતઃ તેને જરા અને નાશ નથી એમ જાણવું. તેથીજ ભક્તોના સર્વે કામો તેમાં સમાહિત છે એમ પણ શ્રુતિ કહે છે. આ સર્વ 'વિપશ્ચિત્ બ્રહ્મ સાથે તે સર્વ કામો ભોગવે છે' શ્રુતિનું વ્યાખ્યાન કરતાં આનંદમય અધિકરણમાં કહેલું છે. વળી '**दहर उत्तरेभ्यः**' સૂત્રથી દહર શબ્દ ભગવાન માટે યોજાએલો

વ્યાસજીએ દહર શબ્દના વાચ્ય ભગવાન્ છે એવો નિર્ણય કરેલો છે. ભગવાનનું સ્થાન પણ ભગવાનના ધર્મવાળું હોવાથી તેની સ્થિતિને યોગ્ય છે એમ કહેવાને શ્રીગોકુલમાં રહેલા ભક્તના હૃદયકમલને પણ દહર કહ્યું. ત્યાં (ભક્તના હૃદયમાં) વ્યાપીને પ્રકટ થઇને સર્વ વ્યવહારના હેતુ તરીકે રહ્યા તેથી આકાશ કહ્યા, આકાશ વિગેરે દ્યુપ્રભૃતિ સાક્ષાત્ પુરૂષોત્તમની લીલાના ઉપયોગી પદાર્થો ભગવદાત્મક જ છે તેથી 'જેઓએ મારે માટે લોકધર્મનો ત્યાગ કર્યો છે તેઓનું હું ભરણ કરૂં છું' એ વાક્ય અનુસાર તેની અંદરજ રહેલા છે, પણ કાલને અધીન નથી અથવા તેનો આશ્રય કરી રહેલા નથી. 'જેટલું' એ પરિમાણનું સામ્ય ઉપલક્ષણ વિધિથી કહેલું છે એમ જાણવું. તેથી લીલાસ્થ પદાર્થો સ્વરૂપથી તો અલૌકિકસ્વરૂપ જ છે, તથાપિ 'લોક પ્રમાણે કેવલ લીલા છે' એ ન્યાયે લૌકિકસ્વરૂપ જેવા છે એમ જણાવ્યું છે. આમ હોવાથી નિર્વિઘ્નપણે મહાન ભાગ્યરાશિવાળા મનુષ્યોએ શ્રુતિવૃન્દોએ ઘણું ગાએલા, પુષ્કલ આનંદકંદવાળા લીલાના નિત્યત્વની હૃદયમાં ભાવના કરવી. વળી બૃહદ્વામનપુરાણમાં પણ ગાએલું છે. ઉત્તરસ્થાનમાં અને ખિલમાં ભૃગુ વિગેરે પ્રતિ બ્રહ્માના વાક્યો છે. "'નન્દ, ગોપ, અને વ્રજસ્ત્રીઓના પાદની રેણુની પ્રાપ્તિ માટે મેં પહેલાં સાઠ હજાર વર્ષ તપ કર્યું, તથાપિ મને તેમના પાદની રેણુ પ્રાપ્ત થઇ નહિ.' આ બ્રહ્માનું વાક્ય સાંભળીને ભૃગુએ પછી આદરસહિત પૂછ્યું કે 'તમારા જેવા

---

છે એમ વ્યાસજીએ પણ નિરૂપણ કરેલું છે. ભગવાનનું સ્થાન શ્રીગોકુલ પણ ભગવાનના ધર્મોથી યુક્ત છે. તેથી તે પણ તેજ સ્થિતિને યોગ્ય છે અર્થાત્ તે પણ 'દહર' કહેવાય છે. તેથીજ શ્રીગોકુલમાં રહેલાં ભકતોના હૃદયકમલરૂપી ભગવાનના સ્થાનને પણ 'દહર' કહેલું છે. ભગવાન્ આ ભક્તના હૃદયકમલરૂપી સ્વકીય સ્થાનમાં વ્યાપી, અર્થાત્ પ્રકટ થઈ સર્વ વ્યવહારના હેતુ થઇ રહ્યા તેથી તેમને 'આકાશ' કહ્યા. સાક્ષાત્ શ્રીપુરૂષોત્તમની લીલામાં આકાશ, વિગેરે જે જે પદાર્થો ઉપયોગી છે તે સર્વ પદાર્થો ભગવદાત્મકજ છે. તેથી તે સર્વ ભગવાનની અંદરજ રહેલા છે, પરંતુ કાલને અધીન નથી, તેમજ કાલનો આશ્રય કરીને રહેલા નથી. વળી ભગવાન્ પણ 'જેઓએ મારે માટે લોક ધર્મનો ત્યાગ કર્યો છે તેઓનું હું ભરણ કરૂં છું' એમ કહે છે. 'આ જેટલું આકાશ છે તેટલું આ હૃદયની અંદર આકાશ છે' શ્રુતિમાં ઉભયનાં પરિમાણનું સામ્ય કહેલું છે, તે માત્ર ઉપલક્ષણ વિધિથીજ કહેલું છે. તેથી એમ જણાય છે કે લીલાના સર્વ પદાર્થો સ્વરૂપથી અલૌકિકજ છે. '**लोकवत्तु लीलाकैवल्यम्**' બ્રહ્મસૂત્રના ન્યાયથી લીલાના સર્વ પદાર્થ અલૌકિકજ છે. ભગવાનની લીલા લોક જેવી છે એમ આ સૂત્રથી વ્યાસજી કહે છે. તેજ પ્રમાણે લીલાના સર્વ પદાર્થો પણ લોક જેવા અર્થાત્ વસ્તુતઃ અલૌકિકજ છે. આમ હોવાથી જેઓ અતિશય ભાગ્યશાળી હોય તેવા પુરૂષોએ શ્રુતિના વૃંદોએ ઘણું ગાએલા પુષ્કળ આનંદના કંદવાળા ભગવાનની લીલાના નિત્યપણાની નિર્વિઘ્નપણે કાંઇ પણ સંશય વિના ભાવના કરવી.

વળી બૃહદ્વામનપુરાણમાં ઉત્તરસ્થાનમાં અને ખિલ અથવા પરિશિષ્ટમાં ભૃગુ અને

પણ વૈષ્ણવની પાદરજનું ગ્રહણ કરે છે. હે પ્રભો! નારદ વિગેરે પ્રખ્યાત વૈષ્ણવો લોકમાં બહુ છે. તેમની તજી ગોપીની પાદરેણુ તમે પણ ગ્રહણ કરી તેમાં શો હેતુ છે તે મને કહો; મને સંશય છે.' પછી સર્વ શ્રુતિની પુરાતની કથા જે પરમ અદ્ભુત રહસ્ય છે તેનો વિચાર કરી બ્રહ્માએ ભૃગુને કહ્યું. બ્રહ્મા કહે છે. 'હે પુત્ર! વ્રજસુંદરીઓ સ્ત્રીઓ નથી, તેઓ ખરે શ્રુતિઓ છે. હું, શિવ, શેષ અને લક્ષ્મી પણ તેઓની સમાન કોઈ સમયે નથી. પ્રથમ જ્યારે પ્રાકૃત પ્રલય થયો, વ્યક્ત અવ્યક્ત થયું, અને કાલ અને માયાથી અતિગ અક્ષર ચિન્માત્ર બ્રહ્મ રહ્યું ત્યારે કેવલ બ્રહ્માનંદમય નિર્ગુણ અનાદિ અને અનન્ત વ્યાપિવૈકુંઠ નામનો લોક રહ્યો. અક્ષર વેદોનું ઉત્તમ સ્થાન પરમ બ્રહ્મ છે. એ લોકમાં રહેનાર પરથી પણ પરની ત્યાં રહેનાર વેદોએ સ્તુતિ કરી. પછી ઘણી સ્તુતિથી તુષ્ટ થઇ પરોક્ષરીતે વાણીવડે તેમને 'હે પ્રાજ્ઞા! હું તુષ્ટ થયો છું. મનમાં જે વર ઇચ્છેલો હોય તે કહો' એમ કહ્યું. શ્રુતિઓ કહે છે. 'હે અચ્યુત, અમે નારાયણ વિગેરે રૂપો જાણ્યા. હે સર્વ, તે સગુણ બ્રહ્મ છે, અમારી તેમાં વસ્તુબુદ્ધિ નથી. જે નિર્ગુણ પર રૂપને અમે બ્રહ્મ એમ કહીએ છીએ તે વાણી અને મનને ગોચરથી અતીત હોવાથી જાણતા નથી. જો અમને વર આપવો હોય તો જેને પુરાવિદ્ 'આનન્દમાત્ર' એમ કહે છે એ રૂપનાં અમને દર્શન કરાવો.' આ સાંભળીને, પ્રકૃતિથી પર, માત્ર આનંદનાજ કેવલ અનુભવવાળા અક્ષર મધ્યે રહેલા પોતાના લોકનું દર્શન કરાવ્યું. ત્યાં ઇચ્છાઓ પુરી પાડનાર વૃક્ષોથી સર્વ ઋતુઓમાં સુખ આપનાર અતિશય મનોરમ નિકુંજવાળું વૃન્દાવન નામનું વન (છે). ત્યાં સારા ઝરા અને ગુફાઓવાળો રત્ન અને ધાતુવાળો, સારા પક્ષિગણથી સંકુલ શ્રીમાન્ ગોવર્દ્ધન નામે (પર્વત છે.) ત્યાં નિર્ઝરના જેવા પાણીવાળી, રત્નથી બાંધેલા ઉભય તટવાળી, હંસ, પદ્મ વિગેરેથી સંકુલ નદીઓમાં ઉત્તમ કાલિન્દી (છે). ત્યાં ભિન્ન ભિન્ન રાસના રસમાં ઉન્મત્ત થએલો ગોપિકાઓનો સમૂહ (છે), અને તે સમૂહની મધ્યે રહેલા કિશોર આકૃતિવાળા અચ્યુત છે. આવું દર્શન કરાવી પૂછ્યું કે 'તમારૂં શું (પ્રિય) કરૂં તે કહો. આ મારો લોક જોયો તેનાથી વધારે સારૂં (કાંઇ) નથી.' શ્રુતિઓ કહે છે. 'તમારા કોટિકંદર્પલાવણ્યના દર્શન થવાથી, અમારા મન કામિનીભાવ પામીને સ્મરથી ક્ષુબ્ધ થયાં, એમાં સંશય નથી. જેમ તમારા લોકમાં વસનાર ગોપિકાઓ રમણ માનીને કામતત્ત્વથી ભજન કરે છે તેવી અમારી ઇચ્છા થઈ.' શ્રીભગવાન્ કહે છે. 'તમારો સારો મનોરથ દુર્લભ અને દુર્ઘટ છે, અને મારૂં અનુમોદન પામી સારી રીતે સત્ય થવા લાયક છે. આવતા બ્રહ્મામાં સૃષ્ટિ માટે ઉદ્યમ થાય ત્યારે, સારસ્વત કલ્પમાં વ્રજમાં તમે ગોપીઓ થશો. પૃથિવીપર ભારતક્ષેત્રમાં મારા મથુરાના મંડલમાં વૃંદાવનમાં રાસમંડલમાં હું તમને પ્રિય

થઇશ. (તમે) સર્વે મારી અંદર જારધર્મથી સુદૃઢ સર્વથી અધિક સ્નેહ પામી કૃતકૃત્ય થશો ' બ્રહ્મા કહે છે. ' આ સાંભળીને તેઓ ભગવાનના રૂપનું લાંબા સમય સુધી ધ્યાન કરી, વર્ણવેલો સમય પ્રાપ્ત કરી ગોપીઓ થઈ હરિને પામી.' " અહિં શ્રુતિઓએ ' સર્વે વેદાન્તપ્રત્યય ગુણાતીત વાણી અને મનને ગોચરથી અતીત આનન્દૈકરૂપ જે તમારૂં રૂપ છે તેનું દર્શન કરાવો ' એમ પ્રાર્થના કરેલા ભગવાને ગોકુલ ત્યાં રહેલું પોતાનું સ્વરૂપ, અને ત્યાં થતી લીલાના દર્શન કરાવ્યાં એમ કહ્યું છે. જો આ સર્વવેદાન્તપ્રત્યયત્વ વિગેરે ગુણોથી વિશિષ્ટ હોય તોજ આ ઘટે. આમ હોવાથી તેમની નિત્યતા નિઃશંક સિદ્ધ થાય છે. ત્યાં રહેલું સ્વરૂપજ નિત્ય છે, પરન્તુ લોક નિત્ય નથી એમ કહેવાય નહિ, કારણ કે લોકપ્રદર્શન અપ્રાર્થિત હોવાથી વ્યર્થ થઈ જાય. તેથી સ્વરૂપના દર્શન માટેજ પ્રાર્થના કરેલી હોવા છતાં વૃંદાવન વિગેરેનાં પણ દર્શન કરાવ્યાં તેથી ભગવાનનું રૂપ સદા વૃંદાવન વિગેરે વર્ણવેલી સામગ્રીથી વિશિષ્ટજ છે, કેવલ નથી એમ જણાવ્યું છે. વસ્તુજ એવાજ પ્રકારની હોવાથી અહિં અલ્પ

---

બ્રહ્માનાં વાક્યો છે. ત્યાં શ્રુતિઓની કથા બ્રહ્માએ ભૃગુને કહેલી છે, તેમાં પણ રાસલીલાનું વર્ણન છે તેથી પણ લીલા તથા તેના સર્વ પદાર્થો નિત્યજ છે એમ જણાય છે. કારણ કે આ સ્થલે શ્રુતિઓ ભગવાનને એવી પ્રાર્થના કરે છે કે ' સર્વવેદાન્તપ્રત્યય ગુણોથી અતીત વાણી અને મનને ગોચર પદાર્થથી અતીત કેવલ આનંદરૂપ જે આપનું સ્વરૂપ છે તેનાં દર્શન કરાવો. ' શ્રુતિઓએ ભગવાનને આવી પ્રાર્થના કરી ત્યારે ભગવાને શ્રીગોકુલ, ત્યાં રહેલું પોતાનું સ્વરૂપ અને ત્યાં થતી લીલા સર્વનાં દર્શન કરાવ્યાં. શ્રુતિઓની પ્રાર્થના જેવી હતી તેવાંજ ભગવાને દર્શન કરાવ્યાં એમ અવશ્ય માનવું જોઇએ. તેથી સર્વવેદાન્તપ્રત્યય ગુણોથી અતીત એવાં ભગવાનનાં સ્વરૂપનાંજ દર્શન શ્રુતિઓને થવાં જોઇએ. તેથી શ્રીગોકુલ, ત્યાંની લીલા અને ત્યાંનું ભગવાનનું સ્વરૂપ સર્વ ભગવાનનું સર્વવેદાન્તપ્રત્યય ગુણોથી અતીત સ્વરૂપ છે એમ અવશ્ય માનવું જોઇએ. નહિ તો આવી પ્રાર્થના અને દર્શન સંભવે નહિ. આ પ્રમાણે શ્રીગોકુલ વિશિષ્ટજ ભગવાનનું સ્વરૂપ છે તેથી શ્રીગોકુલ, લીલા, લીલાના પદાર્થો સર્વ નિત્યજ છે એમાં કાંઇ પણ સંદેહ રહેતો નથી. ત્યાં રહેલું ભગવાનનું સ્વરૂપજ નિત્ય છે પરંતુ શ્રીગોકુલ લીલા વિગેરે નિત્ય નથી એમ કહી શકાય નહિ, કારણ કે એમ હોય તો શ્રુતિઓએ માત્ર ભગવાનના સ્વરૂપનાંજ દર્શન કરાવવા પ્રાર્થના કરી હતી, ભગવાનના લોકનાં દર્શન કરાવવાની પ્રાર્થના કરી નહતી, તેથી ભગવાને પોતાના લોકના દર્શન કરાવ્યાં તે વ્યર્થ થાય. માત્ર સ્વરૂપનાંજ દર્શન કરાવવાની પ્રાર્થના કરેલી હોવા છતાં, લોક લીલા વિગેરે સર્વનાં દર્શન ભગવાને કરાવ્યાં તેથી ભગવાનનું સ્વરૂપ તેમના લોક, લીલા વિગેરેથી સદા વિશિષ્ટજ છે એવો ભાવાર્થ છે. ભગવાનનાં લોક, લીલા વિગેરેનો સ્વરૂપમાંજ સમાવેશ થાય છે. તેથી જેમ વૃક્ષ અને તેનાં ફલ, ફૂલ વિગેરેમાં સ્વગતદ્વૈત છે તે પ્રમાણે ભગવાનનું સ્વરૂપ અને ભગવાનનો લોક વિગેરેમાં સ્વગતદ્વૈત થાય, અર્થાત્ ભગવાનનું સ્વરૂપ અને તેમનો લોક વિગેરે ભિન્નાભિન્ન થાય તેમાં કાંઈ ક્ષતિ નથી. કારણ કે ' तस्माद्भिन्ना एतास्तु आभिर्भिन्नो न वै प्रभुः । भूमावुत्तारितं सर्वं वैकुण्ठस्वर्गवासिनम् '

પણ શંકા નથી. તેથીજ બ્રહ્મધર્મસ્વરૂપના વિચારમાં ' તેજ હોવાથી, પ્રકાશાશ્રયની પેઠે ' એમ બાદરાયણે સૂત્ર યોજ્યું. આ જેમ છે તેમ પ્રથમજ કહેલું છે. તેથીજ આ લીલાનું ઋગ્વેદમાં બીજી ઋક્‌માં નિરૂપણ કરેલું છે. ' **जज्ञान एव व्यबाधत स्पृधः प्रापश्यद्वीरोऽभिपौंस्यं रणम् । अवृश्चदद्रिमव स स्पदसृजद-स्तभ्नान्नाकं स्वपस्यया पृथुम् ॥** ' એમ (મંત્ર છે.) ' જજ્ઞાન એવ ' ગોકુલમાં માત્ર પધારવાથીજ, સ્પૃધઃ ( અર્થાત્ ) પૂતના તૃણાવર્ત વિગેરે શત્રુઓનો, વ્યબાધત ( અર્થાત્ ) વિવિધ પ્રકારથી અથવા વિશેષે કરીને નાશ કર્યો. પછી વીરઃ ( અર્થાત્ ) શૂરવીરે, મથુરા, દ્વારકા વિગેરેમાં અભિપૌંસ્યમ્ ( અર્થાત્ ) પોતાના પૌરુષને યોગ્ય, રણું ( અર્થાત્ ) દૈત્યોની સાથેના સંગ્રામનો, પ્રાપશ્યત્ ( અર્થાત્ ) અનુભવ કર્યો, એવો અર્થ છે. ભૂમિપર રહેલા દૈત્યોનો નાશ વર્ણવી દેવેન્દ્રના મદનો ભંગ કરનાર કહે છે. અદ્રિમ્ ( અર્થાત્ ) ગોવર્દ્ધન પર્વતને, અવૃશ્ચત્ ( અર્થાત્ ) ધારણ કર્યો. સઃ તેમણે, સ્પત્ ( અર્થાત્ ) સ્રવણ કરતા ઇન્દ્રે પ્રેરેલા જલનો, અવાસૃજત્ ( અર્થાત્ ) અધિક્ષેપ કર્યો, નિવારણ કર્યું. આ સ્વયસ્યયા ( અર્થાત્ ) ગોકુલમાં સ્થિતિ કરવા લીલા કરવાની

---

' તેથી આ ભિન્ન નથી, અને પ્રભુ આથી ભિન્ન નથી, વૈકુંઠે સ્વર્ગમાં રહેનાર સર્વ ભૂમિપર ઉતારેલું છે ' એ શ્રીગોપાલતાપનીય ઉપનિષદ્‌ની શ્રુતિને લીધે, તથા ' જે પરમ અક્ષરમાં પ્રજા ' વિગેરે તૈત્તરીય ઉપનિષદ્‌ની શ્રુતિને લીધે ભગવાનનો લોક અને ત્યાં રહેનાર સર્વ ભગવાનથી અત્યન્ત ભિન્ન નથી તેમજ અત્યન્ત અભિન્ન પણ નથી, પરંતુ ભિન્નાભિન્નજ છે. તેથી વૃક્ષ અને તેના ફલનો જેવો સ્વગતભેદ છે તેવો સ્વીકારવામાં પણ કાંઈ ક્ષતિ નથી. ભગવત્સ્વરૂપજ એવું છે તેથી કાંઈ શંકા રહેતી નથી. આ પ્રમાણે ભગવત્સ્વરૂપ અને લોક, લીલા વિગેરે ભગવદ્ધર્મો ભગવાનથી ભિન્નાભિન્નજ હોવાથી વ્યાસજીએ પણ ' **प्रकाशाश्रयवद्वा तेजस्त्वात्** ' સૂત્ર યોજેલું છે. આ સૂત્રનો અર્થ અમે પ્રથમ કરેલો છે ત્યાં પણ આ સર્વનું નિરૂપણ કરેલું છે.

ભગવાનની લીલા, લીલાના પદાર્થ વિગેરે નિત્યજ છે, તેથીજ ઋગ્વેદમાં '**जज्ञान एव**' વિગેરે બીજી ઋક્‌માં પણ ભગવાનની લીલાનું નિરૂપણ કરેલું છે. આ ઋક્‌નો અર્થ નીચે પ્રમાણે થાય છે. **जज्ञान एव** અર્થાત્ શ્રીગોકુલમાં ભગવાનનો જન્મ થયો એવામાં, માત્ર શ્રીગોકુલમાં જન્મીનેજ **स्पृधः** પૂતના તૃણાવર્ત વિગેરે શત્રુઓને ભગવાને **व्यबाधत** વિવિધ પ્રકારથી અથવા વિશેષે કરીને હણ્યા. ત્યાર પછી **वीरः** વિક્રાંત અર્થાત્ શૂરવીર ભગવાને મથુરા દ્વારિકા વિગેરે સ્થલોમાં **अभिपौंस्यम्** પોતાના પૌરુષ અથવા પુરૂષાર્થને યોગ્ય **रणम्** રણનો **प्रापश्यत्** અનુભવ કર્યો, અર્થાત્ પછી ભગવાને મથુરા દ્વારિકા વિગેરે સ્થલોમાં પોતાના પુરૂષાર્થને યોગ્ય સંગ્રામ કર્યા. આ પ્રમાણે ભગવાને ભૂમિપરના દૈત્યોનો સંહાર કર્યો એમ કહ્યું. પછી ભગવાને દેવ ઇંદ્રના મદનો ભંગ કર્યો એમ ઋક્ કહે છે. **अद्रिम्** ગિરિવર શ્રીગોવર્ધનગિરિને **अवृश्चत्** ધારણ કર્યો. **स** ભગવાને **स्पत्** સ્રવણ કરતાં અથવા વહેતાં ઇંદ્રે મોકલેલા જલનો **अवासृजत्** અધિક્ષેપ કર્યો, અર્થાત્ ભગવાને ઇંદ્રે ક્રોધથી મોકલેલા જલનું નિવારણ કર્યું. આવી **स्वयस्यया** શ્રીગોકુલમાં સ્થિતિ કરવા લીલા

**ઇચ્છાથી પૃથુમ્ ( અર્થાત્ ) વિસ્તીર્ણ, નાકમ્ અસ્તભ્નાત્ ( અર્થાત્ ) (સ્વર્ગનો) પ્રતિબંધ કર્યો, ઇંદ્ર વિગેરે દેવોના મદનો સ્તંભ કર્યો એવો અર્થ છે. વળી દશમસ્કંધમાં કાત્યાયન્યર્ચન વ્રત પછી વરદાન કરવા આવેલા ભગવાને ' મારી સાથે આ રાત્રિઓ રમણ કરશો ' એવું વ્રજવરકુમારી પ્રતિ વરદાનવચન કહેલું છે. અહિં ' આ રાત્રિઓ ' એમ 'આ' શબ્દથી તેઓને સર્વ રાત્રિઓ સામી રાખી દર્શાવી એમ જણાય છે. નહિ તો ' તે રાત્રિઓ ' એમ કહેત. વળી પ્રાતઃસમયે કહેલું છે તેથી તેઓ આ રાત્રિની સજાતીય હોવાથી, આ રાત્રિમાંજ 'આ' એવો પ્રયોગ કર્યો છે એમ કહી શકાય નહિ. વળી બહુવચન અનુપપન્ન**

---

કરવાની ઇચ્છાથી **पृथुम्** વીસ્તીર્ણ **नाकम्** સ્વર્ગનો **अस्तभ्नात्** પ્રતિબંધ કર્યો અર્થાત્ ઇંદ્ર વિગેરે દેવોના મદનો સ્તંભ કર્યો. ઇંદ્ર વિગેરે દેવોનો મદ દૂર કર્યો. આ ઋક્‌માં ભગવાને દૈત્યોનો નાશ કર્યો એમ કહેલું છે. દૈત્યોનો ભગવાને નાશ કર્યો, તેથી આધુનિક સમયમાં દૈત્યો વિદ્યમાન નથી, અને તેથી ભગવાનની લીલાના પદાર્થ દૈત્યો અનિત્ય છે એવી શંકા કરવી નહિ. ' **असुरानीकवीर्यः** ' વિગેરે વાક્યથી દૈત્યો ભગવાનના વીર્યાત્મક હોવાથી નિત્યજ છે. વળી ' **व्यबाधत** ' ' નાશ કર્યો ' વિગેરે ભૂતકાલનો પ્રયોગ આ ઋક્‌માં કરેલો છે, તેથી બાધ અથવા નાશ કરવાની ક્રિયા આધુનિક સમયમાં નથી તેથી તે પણ અનિત્ય છે એવી શંકા પણ કરવી નહિ; કારણકે ' હે સૌમ્ય, સા પૂર્વે સત્જ હતું ' ' નારાયણ એકજ હતા ' વિગેરે વાક્યમાં પણ ભૂતકાલનો પ્રયોગ કર્યો છે, ત્યાં એવો અર્થ થાય છે કે સત્ અને નારાયણ તે સમયે પણ હતા. સત્ અને નારાયણ આધુનિક સમયમાં નથી એમ કહેવાનો આ વાક્યોનો આશય નથી, પરંતુ તે સમયે પણ સત્ અને નારાયણ હતાજ એવો બોધ કરવાનો આશય છે. તેજ પ્રમાણે અહિં પણ છે. વળી ભગવાનની ઇચ્છા એવા પ્રકારની છે કે દૈત્યોના નાશની ક્રિયા થઈ ગએલી હોય એવો લોકોને અનુભવ થાય. તેથી તિરોભાવ શક્તિથીજ એ ક્રિયા થઈ ગઈ હોય એવો ભગવાન અનુભવ કરાવે છે. તેથી ભૂતકાલ યોજેલો છે, પરંતુ એ ક્રિયા આધુનિક સમયમાં નથી એમ કહેવાનો તેનો ભાવાર્થ નથી.

વળી દશમસ્કંધમાં કાત્યાયનીના અર્ચનના વ્રત પછી ભગવાન્ ગોપિકાઓને વરદાન આપવા પધારે છે. તે સમયે ' મારી સાથે આ રાત્રિઓ રમણ કરશો ' એવું ભગવાન્ વ્રજની ઉત્તમ કુમારીઓને વરદાન કરે છે. ભગવાન્ ' આ રાત્રિઓ ' શબ્દો યોજે છે, તેથી તે સર્વ રાત્રિઓને પોતાની સામે રાખી ગોપિકાઓને દર્શાવે છે એવો નિશ્ચય થાય છે, કારણ કે એમ હોય તોજ ' આ ' શબ્દ યોજાય. જો ભગવાને તે સમયે તે સર્વ રાત્રિઓને પોતાની સામે રાખી કુમારીઓને દર્શાવી ન હોત તો ' તે રાત્રિઓ ' શબ્દોજ ભગવાન્ યોજત. વળી આ વાક્ય ભગવાને પ્રાતઃકાલમાં યોજેલું છે. જો ભગવાને રાત્રિ સમયે આમ કહ્યું હોત તો તે રાત્રિના જેવી રાત્રિઓમાં રમણ કરીશ એવા ભાવાર્થથી તે રાત્રિ દર્શાવી સાજાત્યને લીધે 'આ રાત્રિઓ' એવું વાક્ય યોજે. પરંતુ ભગવાને રાત્રિએ આ વાક્ય કહેલું નથી, પણ પ્રાતઃકાલેજ કહેલું છે. તેથી ભગવાને એ વાક્ય કહ્યું તે દિવસની રાત્રિ દર્શાવી, રમણની રાત્રિઓ તેના જેવીજ હોવાથી

થાય. 'આ' શબ્દ ભગવાનની બુદ્ધિમાં રહેલી રાત્રિઓનો વાચક હોવાથી સર્વ ઉપપન્ન થશે એમ કહેવાય નહિ, કારણ કે કથન પરની પ્રતિપત્તિ માટે હોવાથી આમ કહેવા છતાં કુમારીઓને તેઓનો બોધ સંભવે નહિ, અને તેથી કથન વ્યર્થ થઇ જાય. વળી ભગવાન્ સત્યસંકલ્પ હોવાથી, અને સત્યસંકલ્પત્વનો વિષય અબાધિત હોવાથી અહિં તે રાત્રિઓનો તરતજ અભાવ રહે તો પૂર્વે વર્ણવેલું સત્યસંકલ્પત્વ અનુપપન્ન થાય.–'હે સારી ભ્રમરવાળી, તારે ઘેર આવીશ' 'હું આવીશ એમ દૂતદ્વારા' 'તમારા સગાઓને જોવા આવીશું' વિગેરે સ્થલે ભવિષ્યમાં થનાર ભગવાનનું આગમન તેજ સમયે છે એમ કેમ કહી શકાય? એમ હોય તો કથન વ્યર્થ થાય, અને અનુભવનો વિરોધ થાય.–એમ નહિ. સર્વ લીલા નિત્ય હોવાથી, પૂર્વસિદ્ધજ (લીલાનો) ક્રમે આવિર્ભાવ થાય છે એમ પ્રથમજ કહ્યું છે, તેથી ભગવાનનું આગમન આ સમયે અહિં અપ્રકટિત હોવાથી, આ સમયે પ્રકટ કરેલી લીલામાં જેનો સમાવેશ હોય તેઓને તેનો

---

સાજાત્યને લીધે માત્ર જાતિના અભિપ્રાયથી 'આ રાત્રિઓમાં' વાક્ય યોજ્યું છે એમ કહી શકાય નહિ. વળી એવા હેતુથી આ વાક્ય યોજેલું હોય તો 'આ રાત્રિઓ' એમ બહુવચન યોજાય નહિ. વળી ભગવાને પોતાની બુદ્ધિમાં રમણની રાત્રિઓ રાખીને 'આ રાત્રિઓ' એમ કહ્યું એમ પણ કહેવાય નહિ, કારણ કે વક્તા વાક્ય યોજે તે પોતાને અર્થ સમજવા યોજતા નથી, પરંતુ શ્રોતાઓ અથવા બીજાઓ અર્થ સમજે એવા હેતુથીજ વાક્યો યોજવામાં આવે છે. ભગવાન્ પોતાની બુદ્ધિમાં રમણની રાત્રિઓ રાખીનેજ 'આ રાત્રિઓ' કહે તો તેથી કુમારીઓને રાત્રિઓનો બોધ થાય નહિ, અને તેથી ભગવાનનું વચન નિરર્થક અથવા વ્યર્થ થઇ જાય. વળી ભગવાન્ સત્યસંકલ્પ છે. સત્યસંકલ્પનો સંકલ્પ સદા સત્યજ હોવો જોઇએ. ભગવાને 'આ રાત્રિઓ' એવો સંકલ્પ કર્યો. તે સમયે તે રાત્રિઓ ત્યાં ન હોય તો ભગવાનનો આ સંકલ્પ અસત્ય થઇ જાય. સત્યસંકલ્પનો સંકલ્પ કદાપિ અસત્ય હોઇ શકેજ નહિ. ભગવાનનો સંકલ્પ અસત્ય થાય તો તેમના સત્યસંકલ્પત્વ ગુણની ક્ષતિ થાય. તેથી ભગવાને 'આ રાત્રિઓ' કહ્યું તે સમયે તે રાત્રિઓ ત્યાં અવશ્ય હોવીજ જોઇએ.

પૂર્વપક્ષી—'હે સારી ભ્રમરવાળી, તારે ઘેર આવીશ' 'હું આવીશ એમ દૂતદ્વારા' 'તમારા સગાઓને જોવા આવીશું' વિગેરે વાક્યો પણ છે. આ વાક્યોમાં ભગવાનનું આગમન ભવિષ્યમાં થશે એમ સ્પષ્ટ કહેલું છે. આ ભગવાનનું ભાવિ આગમન પણ આ વાક્ય યોજાયાં તે સમયે પણ હતું એમ કહી શકાય નહિ. તેથી ભગવાનનું આગમન નિત્ય નથી, અને લીલાના નિત્યપણાનો બાધ થાય છે. ભગવાનનું આગમન આ વાક્ય યોજાયાં તે સમયે પણ હોય તો આ વાક્યો વ્યર્થ થઇ જાય, અને અનુભવથી વિરૂદ્ધ થાય.

સિદ્ધાન્તી—એવી શંકા કરવી નહિ, કારણકે ભગવાનની સર્વ લીલા નિત્યજ છે, તેથી પૂર્વસિદ્ધ અથવા પૂર્વે હતી તેવીજ લીલાનો ક્રમથી આવિર્ભાવજ થાય છે એમ પ્રથમ પણ કહી ચુક્યા છીએ. તેથી આ વાક્યો યોજાયાં ત્યારે પણ ભગવાનનું આગમન અવશ્ય હતુંજ, પરંતુ તે પ્રકટ નહતું. તેથી તે સમયે જે પ્રકટ લીલા હતી તે લીલામાં જેમનો સમાવેશ હતો તે સર્વને ભગવા-

અનુભવ થતો નથી તેથી, અને ભગવાન્ સર્વજ્ઞ હોવાથી તે લીલા પણ તેમના અનુભવનો વિષય છે તેથી સર્વ ઉપપન્ન છે.–આ સમયે પ્રકટ થએલી લીલામાં જેમનો સમાવેશ છે તેઓજ ભવિષ્યમાં પ્રકટ કરવાની લીલાના પણ સંબંધી છે એમ અવશ્ય કહેવું જોઇએ, કારણ કે "મને પૂર્વે 'આવીશ' એમ કહેલું હતું તેથી આવ્યા" એમ એવાજ પ્રકારનો તેમનો અનુભવ છે. નહિ તો અન્ય સ્થલે કહે અને અન્ય સ્થલે જાય એમ સત્યવક્તાપણું અનુપપન્ન થાય, અને જેમને કહ્યું હોય તેઓની ભગવાનની આશાથી સ્થિતિ અનુપપન્ન થાય. તેથી નિત્યજ લીલાનો ક્રમે આવિર્ભાવ થાય છે એમ કેમ સંભવે?–અહિં આમ જણાય છે. લીલાનું નિત્યત્વ કેવલ લૌકિક યુક્તિથી નથી, પરન્તુ 'જનનિવાસનો જય થાય છે' વિગેરે કહેલી સ્મૃતિ અને શ્રુતિના પ્રમાણથી સિદ્ધ થાય છે. તેથી અબાધિત પ્રામાણ્યવાળા કહેલાં પ્રમાણોથી સિદ્ધ થયું તો તે વસ્તુમાં કાંઇ પણ અનુપપત્તિ નથી એમ માનવું, કારણકે તેમજ પ્રમાણથી સિદ્ધ થાય છે. પરંતુ તેમાં અનુપપત્તિ પોતાની બુદ્ધિથી કલ્પેલી છે. તેનો નીચે પ્રમાણે

---

નનું આગમન અપ્રકટજ હોવાથી તેનો અનુભવ થતો ન હતો, પરંતુ ભગવાન્ સર્વજ્ઞ હોવાથી તેમને તે સમયે પણ તેનો અનુભવ હતોજ. તેથી ભગવાનના અનુભવ પ્રમાણે વિચાર કરીએ તો તે ભગવાનનું આગમન નિત્ય છે. ભક્તના અનુભવ પ્રમાણે વિચાર કરીએ તો આ સર્વ વાક્યો અર્થવાળાજ છે, વ્યર્થ નથી. તેથી આ વાક્યો પણ યોગ્યજ છે.

પૂર્વપક્ષી—આ વાક્યો યોજાયાં તે સમયે જે લીલા પ્રકટ હતી તેમાં જેઓનો સમાવેશ હતો, તેજ લોકોનો ભવિષ્યમાં આગમન સમયે જે લીલા પ્રકટ થવાની હતી તેમાં પણ સમાવેશ થાય છે એમ અવશ્ય કહેવું જોઈએ; કારણકે અન્ય અન્ય લોકોનો તે સમયોની લીલામાં સમાવેશ થતો હોય તો ભગવાને એકને 'તારે ઘેર આવીશ' કહ્યું, અને અન્યને ઘેર ભગવાન્ પધાર્યા એમ કહેવાય. તેથી આ વાક્ય સત્ય કહેવાય નહિ. વળી જેઓને ભગવાને 'તારે ઘેર આવીશ.' એમ કહ્યું, તેઓની ભગવાનના આગમનની આશાથી સ્થિતિ રહી એમ કહેલું છે તે પણ વ્યર્થ થાય; કારણકે ભગવાન્ તો ઉપર કહ્યું તેમ અન્યને ઘેર પધારે છે. તેથી આ સર્વ દોષ ન આવે એવા હેતુથી તે સમયોની લીલામાં તેજ લોકોનો સમાવેશ થાય છે એમ અવશ્ય કહેવું જોઇએ. જો ભગવાનની સર્વ લીલા નિત્ય હોય, તો ભગવાનનું આગમન પણ નિત્યજ હોવું જોઇએ. જેઓને ઘેર ભગવાનનું આગમન થાય છે તેઓને ઘેર ભગવાનનું આગમન નિત્ય હોવું જોઇએ. એમ હોય તો તેઓને આગમન ભાવિ લાગવું જોઇએ નહિ. તેથી ભગવાનની લીલા નિત્ય સંભવતી નથી.

સિદ્ધાન્તી—અહિં સત્ય નીચે પ્રમાણે છે. ભગવાનની લીલાનું નિત્યપણું માત્ર લૌકિક યુક્તિઓથી સિદ્ધ થતું નથી, પરંતુ 'જનનિવાસનો જય થાય છે' વિગેરે સ્મૃતિ અને શ્રુતિઓથી ઉપર નિરૂપણ કર્યું તેમ સિદ્ધ થાય છે. ઉપર કહ્યાં તે શ્રુતિ સ્મૃતિઓ અબાધિત પ્રમાણ છે અને તેમનાથી લીલાનું નિત્યપણું સિદ્ધ થાય છે તેથી તેમાં કાંઈ પણ અનુપપત્તિ નથી એમ માનવું જોઇએ; કારણકે તેમજ પ્રમાણથી સિદ્ધ થાય છે. જે પ્રમાણથી સિદ્ધ થાય તેમાં કાંઈ અનુપપત્તિ સંભવતી નથી. તેથી તેમાં જે અનુપપત્તિ ભાસે છે તે માત્ર

પરિહાર કરવો. ‘ તે રસ છે ’ શ્રુતિ અને ‘ સર્વરસ ’થી ભગવાન્ સર્વરસરૂપ છે એ નિર્વિવાદ છે. તેથી જ્યાં જે સમયે ( જે ભક્તોને ) ‘ હું આવીશ ’ એમ કહે છે તે ભક્તોના તે સમયના ભગવદાગમન વિષયની પરમાર્તિરૂપ રસનું પોષણ કરવા ભગવાને એમ કહેલું હોવાથી, તે સમયે ભક્તોમાં ‘ મારે ઘેર સર્વથા પ્રિય પધારશે ત્યાં આવે આવે પ્રકારે મારા મનોરથ પૂર્ણ થશે ’ એવા નિશ્ચયથી અમન્દ આનન્દરૂપ અતિવિલક્ષણ અમુક રસભાવ ઉત્પન્ન થાય છે. ભગવાનને તેના ભાવના દર્શનથી ઉત્પન્ન થતો તે સમયને અનુરૂપ પરમાનન્દરૂપ અમુક ભાવનો અનુભવ થાય છે. તેથી પૂર્વે કહેલી શ્રુતિથી આ સ્વરૂપાત્મક રસનોજ સદા અનુભવ કરે છે એમ સિદ્ધ થાય છે. પૂર્વે કહેલા ભક્તને ઘેર પધારે ત્યારે, પૂર્વના અવધિનો વિચાર કરી તે સમયનું અતિક્રમણ કરી અથવા અતિક્રમણ કર્યા વિના પધારેલા પ્રિયતમમાં જે રસાત્મક અમુક ભાવ હોય તે આત્મરૂપ ( ભાવનો ) રસરૂપ થઇ વર્ણવેલા ન્યાય પ્રમાણે અનુભવ કરે છે, અહિં પૂર્વે કહેલા અને આના ભેદની શંકા કરવી નહિ, કારણ કે ‘ પૂર્વે મને આમ કહ્યું હતું ’ એવા અનુસન્ધાનથીજ એવા પ્રકારના રસની ઉત્પત્તિ થાય છે, અન્ય પ્રકારે થતી નથી. તેથી તે તે રસ તે તે પ્રકારનો હોવાથી અને રસ

---

આપણી બુદ્ધિથી કલ્પેલી છે એમ જણાય છે. આ આપણી બુદ્ધિથી કલ્પેલી અનુપપત્તિનો નીચે પ્રમાણે પરિહાર કરવો. ‘ તે રસ છે ’ ‘ સર્વરસ ’ આ બે શ્રુતિથી ભગવાન્ સર્વરસરૂપ છે અર્થાત્ ભગવાન્ વિભાવ વિગેરે સર્વરસરૂપ છે એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. તેથી ભગવાન્ જ્યારે જેને ‘ તારે ઘેર આવીશ ’ એમ કહે છે તે સમયે તે ભક્તને ભગવાનના ભાવિ આગમનની પરમ આર્તિ થાય છે. આ આર્તિરૂપ રસનું પોષણ કરવા જ ભગવાન્ ‘ તારે ઘેર આવીશ ’ એમ કહે છે. આ પ્રમાણે ભગવાન્ કહે છે ત્યારે તે ભક્તને ‘ મારે ઘેર સર્વથા પ્રિય પધારશે, ત્યાં આવે આવે પ્રકારે મારા મનોરથ પૂર્ણ થશે. ’ એવો નિશ્ચય થાય છે. તેથી અતિશય આનંદરૂપ અતિવિલક્ષણ રસના અમુક અમુક ભાવો તે ભક્તમાં તે સમયે ઉત્પન્ન થાય છે, અને આ ભક્તના ભાવ જોવાથી ભગવાનને પણ તે સમયને અનુરૂપ પરમાનંદરૂપ અમુક ભાવનો અનુભવ થાય છે. ‘ તે રસ છે ’ શ્રુતિથી આ સર્વ રસ ભગવાનના સ્વરૂપાત્મકજ છે. તેથી સ્વરૂપાત્મક રસનોજ તે સદા અનુભવ કરે છે એમ સિદ્ધ થાય છે. ‘ પ્રથમ તારે ઘેર આવીશ ’ એમ જે ભક્તને આશ્વાસન આપ્યું તે ભક્તને ઘેર પ્રભુ પછી પધારે છે. તે સમયે પૂર્વના સમયનું તે મનન કરે છે અને તે સમયે કહેલા સમયનું અતિક્રમણ કરી અથવા અતિક્રમણ કર્યા વિના ભગવાન્ પધારે છે, ત્યારે ભગવાનમાં જે રસાત્મક અમુક ભાવો હોય છે તે પ્રથમ કહ્યું તેમ આત્મરૂપ અથવા ભગવદ્રૂપ રસાત્મક ભાવોનો રસરૂપ થઈ તે અનુભવ કરે છે. તેથી પૂર્વે જેમને કહ્યું હોય તે અને આ ભક્તો ભિન્ન છે એવી શંકા કરવી નહિ, કારણ કે ‘ પૂર્વે મને આમ કહ્યું હતું ’ એમ તે લક્ષમાં રાખે છે ત્યારેજ તેને ઉપર કહ્યું તેમ રસનો અનુભવ થાય છે. જો આ તેના લક્ષમાં ન હોય તો તેને તેવા રસનો અનુભવજ થાય નહિ. તેથી ભિન્ન ભિન્ન સમયે તેને ભિન્ન ભિન્ન પ્રકારના રસનો અનુભવ થાય છે, પરંતુ સર્વ પ્રકારનો

ભગવદ્રૂપ હોવાથી, જ્યાં જેવો જે પ્રકારનો જે રસ સ્વશાસ્ત્રથી સિદ્ધ થાય ત્યાં તેવો તે પ્રકારનો તે રસ ભગવાન્જ છે એમ સિદ્ધ થાય છે. ભગવાન્ એકજ છે. તેથી ત્યાંની સર્વ સામગ્રી એ રસરૂપજ છે એમ સર્વ અનવદ્ય છે. તેથી રાત્રિનું તે સમયે પ્રદર્શન તે નિત્ય હોય તોજ ઘટે. ભવિષ્યની રમણલીલા પણ નિત્ય હોવાથી આ વ્રતના ફલ તરીકે વરદાન કેમ ઉપપન્ન થાય એ શંકાનો આથીજ નિરાસ થયો જાણવો; કારણ કે ભગવાન્ સર્વરસરૂપ હોવાથી સર્વ ઉપપન્ન છે એમ કહેલું છે. શ્રીનન્દ અને યશોદાને એવા પ્રકારની લીલાના આનન્દનો અનુભવ થવામાં કયો હેતુ છે એમ 'હે બ્રહ્મ! નન્દે અને મહાભાગ્યવાળા યશોદા જેમના સ્તનનું હરિએ પાન કર્યું તેમણે મહોદયવાળુંજ શું શ્રેય કર્યું?' વિગેરેથી રાજાએ કરેલા પ્રશ્નમાં અને, "(પોતાની) સ્ત્રી ધરાસહિત બ્રહ્મનો આદેશ કરનાર વસુઓમાં મુખ્ય દ્રોણે તેમને કહ્યું. 'અમે ભૂતલપર જન્મીએ ત્યારે લોકમાં મહાદેવ વિશ્વેશ્વર હરિમાં અમારી પરમ ભક્તિ થાઓ જેથી તરત દુર્ગતિ દૂર થાય.' 'તેમ થાઓ' એમ કહેવાએલા તેજ મહાયશસ્વી દ્રોણ અહિં વ્રજમાં 'નન્દ' એમ પ્રસિદ્ધ થયા, અને તે ધરા યશોદા થઇ. હે ભારત! પછી ગોપ અને ગોપીઓમાં દંપતી (થઇ રહેલા) તેઓની પુત્ર

---

રસ ભગવદ્રૂપજ છે. તેથી જ્યાં જે જેવો જેવા પ્રકારનો રસ શાસ્ત્રથી સિદ્ધ થાય ત્યાં તેવો તેવા પ્રકારનો તે રસ ભગવાનજ છે એમ સિદ્ધ થાય છે, કારણ કે જો ભગવાન્ આ સર્વ રસરૂપ નથી એમ માનીએ તો 'સર્વરસ' શ્રુતિમાં 'સર્વ' પદનો બાધ થાય. ભાવી રસ પણ ભગવદ્રૂપ છે. તેનો પણ ભગવાનના સ્વરૂપમાંજ સમાવેશ થાય છે તેથી તે પણ નિત્યજ છે. તેથી ભગવાનની ઇચ્છાથી ભાવી અનુભવ પણ નિત્યજ છે. તેથી અનુભવ ભાવી હોવાથી તે સમયે સંભવે નહિ એવી શંકા કરવી ઉચિત નથી. ભગવાન્ એકજ છે તેથી લીલામાં રહેલી સર્વ સામગ્રી ભગવદ્રસરૂપ હોવાથી નિત્યજ છે. આ સર્વ 'તે રસ છે' 'સર્વરસ' વિગેરે શ્રુતિઓથીજ સિદ્ધ થાય છે, તેથી તેમાં અલ્પ પણ દોષ નથી. વળી ભગવાને કુમારીઓને વરદાન કર્યું તે સમયે રમણસમયની સર્વ રાત્રિઓ દર્શાવી, તે જો આ રાત્રિઓ નિત્ય હોય તોજ સંભવે. ઉપર 'ભાવી' અને 'નિત્ય'નો વિરોધ નથી એમ સિદ્ધ કર્યું, તેથી વ્રતના ફલ તરીકે ભગવાને ભાવિ રમણનું વરદાન કર્યું તે ભાવિ રમણલીલા નિત્ય સંભવે નહિ એવી શંકાનો પણ નિરાસ થાય છે. કારણ કે ભગવાન્ સર્વરસરૂપ છે, તેથી સર્વ ઉપપન્ન છે એમ પ્રથમ કહી ચુકયા છીએ. વળી 'હે બ્રહ્મ! નન્દે અને મહાભાગ્યવાળા યશોદા જેમના સ્તનનું ભગવાને પાન કર્યું તેમણે મહોદયવાળુંજ શું શ્રેય કર્યું?' એમ નન્દ અને યશોદાને ભગવાનની લીલાના આનંદનો અનુભવ થયો તેનું શું કારણ એવો પ્રશ્ન રાજાએ કરેલો છે. ત્યાં "(પોતાની) સ્ત્રી ધરાસહિત બ્રહ્મનો આદેશ કરનાર વસુઓમાં મુખ્ય દ્રોણે તેમને કહ્યું 'અમે ભૂતલપર જન્મીએ ત્યારે લોકમાં મહાદેવ વિશ્વેશ્વર હરિમાં અમારી પરમ ભક્તિ થાઓ, જેથી તરત દુર્ગતિ દૂર થાય.' 'તેમ થાઓ.' એમ કહેવાએલા તેજ મહાયશસ્વી દ્રોણ અહિં વ્રજમાં 'નંદ' એમ પ્રસિદ્ધ થયા, અને તે ધરા યશોદા થઇ. હે ભારત! પછી ગોપ અને ગોપીઓમાં દંપતી (થઈ રહેલા) તેઓની

થએલા ભગવાન્ જનાર્દનમાં ભક્તિ ઘણીજ થઇ.” વિગેરે શ્રીશુકના ઉત્તરમાં પણ આજ ઉપપત્તિ છે. એજ પ્રમાણે શ્રીદેવકી અને વસુદેવમાં અને એવા અન્યમાં પણ છે તેથી વિસ્તારથી શું ?

इति श्रुतिशतैरतिस्फुटतरैरपास्तभ्रमै-
र्विचारभरचातुरीसचिवसत्पुराणैरपि ।
स्फुरद्विहृतिनित्यता सुनिरणायि गोपीपते-
र्मयाऽतिनिजयत्नतः फलतु तेन सैवेहमे ॥

આ પ્રમાણે અતિસ્ફુટ ભ્રમરહિત હજારો શ્રુતિઓ અને અતિશય વિચારની ચાતુરીમાં સચિવરૂપી સારા પુરાણોથી મેં મારા ઘણા યત્નથી ગોપીપતિની સ્ફુરતી લીલાની નિત્યતાનો સારી રીતે નિર્ણય કર્યો છે, તેથી તેજ અહિં મને ફળો.

હવે આ વિચાર કરીએ છીએ કે ‘સહસ્ર જન્માંતરમાં તપ ધ્યાન’ વાક્યથી અનેક જન્મમાં જેણે સુકૃતરાશિનો સંચય કર્યો હોય, જે ભગવાનના અતિશય અનુગ્રહનું ભાજન હોય, મહત્તમના ચરણની રજથી અભિષિક્ત હોય એવા અમુક પુરૂષને પૂર્વે વર્ણવેલા ન્યાય પ્રમાણે નિત્યલીલામાં જેનો સમાવેશ હોય એવા ભક્તના ભાવના જેવો ભાવ ઉત્પન્ન થાય, અને એ ભાવના અનુસારેજ તેની અભિલાષાથી ભજન કરે ત્યારે તે લીલામાં તેનો સમાવેશ થાય

પુત્ર થએલા ભગવાન્ જનાર્દનમાં ભક્તિ ઘણીજ થઇ.” એવો શ્રીશુકદેવજીએ તેને ઉત્તર આપેલો છે. આ ઉત્તર પણ ભગવાન્ સર્વરૂપ હોવાથી, ભાવી અને નિત્યમાં વિરોધ નથી તેથીજ ઉપપન્ન છે. તેથી ભગવાનની આ સર્વ લીલા નિત્યજ છે. તેજ પ્રમાણે શ્રીદેવકી અને વસુદેવ તથા અન્ય સર્વ ભગવાનની લીલાના સંબંધીઓ વિષે જાણવું. તેથી વિસ્તાર કરવાથી વિશેષ શું ?

આ પ્રમાણે અતિસ્ફુટ ભ્રમરહિત હજારો શ્રુતિઓ અને ગાઢ વિચારની ચતુરાઇમાં સચિવ જેવા સારા પુરાણોથી મેં મારા ઘણા યત્નથી ગોપીપતિ શ્રીકૃષ્ણચંદ્રની સ્ફુરી રહેલી લીલાના નિત્યપણાનો સારી રીતે નિર્ણય કર્યો છે, તેથી તેજ અહિં મને ફળીભૂત થાઓ.

આ પ્રમાણે મહાન પ્રબંધથી ભગવાનની લીલા તથા તે સંબંધી સર્વ પદાર્થો નિત્ય છે એમ સિદ્ધ કર્યું. પરંતુ આધુનિક સમયના સર્વ પુરૂષો અનિત્ય છે, તેથી તેમનો કદાપિ પણ લીલામાં સમાવેશ થવાનો નહિ. તેથી ભગવાનની નિત્ય લીલાથી તેમને કાંઇ આશ્વાસન લેવા જેવું નથી એવી શંકા થાય, તે દૂર કરવા અન્ય વિચારનો હવે પ્રારંભ કરીએ છીએ.

‘સહસ્ર જન્માંતરમાં તપ ધ્યાન’ વિગેરે વાક્ય પ્રમાણે અનેક જન્મો સુધી જેણે સત્કાર્યનો સંચય કર્યો હોય, જે ભગવાનના અતિશય અનુગ્રહનું પાત્ર હોય, જે મહામહા પુરૂષોનાં ચરણની રજથી અભિષિક્ત હોય એવા કોઇપણ આધુનિક પુરૂષને ‘સહસ્ર જન્માંતરમાં તપધ્યાન’ વિગેરે વાક્ય પ્રથમ કહ્યું તે પ્રમાણે નિત્યલીલામાં જે ભક્તોનો સમાવેશ છે તેઓના જેવો ભાવ ઉત્પન્ન થાય ત્યારે તે એ ભાવને અનુસરી નિત્યલીલામાં સમાવેશ પામવાની દઢ અભિલાષા રાખે અને તે માટે ભજન કરે ત્યારે તેનો નિત્યલીલામાં સમાવેશ

કે નહિ ? અહિં શું યોગ્ય છે ?–ન થાય એ.–કેમ ?–કારણ કે આણે પણ એવા પ્રકારની લીલાના રસના અનુભવની કામનાથી ભગવાનનું ભજન કરેલું હોવાથી તેની સાથે પણ એવી લીલા હરિ કરશે એમ તમારે કહેવું જોઇએ. તેથી તેની સાથે કરેલી લીલા જન્ય હોવાથી નિત્ય કહી શકાય નહિ. તેથી આને માટેજ કોઇ સ્થલે પ્રકટ થઈ, આને એવા પ્રકારનું સુખ આપી, તેનો પોતામાં પ્રવેશ કરાવે છે, તેથી તેનો નિત્ય લીલામાં પ્રવેશ નથી.–અહિં અમે કહીએ છીએ કે જેમ ગૌતમીયના મતમાં ઈશ્વર સર્વજ્ઞ હોવાથી તેને સર્વ વિષયનું જ્ઞાન (છે) એમ અવશ્ય કહેવું જોઇએ તેથી, વિષય જન્ય હોવા છતાં તે વિષયનું ઈશ્વરનું જ્ઞાન ધર્મિગ્રાહક પ્રમાણથી નિત્યજ સિદ્ધ થએલું હોવાથી જન્ય નથી, તેમ પૂર્વે કહેલા પ્રકારથી લીલા પણ નિત્યજ સિદ્ધ થઇ છે અને તેનોજ એવો ભક્ત વિષયમાત્ર થાય છે એમ અહિં કહેવાનું હોવાથી, તેની વિષયી લીલા અજન્ય રહેવાથી તમારો હેતુ સિદ્ધ થતો નથી. એવો ભક્ત લીલાનો વિષય થાય છે એમાં પ્રમાણ

---

થાય છે કે તેનો નિત્યલીલામાં સમાવેશ થાયજ નહિ, એ વિચાર અહિં કરીએ છીએ. તેનો નિત્યલીલામાં સમાવેશ થાય, કે ન થાય એ પક્ષમાંથી કયો પક્ષ યોગ્ય છે ?

પૂર્વપક્ષી—આધુનિક ભક્તનો નિત્યલીલામાં કદાપિ સમાવેશ થાયજ નહિ, કારણ કે નિત્યલીલાના રસનો અનુભવ કરવાની ઇચ્છાથી આધુનિક ભક્ત ભગવાનનું ભજન વિગેરે સાધનો કરે ત્યારે ભગવાન્ તેનાપર પ્રસન્ન થાય, અને પછી તેની સાથે નિત્ય લીલા કરે એમ તો તમારે કહેવુંજ પડશે. આમ હોવાથી ભજન વિગેરે સાધનો પછી ભગવાને ભક્ત સાથે કરેલી લીલા નિત્ય છે એમ કેમ કહી શકાય ? એ લીલા જન્ય હોવાથી અનિત્યજ છે એમ અવશ્ય કહેવુંજ જોઇએ. તેથી આધુનિક ભક્ત ભજન વિગેરે કરે ત્યારે ભગવાન્ તેને માટે કોઇ સ્થલે પ્રકટ થઈ, તેને લીલાના સુખનો અનુભવ કરાવા, પોતાની અંદર તેનો પ્રવેશ કરાવે છે એમજ માનવું જોઇએ: પરંતુ નિત્યલીલામાં તેનો પ્રવેશ થાય છે એમ કહી શકાય નહિ.

સિદ્ધાન્તી—ગૌતમીય મતવાળા ભગવાનનાં જ્ઞાનને નિત્ય માને છે, પરંતુ તેમના મતમાં ઘણા પદાર્થો અનિત્યજ છે. ઘણા પદાર્થો અનિત્ય હોવા છતાં ભગવાનનું તે પદાર્થોનું જ્ઞાન પણ નિત્યજ છે એમ તેઓ માને છે. પદાર્થો અનિત્ય છે તોપણ તે અનિત્ય પદાર્થોનું ભગવાનનું જ્ઞાન નિત્ય છે એવો તેમનો મત છે. અનિત્ય પદાર્થોનું પણ ભગવાનનું જ્ઞાન તેઓ નિત્યજ માને છે, કારણકે ધર્મીનું ગ્રહણ કરાવનાર પ્રમાણથી તે નિત્યજ સિદ્ધ થાય છે. તેજ પ્રમાણે ભગવાનની લીલા પણ નિત્ય છે, એમ પ્રથમ સ્મૃતિ, શ્રુતિ, પુરાણો વિગેરેથી સિદ્ધ કરેલું છે. આધુનિક ભક્ત સાથે ભગવાન્ ગમે તે સમયે લીલા કરે, પરંતુ ભગવાનની લીલા નિત્યજ છે એમ સિદ્ધ થાય છે. જેમ ગૌતમીયના મતમાં પદાર્થ ગમે ત્યારે ઉત્પન્ન થાય, પરંતુ તેથી તે પદાર્થનું ભગવાનનું જ્ઞાન અનિત્ય થતું નથી પણ નિત્યજ રહે છે તેજ પ્રમાણે આધુનિક ભક્તનો લીલામાં ગમે તે સમયે પ્રવેશ થાય પરંતુ તેથી ભગવાનની લીલા અનિત્ય થતી નથી, પણ નિત્યજ રહે છે. આ પ્રમાણે ભગવાનની લીલા ભગવાનના જ્ઞાન પેઠે અજન્ય અથવા નિત્યજ રહે છે, તેથી તમારો હેતુ સિદ્ધ થતો

નથી એમ કહેવાય નહિ કારણકે તે પ્રથમજ કહેલું છે. કારણ કે બૃહદ્વામનની કથાના સંદર્ભમાં પોતાની સ્તુતિથી સંતુષ્ટ થએલા ભગવાને દર્શાવેલા સ્વરૂપના અવલોકનથી ઉત્પન્ન થએલા મનોરથનું શ્રુતિઓએ 'કંદર્પકોટિલાવણ્ય' વિગેરેથી નિરૂપણ કર્યું, ત્યારે 'દુર્લભ અને દુર્ઘટજ છે' વિગેરેથી ભગવાને આપેલા વરદાનનું નિરૂપણ કર્યા પછી, 'વર્ણવેલો સમય પ્રાપ્ત કરી, ગોપીઓ થઈ હરિને પામી' એવું બ્રહ્માનું વાક્ય છે; અને આની આગળ 'સ્રીઓ અથવા પુરૂષો ભર્તૃભાવથી કેશવને હૃદયમાં ધારણ કરી શ્રુતિની ગતિ પામે છે એમાં સંશય નથી' એવો પાઠ છે. જો કે નગરની બહાર રહેનાર અતિઅધમ કોઈ (પુરૂષને) મહારાજાના અંતઃપુરમાં પ્રવેશ કરવાની ઇચ્છા થાય તોપણ તેમાં પ્રવેશ થતો નથી અને ઇચ્છાનું જ્ઞાનમાત્ર થાય ત્યારે ઉલટો દંડ થાય છે, તેમ એવાજ જીવને પૂર્વે કહેલી કામના હોય તોપણ તેમાં પ્રવેશ સંભવતો નથી, અને 'અયોગ્ય ઇચ્છનાર પુરૂષનો પાતજ થાય છે એમાં સંશય નથી.' વાક્યથી ઉલટો પાતજ થાય છે, અને તેથીજ ભગવાને શ્રુતિઓને પણ 'દુર્ઘટ' એમ કહ્યું, તોપણ 'મારૂં અનુમોદન પામી સારી રીતે સત્ય થવા લાયક છે' એમ કહેલું હોવાથી એવી રીતે ભગ-

---

નથી. આધુનિક ભક્તોનો ભગવાનની નિત્ય લીલામાં પ્રવેશ થાય એ માટે કાંઇ પ્રમાણ નથી એમ પણ કહી શકાય નહિ, કારણ કે ભક્તોનો ભગવાનની નિત્યલીલામાં પ્રવેશ થાય છે એ વિષે અમે પ્રથમ પ્રમાણ આપી ચુક્યા છીએ. બૃહદ્વામન પુરાણમાંથી કથા લખી તેના સંબંધનો વિચાર કરતાં પ્રથમ શ્રુતિઓ ભગવાનને તેમની નિત્યલીલાના સ્વરૂપનું દર્શન કરાવવા સ્તુતિ કરે છે. શ્રુતિઓની સ્તુતિથી સંતુષ્ટ થઇ ભગવાન્ તેમને સ્વકીય પ્રાર્થિત સ્વરૂપનું દર્શન કરાવે છે. પછી, 'કંદર્પકોટિલાવણ્ય' વિગેરેથી શ્રુતિઓ ભગવાનના દર્શનથી તેમના મનમાં જે મનોરથ ઉત્પન્ન થયા તેમનું નિરૂપણ કરે છે. પછી 'તમારો મનોરથ 'દુર્લભ અને દુર્ઘટ' વિગેરેથી ભગવાન્ શ્રુતિઓને જે વરદાન કરે છે તે કહેલું છે. ત્યાર પછી બ્રહ્માનું 'વર્ણવેલો સમય પ્રાપ્ત કરી, ગોપીઓ થઇ હરિને પામી' એવું વાક્ય છે. ત્યાર પછી સ્રીઓ અથવા પુરૂષો ભર્તૃભાવથી કેશવને હૃદયમાં ધારણ કરી શ્રુતિની ગતિ પામે છે એમાં સંશય નથી' એ વાક્ય છે. તેથી આધુનિક સ્રી અને પુરૂષોને પણ ભર્તૃભાવથી ભગવાનનું ભજન કરવાથી શ્રુતિની ગતિ પ્રાપ્ત થાય છે અથવા તેમનો પણ નિત્યલીલામાં પ્રવેશ થાય છે એમાં કાંઇ પણ સંશય નથી. જો કે નગર બહાર રહેનાર કોઇ અધમ પુરૂષ કોઇ મહારાજાના અંતઃપુરમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરે, તેથી કાંઇ તેનો અંતઃપુરમાં પ્રવેશ થતો નથી, પરંતુ તે દંડનેજ પાત્ર થાય છે, અને તેની તે ઇચ્છાજ માત્ર જણાય તો પણ તેને દંડજ થાય છે, તેમજ ભગવાનનું ભજન ન કરનાર, ભગવાનના અનુગ્રહ રહિત જીવ ભગવાનની નિત્યલીલામાં પ્રવેશ કરવાની ઇચ્છા કરે તેથી કાંઇ તેનો નિત્યલીલામાં પ્રવેશ થતો નથી, પરંતુ અયોગ્ય ઇચ્છનાર પુરૂષનો નિઃસંશય પાતજ થાય છે. આવાજ હેતુથી ભગવાને શ્રુતિઓને પણ તેમનો મનોરથ 'દુર્ઘટ'જ છે એમ કહ્યું છે. તોપણ 'મારૂં અનુમોદન પામી સારી રીતે સત્ય થવા લાયક છે' એમ પણ ભગવાને કહ્યું છે, તેથી ભજન વિગેરેથી સંતુષ્ટ થઈ ભગવાન્ આધુનિક ભક્તનો અંગીકાર કરે ત્યારેજ તેનો નિત્યલીલામાં પ્રવેશ થાય છે

**વદંગીકારથીજ એમ થાય છે એમ જણાય છે. જો સર્વાત્મભાવથી એવું ભજન કરે તો ભગવાન્ પણ અંગીકાર કરે છેજ. નહિતો 'જે જેમ મારી પ્રપત્તિ કરે છે' એ મર્યાદા ન હોત. અથવા, પૂર્વોક્ત ભક્ત સંબંધિની લીલા જેમ વર્તમાનજ હોઇ ક્રમથી આવિર્ભાવ પામે છે તેજ પ્રમાણે આધુનિક સંબંધિની લીલાનું પણ**

---

એમ સ્પષ્ટ જણાય છે. જ્યારે આધુનિક ભક્ત પણ એવી રીતે સર્વાત્મભાવથી ભગવાનનું ભજન કરે છે ત્યારે ભગવાન્ પણ અવશ્ય તેનો અંગીકાર કરે છેજ. જો આ પ્રમાણે ભજન કરનારનો ભગવાન્ અંગીકાર કરતા ન હોય, તો 'જે જેમ મારી પ્રપત્તિ કરે છે' વિગેરે શ્રીમદ્ભગવદ્ગીતામાં મર્યાદા કહેલી છે તે પણ સંભવે નહિ. આ પ્રમાણે ગૌતમીયના મત પ્રમાણે વિચાર કરીએ તો પણ આધુનિક ભક્તોનો ભગવાનની નિત્યલીલામાં પ્રવેશ થાય છે.

માયાવાદીઓના મત પ્રમાણે વિચાર કરીએ તો પણ ભગવાનની નિત્યલીલામાં આધુનિક ભક્તોનો સમાવેશ થાય છે. માયાવાદીઓ સ્વાશ્રયમોક્ષવાદી છે. જેમ કોઈ રાજાનો કુંવર બાલ્યાવસ્થામાં ખોવાઇ જાય, તે ભીલ વિગેરે અધમ લોકોને પ્રાપ્ત થાય અને તે લોકો તેને ઉછેરે. ત્યારે આ કુંવરને 'હું ભીલ છું' એવુંજ જ્ઞાન થાય, પરંતુ 'હું રાજકુંવર છું' એવું જ્ઞાન થાય નહિ. પછી સમય જતાં તે શહેરમાં જાય અને તેના બાલ્યાવસ્થાના ચિન્હ જોઇ તે રાજકુંવરજ છે એમ તેને ઓળખી કોઇ તેને 'તું રાજકુંવર છું' એમ કહે ત્યારે તેની એવી પ્રતીતિ થાય છે, તેજ પ્રમાણે જીવ બ્રહ્મસ્વરૂપ છે, પરંતુ તે પોતાના સત્ય સ્વરૂપને જાણતો નથી. વસ્તુતઃ જીવ સર્વદા બ્રહ્મસ્વરૂપ છે, પરંતુ તે પોતાના સત્ય સ્વરૂપને જાણતો નથી. પરંતુ ગુરૂ, શાસ્ત્ર વિગેરેથી અંતે તે પોતાના સત્ય સ્વરૂપને જાણે છે ત્યારે 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન તેને થાય છે. વસ્તુતઃ તે સદા બ્રહ્મસ્વરૂપ જ હતો, પરંતુ તેને આવું જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારેજ તે પોતાના સત્યસ્વરૂપને જાણે છે અને મોક્ષ પ્રાપ્ત કરેછે તે સર્વદા બ્રહ્મસ્વરૂપજ હતો તેથી તેનું બ્રહ્મસ્વરૂપ પૂર્વે પણ હતુંજ. તેજ બ્રહ્મસ્વરૂપનું જ્ઞાનના પ્રતિબંધ દૂર થવાથી હવે તેને ભાન થાય છે, એમ માયાવાદીઓ માને છે તે પ્રમાણે વિચાર કરીએ તોપણ આધુનિક ભક્તોનો નિત્યલીલામાં પ્રવેશ સંભવે છે. જેમ પૂર્વસિદ્ધજ બ્રહ્મસ્વરૂપનું જીવને જ્ઞાનના પ્રતિબંધ દૂર થાય ત્યારે ભાન થાય છે, તેજ પ્રમાણે પૂર્વસિદ્ધજ નિત્યલીલાંમાં પ્રતિબંધ દૂર થાય ત્યારે આધુનિક ભક્તનો પ્રવેશ થાય છે એમ પણ કહી શકાય. તેથી માયાવાદીઓના મત પ્રમાણે વિચાર કરીએ તોપણ આધુનિક ભક્તોનો નિત્યલીલામાં પ્રવેશ સંભવે છે.

અથવા પૂર્વે શ્રુતિ સ્મૃતિઓ વિગેરેથી ભગવાનની લીલા નિત્ય છે, એમ સિદ્ધ કર્યું છે. આ ભગવાનની લીલા નિત્ય હોવાથી સર્વ લીલા સર્વદા વિદ્યમાન છે તોપણ ભગવાનની ઇચ્છાથી ક્રમ પ્રમાણે તેનો આવિર્ભાવ થાય છે, તેમજ આધુનિક ભક્તોના સંબંધવાળી ભગવાનની લીલાનો પણ ક્રમથી આવિર્ભાવ થાય છે અને તે નિત્યજ છે એમ માનવાથી કાંઇ અનુપપત્તિ રહેતી નથી. તેથી આધુનિક ભક્તોનો પણ નિત્યલીલામાં પ્રવેશ સંભવે છે.

પૂર્વપક્ષી—(પ્રથમ આવિર્ભાવતિરોભાવવાદમાં સર્વ નિત્ય છે એમ તમે સિદ્ધ કરેલું છે. સર્વ નિત્ય હોવાથી ભગવાનની લીલા અને લીલાના સર્વ પદાર્થો પણ નિત્યજ છે. ત્યારે ફરીથી તે નિત્ય છે એમ સિદ્ધ કરવાનું શું પ્રયોજન?)

છે તેથી કાંઇ અનુપપત્તિ નથી. તેથી ઋગ્વેદમાં પણ '**विचक्रमे पृथिवीमेष एतां क्षेत्राय विष्णुर्मनुषे दशस्यन् । ध्रुवासोऽस्य कीरयो जनास उरुक्षितिं सुजनिमाचकार**' મંત્ર છે. આ વિષ્ણુ ક્ષેત્રાય (અર્થાત્) નિવાસને માટે, મનુષે (અર્થાત્) સ્તુતિ કરતા દેવગણને, દશસ્યત્ (અર્થાત્) અસુરો પાસેથી લઇને આપતાં (આપતાં), આ સર્વ પૃથિવી ક્રમ્યા (વિચક્રમે). અહિં વિષ્ણુમાહાત્મ્ય વર્ણવેલું છે. ત્યાં મહત્તમનું માહાત્મ્ય આજ નથી, પરન્તુ આથી અધિક પણ છે એવા આશયથી 'ધ્રુવાસઃ' એમ કહે છે. આના (અસ્ય), કીરયઃ (અર્થાત્) સ્તુતિ કરનારા, જનાસઃ (અર્થાત્) ભક્તો, ધ્રુવાસઃ (અર્થાત્) નિત્યજ (છે). સ્તોત્રથી સંતુષ્ટ થએલા ભગવાને પૂર્વે વર્ણવેલી લીલામાં તેઓનો પાત કર્યો તેથી નિત્યત્વ (છે) એમ જાણવું. નહિ તો જીવ સ્વતઃજ નિત્ય હોવાથી 'આની સ્તુતિ કરનારા નિત્ય છે' એ અનર્થક થાય. અહિં સર્વસંપત્તિ હોવાથી, યાંચા વિગેરે માટે ગમનના અભાવરૂપ ધ્રુવત્વ કાદાચિત્ક છે એમ પણ કહેવાય નહિ,

---

સિદ્ધાન્તી—પ્રથમ સર્વ પદાર્થ નિત્ય છે એમ સિદ્ધ કર્યું છે. પરંતુ લીલાનું નિત્યપણું આ સર્વ પદાર્થના નિત્યપણાથી ભિન્નજ પ્રકારનું છે. '**विचक्रमे पृथिवीमेष**' વિગેરે ઋગ્વેદના મંત્રનો પણ આજ ભાવાર્થ છે. આ મંત્રનો અર્થ નીચે પ્રમાણે છે. **एष विष्णुः** આ વિષ્ણુ **मनुषे** તેની સ્તુતિ કરનાર દેવોના સમૂહને **दशस्यन्** અસુરો પાસેથી હરણ કરી આપતાં **एतां पृथिवीम्** આ સર્વ પૃથ્વી **विचक्रमे** ક્રમ્યા. ભગવાન્ વિષ્ણુ અસુરો પાસેથી હરણ કરી પોતાની સ્તુતિ કરનાર દેવોને આપતાં આ સર્વ પૃથ્વી ક્રમ્યા, એમ અહિં વિષ્ણુના માહાત્મ્યનું નિરૂપણ કરેલું છે. **अस्य** આના **कीरयः** સ્તુતિ કરનાર **जनासः** ભક્તો **ध्रुवासः** નિત્યજ છે એવો અર્થ છે. અહિં વિષ્ણુની સ્તુતિ કરનાર ભક્તો નિત્ય છે એમ કહેલું છે. પોતાના સ્તોત્રથી આ ભક્તોએ ભગવાનને સંતુષ્ટ કર્યા, અને ભગવાને તેમના સ્તોત્રથી સંતુષ્ટ થઇ પૂર્વે નિત્યલીલાનું નિરૂપણ કર્યું તેમાં તેમનો પ્રવેશ કરાવ્યો. નિત્યલીલામાં પ્રવેશ થવાથી આ ભક્તો નિત્ય છે એમ કહ્યું છે. નિત્યલીલામાં પ્રવેશ થવાથી આ નિત્યત્વ તેમને પ્રાપ્ત થાય છે. નિત્યલીલામાં પ્રવેશ થવાથીજ તેમને નિત્ય કહ્યા છે એમ ન માનીએ, તો 'આના ભક્તો નિત્ય છે' એ મંત્રનો પાદ નિરર્થક થાય છે, કારણ કે જીવ સ્વતઃજ નિત્ય છે, ભક્તો પણ જીવ હોવાથીજ નિત્ય છે, તેથી 'આના ભક્તો નિત્ય છે' એમ કહેવાનું કાંઈ પણ પ્રયોજન રહેતું નથી. તથાપિ મંત્રમાં આ પાદ હોવાથી લીલામાં તેમનો પ્રવેશ થવાથીજ તેમને નિત્ય કહ્યા છે એમ સિદ્ધ થાય છે.

પૂર્વપક્ષી—અહિં નિત્યત્વ કહેલું છે તે સંકોચરહિત નિત્યત્વ નથી. જેમ કોઇ બ્રાહ્મણને ધનવાન્ હોવાથી યાંચા માટે જવાની આવશ્યકતા ન હોય ત્યારે 'સર્વસંપત્તિવાળો' છે એમ કહે છે, પરંતુ તેની પાસે સર્વસંપત્તિ હોતી નથી, પણ માત્ર યાંચા માટે જવાની તેને આવશ્યકતા નથી એવો જ તેનો અર્થ થાય છે. તેજ પ્રમાણે અહિં '**ध्रुवासः**' કહેલું છે. તેથી વધારે સમય તેઓ વિષ્ણુની ભક્તિમાં વ્યતીત કરે છે એવો અર્થ થાય છે, પરંતુ સર્વદા તેઓ ભક્તિ જ કરે છે, અથવા તે ભક્તો નિત્ય જ છે એવો તેનો અર્થ નથી.

સિદ્ધાન્તી—એમ કહી શકાય નહિ, કારણ કે આ શબ્દનો અર્થ સંકુચિત કરવામાં

કારણ કે સંકોચમાં પ્રમાણ નથી, અને ધ્રુવ પદની એવા ( અર્થમાં ) શક્તિ નથી. તેથી અમે કહેલા ( અર્થમાં )જ શ્રુતિનું તાત્પર્ય છે એમ જાણવું. સુજનિમા ( અર્થાત્ ) સારા નામનું અનુકીર્તન સ્મરણ વિગેરે રૂપ જનિમો જેનાં છે એવા વિષ્ણુએ ઉરુક્ષિતિમ્ (અર્થાત્) વિસ્તીર્ણ નિવાસવાળી કરી.

વળી લીલાને અનિત્ય કહેનાર વાદીને પૂછવું કે અનિત્યત્વ એટલે ધ્વંસનું પ્રતિયોગિત્વ, તેનો તેં અહિં ક્યાંથી નિશ્ચય કર્યો ? ' જન્યભાવને લીધે ' એમ જો તે કહે તો તેને કહેવું કે પૂર્વસિદ્ધજ લીલાનો ક્રમે આવિર્ભાવજ થાય છે એમ પૂર્વે વર્ણવેલી સ્વરૂપાસિદ્ધિનું અનુસંધાન નથી રહેતું ? ' નથી જોતો ' એમ જો કહે તો તારા માનેલા ઈશ્વરમાં પણ તેમજ કહે. ધર્મિગ્રાહકપ્રમાણથી

---

કાંઇ પ્રમાણ નથી. આ શબ્દના અર્થમાં સંકોચ કરવામાં કાંઈ પ્રમાણ નથી એટલું જ નહિ, પણ **ध्रुव** શબ્દનો અર્થ પણ એવો થતો નથી. 'ધ્રુવ' શબ્દનો વાચ્ય અર્થ ' નિત્ય ' જ છે. તેથી અમે જે અર્થ કર્યો છે તેમાં જ શ્રુતિનું તાત્પર્ય છે એમ જાણવું. **सुजनिमा** જેના નામનું કીર્તન સ્મરણ વિગેરે સારા છે એવા વિષ્ણુએ ( પૃથિવી ) **उरुक्षितिम्** વિસ્તીર્ણ નિવાસવાળી **चकार** કરી.

ભગવાનની લીલા અનિત્ય છે એમ કહેનાર વાદીને ( નૈય્યાયિક ) પૂછવું. ધ્વંસનો પ્રતિયોગી હોય તે અનિત્ય છે એમ તમે માનો છો. લીલાને તમે અનિત્ય કહો છો, તેથી લીલા પણ ધ્વંસનો પ્રતિયોગી છે, અથવા લીલાનો પણ ધ્વંસ સંભવે છે એવો નિશ્ચય તમે કેવી રીતે કરો છો ?

પૂર્વપક્ષી—લીલા જન્ય છે તેથી અમે એવો નિશ્ચય કરીએ છીએ. લીલા અનિત્ય છે, કારણ કે તે જન્ય છે. જે જે જન્ય છે તે તે અનિત્ય છે જેમકે ઘટ વિગેરે. તેથી લીલા જન્ય હોવાથી તે અનિત્ય છે એમ અમે કહીએ છીએ.

સિદ્ધાન્તી—અમે પ્રથમ જ કહ્યું છે કે પૂર્વે વિદ્યમાન હતી તેવી જ લીલાનો ક્રમ પ્રમાણે આવિર્ભાવ થાય છે. લીલાના પણ આવી રીતે આવિર્ભાવ અને તિરોભાવ જ થાય છે, પરંતુ ઉત્પત્તિ અને નાશ થતા નથી. તેથી લીલા જન્ય પણ નથી. લીલા જન્ય નહિ હોવાથી, લીલા અનિત્ય સિદ્ધ કરવા તમે જે હેતુ યોજ્યો છે તે સ્વરૂપાસિદ્ધ છે, અર્થાત્ તમે યોજેલો હેતુ લીલામાં છે જ નહિ. લીલાને અનિત્ય કહેતાં તમારો હેતુ સ્વરૂપાસિદ્ધ છે એ પણ ભાન તમને નથી રહેતું ?

પૂર્વપક્ષી—અમુક સમયે થતી લીલા પણ પૂર્વસિદ્ધ જ છે એમ તમારાથી કહી શકાય નહિ. તમે અસત્‌ની સત્તા સ્વીકારતા નથી, અને પ્રપંચ સત્ય છે એમ સિદ્ધ કરવા કારણ-માંથી તે બહાર નીકળે છે અને કારણમાં પુનઃ તેનો લય થાય છે એમ માનો છો. પ્રપંચનું કારણમાંથી બહાર નીકળવું એ તેની ઉત્પત્તિ જ છે અને કારણમાં તેનો લય થાય છે તે તેનો નાશ જ છે. તેથી પ્રપંચની પેઠે લીલાની ઉત્પત્તિ અને નાશ સંભવે છે. તેથી લીલા જન્ય નથી એમ કહેવાય નહિ. તેથી મારા હેતુમાં સ્વરૂપાસિદ્ધિ હેત્વાભાસ પણ નથી. મારો હેતુ સ્વરૂપાસિદ્ધ નહિ હોવાથી તે સ્વરૂપાસિદ્ધ છે એવું ભાન મને કેમ રહે ?

સિદ્ધાન્તી—જો તમે લીલાને જન્ય અને અનિત્ય કહેતા હો, તો તમારા મત પ્રમાણે

તે એવોજ સિદ્ધ થાય છે એ તો સમાન છે.-તુલ્ય નથી; કારણ કે અહિં ધર્મિગ્રાહકપ્રમાણથી પણ પ્રાતઃકાલની લીલાનું સાયંકાલે અને બાલ્યનું પૌગણ્ડમાં નિરૂપણ થતું નથી.-સત્ય, કારણ કે અહિં પૂર્વલીલાના સત્ત્વ અસત્ત્વની ઉદાસીનતાથી ઉત્તરકાલમાં લીલાનું નિરૂપણ થાય છે, પરન્તુ પૂર્વલીલાના સત્ત્વ અથવા અસત્ત્વનું નિરૂપણ થતું નથી. આ પ્રમાણે સંદેહ હોવાથી, તેનું નિવારણ કરી, 'જનનિવાસનો જય થાય છે' 'બહુ નામો છે' બૃહદ્વામનની કથા, 'તે તમારા ધામો' 'તમારા તે ધામો' 'તે વિષ્ણુનું પરમ પદ' 'તે વિદ્વાનો' 'આના (ભક્તો) નિત્ય' વિગેરે શ્રુતિ સ્મૃતિઓથી ઉપર વર્ણવેલી

---

ઇશ્વર પણ અનિત્ય થાય છે. તમે ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવા કાર્યલિંગક અથવા 'કાર્યત્વ' જેમાં હેતુ છે એવું અનુમાન કરો છો. ક્ષિતિ, અંકુર વિગેરે કર્તાએ સર્જેલાં છે, કારણ કે તે કાર્ય છે. જે જે કાર્ય છે તે કર્તાએ સર્જેલાં છે જેમકે ઘટ વિગેરે, એ પ્રમાણે તમે ઇશ્વર સિદ્ધ કરવા અનુમાન કરો છો. જગતકર્તા તરીકે ઇશ્વર તમે સિદ્ધ કરો છો, પરંતુ ઇશ્વર જગતકર્તા હોવાથી અનિત્ય જ હોવો જોઇએ. ઇશ્વર અનિત્ય છે, કારણ કે તે કર્તા છે. જે જે કર્તા છે તે અનિત્ય છે જેમકે ઘટકર્તા કુંભાર. આ પ્રમાણે કર્તા અનિત્ય અથવા ઉત્પત્તિ વિનાશવાળો અવશ્ય હોવો જોઇએ. તેથી તમારા મત પ્રમાણે ઇશ્વર પણ અનિત્ય જ સિદ્ધ થાય છે.

પૂર્વપક્ષી—પણ ઇશ્વરનું ગ્રહણ કરાવનાર પ્રમાણોથી ઇશ્વર નિત્ય છે એમ જ સિદ્ધ થાય છે. સર્ગના આરંભમાં બે પરમાણુઓનો સંયોગ ઉત્પન્ન કરનાર કર્મ જન્ય છે, કારણ કે તે ક્રિયા છે, ઘટક્રિયા પેઠે. આ કર્મ જન્ય હોવાથી તેનો કર્તા પણ હોવો જોઇએ. તેથી તે સમયે પણ ઇશ્વર સિદ્ધ થાય છે. આ ઇશ્વરનું ગ્રહણ કરાવનાર અનુમાન છે અથવા **कार्यायोजनधृत्यादेः पदात्प्रत्ययतः श्रुतेः। वाक्यात्संख्याविशेषाच्च साध्यो विश्वविदव्ययः।** કારિકામાં ઉદયનાચાર્યે ઇશ્વર સિદ્ધ કરનાર નવ અનુમાન કહેલાં છે, તે ઇશ્વરનું ગ્રહણ કરાવનાર અનુમાન છે. અથવા વેદ પણ ઇશ્વરનું ગ્રહણ કરાવનાર પ્રમાણ છે. આ સર્વથી ઇશ્વર નિત્ય જ સિદ્ધ થાય છે, તેથી જ ઇશ્વરને નિત્ય કહીએ છીએ.

સિદ્ધાન્તી—ત્યારે લીલા પણ તેનું ગ્રહણ કરાવનાર શ્રુતિ સ્મૃતિ વિગેરે પ્રમાણોથી નિત્ય જ સિદ્ધ થાય છે, તેથી ઇશ્વરની પેઠે તેને પણ નિત્ય જ માનવી જોઇએ.

પૂર્વપક્ષી—લીલા ઇશ્વર પેઠે નિત્ય સિદ્ધ થતી નથી, કારણ કે લીલાનું ગ્રહણ કરાવનાર પ્રમાણોમાં પણ પ્રાતઃકાલની લીલા સાયંકાળે છે, અથવા બાલ્યાવસ્થાની લીલા પૌગંડ વિગેરે અવસ્થાઓમાં છે એવું કાંઇ કહેલું નથી.

સિદ્ધાન્તી—સત્ય, એમ કહ્યું નથી; પરંતુ તેનું કારણ એ છે કે પછીના સમયમાં પૂર્વના સમયની લીલા છે કે નહિ એ બાબતમાં ઉદાસીન રહી, માત્ર લીલાનુંજ નિરૂપણ કરેલું છે. તેથી પૂર્વના સમયની લીલા તે સમયે છે કે નહિ એ કાંઇ કહેલું નથી. આમ હોવાથી પછીના સમયમાં પૂર્વની લીલા છે કે નહિ, અથવા લીલા નિત્ય છે કે નહિ એવો સંદેહ રહે છે. (૧) 'જનનિવાસનો જય થાય છે.' (૨) 'બહુ નામો છે.' (૩) બૃહદ્વામન પુરાણમાંથી કથા (૪) '**ता वां वास्तूनि**' ઋક્ (૫) '**ते ते धामानि**' ઋક્ (૬) **ताद्विष्णोः परमं पदम्**' ઋક્ (૭) '**तद्विप्रासः** ઋક્ (૮) '**ध्रुवासो ऽस्य**' ઋક

**રીતે લીલાના નિત્યત્વનો નિશ્ચય થવાથી, સર્વના સમાધાન માટે ' ક્રમથી નિરૂપણ છે ' એવો નિર્ણય થવાથી કેમ સમાન નથી ! નિત્યત્વનું પદે પદે નિરૂપણ કરવાની જરૂર નથી, કારણ કે એક સ્થલે કરેલો એવો નિર્ણયજ અન્યત્ર જાણી શકાય છે, કેમ કે એક સ્થલે નિર્ણય કરેલો શાસ્ત્રાર્થ અન્યત્ર પણ તેમજ છે એવો ન્યાય છે, કારણ કે શબ્દાર્થ અનન્યલભ્ય છે.**

**–લીલા કર્મરૂપ હોવાથી અને કર્મ ત્રણ ક્ષણ સ્થાયિ હોવાનો નિયમ હોવાથી તે નિત્ય કહી શકાય નહિ.–હંત, એમ જ્ઞાન પણ ત્રણ ક્ષણ સ્થાયિ હોવાનો નિયમ હોવાથી ઈશ્વરજ્ઞાન પણ નિત્ય કહી શકાય નહિ. ધર્મિગ્રાહક પ્રમાણને લીધે, એ તો તુલ્યજ છે.–લીલા સંબંધી પદાર્થો સર્વને એકજ સમયે અનુભવ થાય તેવા છે કે તેથી ભિન્ન ( પ્રકારના ) ? પ્રથમ પક્ષમાં તેમનું નિત્યત્વ**

---

એ પ્રમાણોથી આ સંદેહનું નિવારણ થાય છે, અને લીલા નિત્યજ છે એમ સિદ્ધ થાય છે. સર્વનું સમાધાન કરવા નિત્યલીલાનો ક્રમ પ્રમાણે આવિર્ભાવ થાય છે, તેથી જેમ આવિર્ભાવ થાય છે, તેમજ તેનું નિરૂપણ કરેલું છે એવો નિર્ણય થાય છે. તેથી જેમ ઈશ્વર ગ્રહણ કરાવનાર પ્રમાણોથી નિત્ય સિદ્ધ થાય છે તેમજ લીલા પણ નિત્ય સિદ્ધ થાય છે. પદે પદે લીલા નિત્ય છે એમ શ્રુતિએ નિરૂપણ કરવાની આવશ્યકતા નથી, કારણકે એકજ સ્થલે લીલા નિત્ય છે એવો નિર્ણય થાય તે નિર્ણય અન્ય સ્થલે પણ જાણી શકાય છે. એક સ્થલે જે શાસ્ત્રાર્થનો નિર્ણય થાય તેજ અન્ય સ્થલે પણ શાસ્ત્રાર્થજ છે એ ન્યાયથી એક સ્થલે લીલા નિત્ય છે એવો નિર્ણય કરવાથી સર્વત્ર તેનું અનુસંધાન રહે છે. શબ્દ અથવા વેદ, સ્મૃતિ અને પુરાણથી લીલા નિત્ય છે એવો નિર્ણય થાય છે. શબ્દથી અન્ય પ્રમાણ તેનું ગ્રહણ કરી શકતું નથી. તેથી લીલા નિત્ય છે એ શબ્દાર્થજ અહિં પ્રમાણ છે. અન્ય પ્રમાણો તેનાથી વિરૂદ્ધ હોઈ તેને નિર્બલ પણ કરી શકતા નથી.

પૂર્વપક્ષી—લીલા ભગવાનની અમુક પ્રકારની ક્રિયા અથવા કર્મજ છે. કર્મ માત્ર ત્રણ ક્ષણજ રહે એવો નિયમ છે, તેથી માત્ર ત્રણજ ક્ષણ રહેનારી ભગવાનની લીલા નિત્ય છે એમ કેમ કહી શકાય ?

સિદ્ધાન્તી—હંત ! જ્ઞાન પણ માત્ર ત્રણજ ક્ષણ રહે એવો નિયમ છે. તેથી ભગવાનનું જ્ઞાન પણ માત્ર ત્રણજ ક્ષણ રહી શકે, અને તે પણ અનિત્ય છે એમ સ્વીકારો. ધર્મીનું ગ્રહણ કરાવનાર પ્રમાણથીજ જ્ઞાન:નિત્ય સિદ્ધ થાય છે તેથી તેને નિત્ય માનો છો, તેમ ધર્મીનું ગ્રહણ કરાવનાર પ્રમાણથીજ લીલા પણ નિત્ય સિદ્ધ થાય છે તેથી તેને પણ અવશ્ય નિત્ય માનવી જોઇએ. તેથી જેમ ત્રણ ક્ષણજ રહી શકે એવા લૌકિક જ્ઞાનથી ઈશ્વરનું જ્ઞાન વિલક્ષણ છે, તેજ પ્રમાણે માત્ર ત્રણજ ક્ષણ રહી શકે એવી લૌકિક ક્રિયાથી ઈશ્વરની લીલા પણ વિલક્ષણજ છે. તેથી ભગવાનની લીલા નિત્ય માનવાથી લૌકિક કર્મના સ્વરૂપની મર્યાદાનો ભંગ થતો નથી.

પૂર્વપક્ષી—શ્રીગોકુલ વૃંદાવન વિગેરે સ્થલમાં ગુલ્મ, લતા, તરુ, વન વિગેરે પદાર્થોનો સર્વને અનુભવ થાય છે. ભક્તો અને ભક્ત ન હોય તેવા સામાન્ય પુરૂષોને પણ આ સર્વનો અનુભવ એક સાથેજ થાય છે. ભગવાનની લીલાના આજ પદાર્થો હશે કે આથી ભિન્ન

**પ્રત્યક્ષથી બાધિત છે; અને ક્વચિત્ શ્રૂયમાણ વૈલક્ષણ્યનો ઉપલંભ હોવાથી પણ એમ કહી શકાય નહિ. દ્વિતીય પક્ષે, આ પણ ઇતર પદાર્થ સમાન હોવાથી અલૌકિક લીલારસમાં નિમગ્ન ભક્તોને આમાંજ અસાધારણ પ્રેમ ઉત્પન્ન ન થાય; અને તેવા ભક્તોને આના દર્શન વિગેરેથી અલૌકિક રસનો અને અમુક આનંદનો અનુભવ થાય છે તેથી એમ પણ કહી શકાય નહિ એમ ઉભયત: પાશારજ્જુ છે.–ભિન્ન હોવા છતાં અભિન્ન હોવાના ભ્રમથી પ્રેમ વિગેરે ઉત્પન્ન થાય છે, કારણ કે સ્વપ્નમાં જોએલી પ્રમદાના દર્શન વિગેરેથી પારમાર્થિક સ્ખલન વિગેરે થાય છે–એમ પણ કહેવાય નહિ, કારણ કે એમ એવો આનંદ ઉપપન્ન થાય તો પણ સ્થલે સ્થલે પારમાર્થિક વેણુ કિંકિણી વિગેરેનું**

---

માત્ર ભક્તોજ અનુભવ કરી શકે તેવા ? ભક્ત અને સામાન્ય લોકો સર્વ જેમનો અનુભવ કરે છે તેજ લીલાના પદાર્થ છે એમ કહી શકાય નહિ, કારણ કે તે પદાર્થો અનિત્ય છે. ત્યાં વૃક્ષનું છેદન વિગેરેનો અનુભવ થાય છે, પરંતુ ભગવાનની લીલાના પદાર્થો નિત્ય છે. સર્વ લોક જેમનો અનુભવ કરે છે તે પદાર્થોના નિત્યપણાનો પ્રત્યક્ષથી બાધ થાય છે તેથી તે અનિત્યજ છે, અને અનિત્ય હોવાથી તે ભગવાનની લીલાના પદાર્થો છે એમ કહી શકાય નહિ. વળી '**रत्नबद्धोभयतटी**' શ્રીયમુનાજીના ઉભય તટ રત્નથી બાંધેલા છે એમ કહેલું છે, પરંતુ સામાન્ય પુરૂષોને જે શ્રીયમુનાજીના દર્શન થાય છે તેમનાં ઉભય તટ શ્રીગોકુલ પાસે રત્નથી બાંધેલા નથી. તેથી પણ સામાન્ય પુરૂષો અને સર્વને જે પદાર્થોનો શ્રીગોકુલ વિગેરે સ્થલે અનુભવ થાય છે તેજ પદાર્થો ભગવાનની લીલાના પદાર્થો છે એમ કહી શકાય નહિ. ભગવાનની લીલાના પદાર્થો આ પદાર્થોથી ભિન્ન છે, અને માત્ર ઉત્કટ ભક્તોજ તેમનું દર્શન કરી શકે છે એમ પણ કહેવાય નહિ, કારણ કે સર્વથી દૃશ્ય આ પદાર્થો ભગવાનની લીલાના પદાર્થોથી ભિન્ન હોય તો અલૌકિક લીલાના રસમાં નિમગ્ન થએલા ભક્તોને આ પદાર્થો પર અસાધારણ પ્રેમ થાય નહિ, કારણ કે આ પદાર્થો પણ ભગવાનની લીલાના પદાર્થો નહિ હોવાથી અન્ય લૌકિક પદાર્થો જેવાજ છે. તેથી આવા લૌકિક પદાર્થો પર ભક્તોને પ્રેમ થાય છે, વળી આ પદાર્થોનું દર્શન વિગેરે થાય છે ત્યારે ભક્તોને ભગવદ્રસનો અનુભવ થાય છે અને અતિશય આહ્લાદ થાય છે, તેથી આ પદાર્થો ભગવાનની લીલાના પદાર્થોથી ભિન્ન છે એમ પણ કહી શકાય નહિ. આ પ્રમાણે ઉભયત: તમને પાશારજ્જુ છે. વળી આ પદાર્થો ભગવાનની લીલાના પદાર્થોથી ભિન્ન છે, પરંતુ તે ભગવાનની લીલાનાજ પદાર્થો છે એવો ભક્તોને ભ્રમ થવાથી તે પદાર્થો પર તેમને પ્રેમ થાય છે. જેમ સ્વપ્નમાં પ્રમદાનું દર્શન વિગેરે ભ્રમથીજ થાય છે તોપણ તેથી વીર્યનું સ્ખલન સત્ય થાય છે, તેવીજ રીતે આ પદાર્થો ભગવાનની લીલાનાજ પદાર્થો છે એવો ભક્તોને ભ્રમ થાય છે તોપણ તેથી તેમને અલૌકિક રસ વિગેરે ઉત્પન્ન થાય છે એમ પણ તમારાથી કહી શકાય નહિ. કદાપિ સામાન્ય પુરૂષોને જે વન, વૃક્ષ વિગેરે પદાર્થોનો અનુભવ થાય છે તે લીલાના પદાર્થોથી ભિન્ન હોવા છતાં. લીલાનાજ પદાર્થો છે એવો ભક્તોને ભ્રમ થવાથી તે પર પ્રેમ વિગેરે ઉત્પન્ન થાય, પરંતુ ત્યાં ભિન્ન ભિન્ન સ્થલે તેમને વેણુ અને કિંકિણીનું શ્રવણ, અમુક સુગંધ અને પ્રદીપ વિગેરેનો અનુભવ થાય છે તે સંભવે નહિ, કારણ કે અભિમાનથી આ

શ્રવણ, પ્રસિદ્ધ સૌરભવિશેષનો અનુભવ, અને પ્રદીપ વિગેરેનો અનુભવ ઉપપન્ન થાય નહિ; કારણ કે માત્ર અભિમાનથી ઉપર કહેલાનો અનુભવ સંભવે નહિ. નહિ તો જાગરિતને પણ પ્રમદાસ્પર્શ વિગેરેનો અનુભવ થાય. વળી તેવા ( ભક્તોને ) ભ્રમ થાય નહિ–આ વિગેરે શંકાનો નિરાસ તો ' दिवीव चक्षुराततम् ' એ શ્રુતિના વ્યાખ્યાનથીજ કરેલો છે, એ દિક્.

–પ્રભાસીય કથાની સંગતિ કેમ થાય ?–કહીએ છીએ. સર્વલીલાયુત ભગવાન્ સદા પ્રકટ છે. તેથી જેમ ધર્મરક્ષા, સદ્રક્ષા, દેવકાર્યકરણ, ભૂભારહરણ વિગેરે ભગવાનની લીલા છે તેમજ આસુરવ્યામોહન પણ લીલાજ છે, અને મોહન માયાથીજ છે એ નિશ્ચય છે. આમ હોવાથી આસુરમોહન માટે જે લીલા તે માયિકી (છે) એમ માનવું. તેનું લૌકિક તરીકે અને સત્ય તરીકે જ્ઞાન હોવાથી ભગવાનમાં પણ લૌકિકત્વ જ્ઞાન અસુરોનેજ છે, દેવોને નથી; કારણ કે તેઓને

---

સામાન્ય લોકોને જેનો અનુભવ થાય છે એ પદાર્થોને તેઓ લીલાના પદાર્થ માને તેથી આ સર્વનો પારમાર્થિક અનુભવ થાય નહિ. કદાપિ એ પ્રમાણે પારમાર્થિક અનુભવ થતો હોય, તો સ્વપ્નમાં નહિ, પરંતુ જાગરિત અવસ્થામાંજ વસ્તુતઃ પ્રમદા ન હોય ત્યાં પ્રમદાના સ્પર્શ વિગેરેનો અનુભવ થવો જોઇએ. વળી એવા ઉત્કટ ભક્તોને ભ્રમ થાય એ પણ સંભવતું નથી.

સિદ્ધાન્તી—આ સર્વ શંકાનો નિરાસ પ્રથમ ' दिवीव चक्षुराततम् ' મંત્રનો અર્થ કરતાં કરેલો છે. જેમ સ્વર્ગમાં રહેલા પદાર્થો મહાન્ અને ઉદ્‌ભૂતરૂપવાળાં હોવા છતાં માત્ર ત્યાં રહેનાર લોકોનેજ તેમનો અનુભવ થાય છે, તેમ લીલાના પદાર્થોનો પણ માત્ર લીલામાં જેમનો સમાવેશ હોય તેમનેજ અનુભવ થાય છે. તેથી આ શ્રૌત દૃષ્ટાંતથી લીલાના પદાર્થો સામાન્ય લોકોને જે પદાર્થોનો અનુભવ થાય છે તેમનાથી ભિન્નજ છે એમ સિદ્ધ થાય છે, તેથી પ્રત્યક્ષના બાધનો અવસરજ નથી, વિગેરે ' दिवीव चक्षुराततम् ' મંત્રનો અર્થ કરતાં આ શંકાનો નિરાસ કરેલો છે.

પૂર્વપક્ષી—ભગવાનની લીલા નિત્ય છે એમ માનીએ તો પ્રભાસમાં ભગવાને જે લીલા કરી તેની સંગતિ થતી નથી, કારણ કે પ્રભાસક્ષેત્રમાં સર્વ યાદવોનો શાપને લીધે નાશ થએલો છે. ભગવાનની લીલા અને તેના સર્વ પદાર્થો નિત્યજ હોય તો અહિં યાદવોનો નાશ વિગેરે કેમ સંભવે ?

સિદ્ધાન્તી—સર્વ લીલા સહિત ભગવાન્ સદા પ્રકટ છે. તેથી જેમ ધર્મરક્ષા, સત્પુરૂષોની રક્ષા, દેવોનું કાર્ય કરવું તે, ભૂમિના ભારનું હરણ, વિગેરે ભગવાનની લીલા છે તેમજ અસુરોનો વ્યામોહ પણ ભગવાનની લીલાજ છે. ભગવાન્ અસુરોને મોહ પમાડે છે તે આસુર-વ્યામોહ લીલા છે. ભગવાન્ માયાથીજ આ લીલા કરે છે, એવો નિશ્ચય થાય છે. આમ હોવાથી અસુરોને મોહ પમાડવા ભગવાન્ જે લીલા કરે છે તે લીલા માયિકીજ છે એમ માનવું. આ ભગવાનની લીલા માયિક હોવા છતાં અસુરો તેને લૌકિક અને સત્ય માને છે, તેથી ભગવાનને પણ તેઓ લૌકિક પુરૂષજ માને છે. અસુરોજ ભગવાનને લૌકિક પુરૂષ માને છે, પરંતુ દેવો તેમને લૌકિક પુરૂષ માનતા નથી, કારણકે દેવોને માટેજ ભગવાન્ આ લીલા

માટેજ એ કરેલી છે. તેથીજ ભગવાને પણ ‘ મારો પર ભાવ નહિ જાણનારા નિષ્ફલ આશા નિષ્ફલ કર્મ અને નિષ્ફલ જ્ઞાનવાળા, બુદ્ધિહીન મોહ કરનારી રાક્ષસી અને આસુરીજ પ્રકૃતિનો આશ્રય કરેલા મૂઢો માનુષી તનુનો આશ્રય કરેલા ભૂતમહેશ્વરની મારી અવજ્ઞા કરે છે. પરંતુ હે પાર્થ ! દૈવી પ્રકૃતિનો આશ્રય કરેલા મહાત્માઓ ભૂતાદિ અને અવ્યય જાણીને મને અનન્ય મનથી ભજે છે ’ એમ કહેલું છે. ‘મને’ અને ‘ અવ્યય ’ એ બે પદથી, જે પ્રકટ દેખાય છે તેનેજ વિકાર રહિત જાણી ભજે છે એમ જણાય છે. વળી ભગવદ્ગીતામાંજ ‘ જેને વેદવિત્ અક્ષર કહે છે, રાગરહિત યતિઓ જેમાં પ્રવેશ કરે છે, જેની ઇચ્છા રાખી બ્રહ્મચર્ય પાળે છે તે પદ તને ટૂંકમાં કહીશ ’ એમ ઉપક્રમ કરી, અક્ષર અને પોતાની પ્રાપ્તિના ઉપાયનું નિરૂપણ કરી, પોતાની પ્રાપ્તિમાં વિશેષ કહી, ફરી ભગવાન્ ‘ અવ્યક્તમાંથી સર્વ વ્યક્તિઓ દિવસના આગમસમયે ઉત્પન્ન થાય છે, અને રાત્રિના આગમ સમયે અવ્યક્તસંજ્ઞાવાળા તેમાંજ ( તેમનો ) લય પામે છે, અને દિવસના આગમ સમયે ઉત્પન્ન થાય છે. તે અવ્યક્તથી પર અન્ય વ્યક્ત સનાતન ભાવ જે છે તે સર્વભૂત નાશ પામે ત્યારે નાશ પામતો નથી ’ વિગેરે કહે છે, અને આના અંતમાં ‘ હે પાર્થ ! તે પર પુરૂષ તો અનન્ય ભક્તિથી લભ્ય છે એમ કહી, ‘ ભૂતો જેની અંદર રહે છે, અને જેનાથી આ સર્વ વ્યાપેલું છે ’ એમ પરનું લક્ષણ કહેલું છે. અહિં ‘ જે સર્વભૂત નાશ પામે ત્યારે નાશ પામતો નથી ’ તેનુંજ લક્ષણ ‘ ભૂતો જેની અંદર રહે છે ’

---

પણ કરે છે. તેથીજ ભગવાન પણ શ્રીમદ્ભગવદ્ગીતામાં ‘ મારો પરભાવ નહિ જાણનારા ’ વિગેરેથી દૈવી પ્રકૃતિવાળા અને આસુરી પ્રકૃતિવાળાઓનું આજ પ્રમાણે નિરૂપણ કરે છે, ત્યાં ભગવાને ‘મને’ અને ‘અવ્યય’ પદ ગોજેલાં છે. તેથી ભગવાનનું જે પ્રકટ સ્વરૂપ દેખાય છે તેજ વિકારરહિત છે એમ જાણી તેજ સ્વરૂપનું દૈવી પ્રકૃતિવાળા ભજન કરે છે એમ કહેલું છે. વળી શ્રીમદ્ભગવદ્ગીતામાંજ ‘જેને વેદવિત્ અક્ષર કહે છે, રાગરહિત યતિઓ જેમાં પ્રવેશ કરે છે, જેની ઇચ્છા રાખી બ્રહ્મચર્ય પાળે છે, તે પદ તને ટૂંકમાં કહીશ’ એમ આરંભમાં ભગવાન્ પ્રથમ પોતાના અક્ષરપદનું નિરૂપણ કરવાની પ્રતિજ્ઞા કરે છે. પછી ભગવાન્ અક્ષરપદનું નિરૂપણ કરી, અક્ષરપદ પ્રાપ્ત કરવાના સાધનોનો ઉપદેશ કરે છે. પછી અક્ષરપદની પ્રાપ્તિ અને પોતાની પ્રાપ્તિમાં વિશેષ શું છે તે જણાવે છે. આ સર્વનો ઉપદેશ કર્યા પછી ‘ અવ્યક્તથી પર અન્ય વ્યક્ત સનાતન ભાવ જે છે તે સર્વ ભૂત નાશ પામે ત્યારે નાશ પામતો નથી ’ એમ કહે છે. પછી તે પરપુરૂષ માત્ર અનન્ય ભક્તિથીજ પ્રાપ્ત થાય છે એવો ઉપદેશ કરી, ‘ ભૂતો જેની અંદર રહે છે, અને જેનાથી આ સર્વ વ્યાપેલુ છે ’ એમ પરનું લક્ષણ કહે છે, ‘ જે સર્વ ભૂતો નાશ પામે ત્યારે નાશ પામતો નથી ’ એમ પ્રથમ જેના વિષે કહેલું છે તેનુંજ અહિં ‘ ભૂતો જેની અંદર રહે છે ’ એમ લક્ષણ આપેલું છે. ભગવાનનું જે દશ્ય સ્વરૂપ છે તે સ્વરૂપમાંજ આ સર્વ લક્ષણ છે એમ મૃત્સ્નાભક્ષણ, જૂંભ વિગેરે લીલાઓનું નિરૂપણ કરતાં આરંભમાંજ કહેલું છે. તેથી શ્રીકૃષ્ણચંદ્રનું

એ પદથી કહેલું છે. મૃત્સ્નાભક્ષણ જૃમ્ભ વિગેરે લીલાના નિરૂપણના પ્રસ્તાવમાં અન્ય પક્ષનો નિરાસ કરી ભગવાનનું દૃશ્ય સ્વરૂપજ નૈસર્ગિક ધર્મથી આ લક્ષણવાળું છે એમ દશમસ્કંધમાં નિરૂપણ કરેલું છે. વળી ત્યાંજ દામોદરલીલાના પ્રસ્તાવમાં તેજ ઉદર (દામોદરનું) દોરડાઓથી અનવછેદ્ય છે એમ નિરૂપણ કરેલું છે. તેથી તેનુંજ બ્રહ્મ તરીકે નિરૂપણ કરેલું છે. ઉદર અબ્રહ્મ હોય તો, દોરડાઓથી અનવચ્છેદ્ય હોવાથી દેશકાલથી અપરિચ્છિન્નત્વ (એ) બ્રહ્મધર્મનું વ્યધિકરણ થઇ જાય, તેથી 'જેની અંદર અને બહાર નથી' ઇત્યાદિથી નિરૂપણ ન કરત. તેથી ધર્મિગ્રાહક પ્રમાણથી વિગ્રહજ બ્રહ્મ છે એમ નિશ્ચય થવાથી, તેથી વિરૂદ્ધ મિથ્યાજ ધર્મોનું પ્રદર્શન અસુરના વ્યામોહ માટે છે એમ નિશ્ચય થાય છે; કારણકે અન્યથાનુપપત્તિ બલિષ્ઠ છે. વળી 'વિષ્ણુના ગુણો, આકાર, ચિચ્છરીર મોહ ન થાય તે માટે છે. નિર્દોષત્વ એ મુક્તોનું પણ તારતમ્ય કહેવાય છે. આથી વિરૂદ્ધ જે છે તે સર્વ મોહ માટે છે એવો નિશ્ચય છે. અજ્ઞાન, પારવશ્ય, વિધિ, ભેદ, પ્રાકૃતદેહ, દેહત્યાગ વિગેરે અસુરોના મોહ માટે છે, કારણ કે વિષ્ણુને કોઇ સમયે દોષ નથી.' એમ બ્રહ્માંડપુરાણમાં છે. વળી પદ્મપુરાણમાં પાષંડ પ્રવર્તાવવા વૃષભધ્વજને આજ્ઞા કરતાં ભગવાને 'હે શંભો!

---

દૃશ્ય સ્વરૂપજ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં વર્ણવેલો અક્ષરથી પર ભાવ છે. વળી શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કંધમાં દામોદરલીલાની પ્રસ્તાવનામાં શ્રીકૃષ્ણચંદ્રનુંજ ઉદર દોરડાઓથી અનવચ્છેદ્ય છે, અર્થાત્ દોરડાથી શ્રીકૃષ્ણચંદ્રના ઉદરનો અવચ્છેદ થતો નથી, ભગવાનનું ઉદર દોરડાઓથી માપી શકાતું નહિ એમ નિરૂપણ કરેલું છે. તેથી તે ઉદર બ્રહ્મજ છે એવો અર્થ સ્પષ્ટ થાય છે. ઉદરનો દોરડાઓથી અવચ્છેદ થયો નહિ, અર્થાત્ દેશ અને કાલથી ઉદરનો પરિચ્છેદ થયો નહિ. દેશ અને કાલથી અપરિચ્છિન્ન હોવું એ બ્રહ્મનુંજ લક્ષણ છે. આ લક્ષણ શ્રીકૃષ્ણચંદ્રના ઉદરમાં છે, એમ 'જેની અંદર અને બહાર નથી' વિગેરેથી નિરૂપણ કરેલું છે; તેથી ભગવાનનું ઉદર બ્રહ્મજ છે. જો ઉદર બ્રહ્મ ન હોય તો બ્રહ્મના 'દેશ અને કાલથી અપરિચ્છિન્ન' એ અસાધારણ ધર્મનું તેમાં નિરૂપણ કરત નહિ, કારણ કે બ્રહ્મ નથી એવા ઉદરમાં દેશ અને કાલથી અપરિચ્છિન્નત્વ એ બ્રહ્મધર્મનું નિરૂપણ કરવાથી વ્યધિકરણ થાય. તેથી ઉદર પણ બ્રહ્મજ છે. આ પ્રમાણે ધર્મિ બ્રહ્મનું ગ્રહણ કરાવનાર પ્રમાણ શાસ્ત્રથી ભગવાનનો વિગ્રહજ બ્રહ્મ છે એમ સિદ્ધ થાય છે. વિગ્રહજ બ્રહ્મ હોવાથી લૌકિક મનુષ્યનું શરીર વિગેરે ધર્મ તેમાં નથી. આ ધર્મ ભગવાનના વિગ્રહમાં નથી, અને તેજ ધર્મો અસુરોને ભગવાન્ દર્શાવે છે, તેથી એ ધર્મો તેમને મોહ પમૌડવાજ દર્શાવે છે એમ નિશ્ચય થાય છે, કારણ કે આ પ્રમાણે માન્યા વિના અન્ય ગતિ નથી. અન્યથાનુપપત્તિ સર્વથી બલવતી છે. વળી બ્રહ્મપુરાણમાં પણ 'વિષ્ણુના ગુણો, આકાર, ચિચ્છરીર મોહ ન થાય તે માટે છે......અજ્ઞાન, પારવશ્ય, વિધિ, ભેદ, પ્રાકૃતદેહ, દેહત્યાગ વિગેરે અસુરોના મોહ માટે છે, કારણ કે વિષ્ણુને કોઈ સમયે દોષ નથી' એમ સ્પષ્ટ કહેલું છે. વળી પદ્મપુરાણમાં ભગવાન્ વૃષભધ્વજને પાખંડ મત પ્રવર્તાવવા આજ્ઞા કરે છે, ત્યાં પણ 'હે શંભો! એ પ્રમાણે તારી આરાધના

એ પ્રમાણે તારી આરાધના કરી સદા વર ગ્રહણ કરીશ ' એમ કહેલું છે, કારણ કે અન્યની આરાધના જીવનો ધર્મ હોવાથી ભગવાનમાં સંભવે નહિ. જેમ તે મિથ્યા ( ધર્મનું ) પોતામાં પ્રદર્શન લોકના વ્યામોહ માટે કરાવ્યું, તેમ તેનું ( પ્રભાસીયલીલા ) પણ કરાવ્યું એમ માનવું. વળી જેમ ઇંદ્રજાલવિદ્યામાં નટ સ્વર્ગમાં જાય છે, ત્યાં યુદ્ધ કરે છે, તેમાં તે મરણ પામે છે, મરણ પામી તેનો અહિં પાત થાય છે, અને તેની સ્ત્રી સહગમન કરે છે વિગેરે જેનો પૂર્વે અનુભવ થાય છે, તે પછીના સમયના પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધ તેના આગમનથી માયિક ( હતું ) એમ નિશ્ચય થાય છે, તેમ ' જનનિવાસનો જય થાઓ ' વિગરે વર્ણવેલી શ્રુતિ સ્મૃતિઓથી પૂર્વપૂર્વ લીલા નિત્ય સિદ્ધ થાય છે તેથી અગતિથીજ આ લીલા માત્ર પ્રદર્શન માટેજ છે એમ નિશ્ચય કરવો. આના અનુરોધથી પૂર્વલીલાજ એવી ( માયિક ) છે એમ કહી શકાય નહિ, કારણ કે તે કહેલાં પ્રમાણોથી નિત્યજ સિદ્ધ થાય છે. ઉક્ત દૃષ્ટાન્ત ન્યાયથી પ્રથમ એમ સિદ્ધ થઈ તેનો પછી બાધ થાય છે એમ કહેવાય નહિ, કારણ કે ત્યાં લૌકિક પ્રમાણ હોવાથી દોષનો પણ સંભવજ છે, પરન્તુ પ્રકૃતમાં દોષનો સંભવ નથી. અહિં

કરી સદા વર ગ્રહણ કરીશ' એમ ભગવાન્ કહે છે. આરાધન જીવનો ધર્મ છે, ભગવાનનો ધર્મ નથી. તેથી ભગવાનમાં આરાધન સંભવતું નથી. આમ હોવા છતાં, ભગવાનમાં આરાધન નથી તોપણ પોતામાં આરાધન છે, અર્થાત્ પોતે પણ અન્યનું આરાધન કરે છે એમ ભગવાન્ અસુરોને દર્શાવે છે. અહિં જેમ પોતામાં જે ધર્મ નથી તે ધર્મ પોતામાં છે એવું ભગવાન્ અસુરોને મોહ ઉત્પન્ન કરવા દર્શાવે છે, તેજ પ્રમાણે પ્રભાસીય લીલા પણ અસુરોને મોહ ઉત્પન્ન કરવાજ ભગવાન્ દર્શાવે છે એમ માનવું. વળી લોકમાં પણ ઇંદ્રજાલ વિદ્યાથી નટ સ્વર્ગમાં જાય છે, ત્યાં યુદ્ધ થાય છે તેમાં તે મરણ પામે છે, મરણ પામી તે પૃથ્વીપર પડે છે, અને તેની સ્ત્રી તેની સાથે બળી સતી થાય છે. એવો પ્રથમ અનુભવ થાય છે, પરંતુ ત્યાર પછી નટ પાછો આવે છે તે પ્રત્યક્ષથી સિદ્ધ થાય છે, ત્યારે પૂર્વે જેનો અનુભવ થયો હતો તે સર્વ માયિકજ હતું એવો આપણો નિશ્ચય થાય છે. તેજ પ્રમાણે લીલાનો વિચાર કરીએ તો પણ 'જનનિવાસનો જય થાઓ' વિગેરે પ્રમાણોથી પૂર્વની લીલા નિત્યજ સિદ્ધ થાય છે તેથી અન્ય કાંઇ ગતિ નહિ હોવાથીજ આ પ્રભાસીય લીલા માત્ર અસુરોને દર્શાવવાજ છે એવો નિશ્ચય થાય છે. પ્રભાસીય લીલાને સત્ય માની, તે સત્ય હોવાથી પૂર્વની લીલાજ માયિક છે એમ કહી શકાય નહિ, કારણ કે 'જનનિવાસનો જય થાઓ' વિગેરે સ્મૃતિ શ્રુતિઓથી પૂર્વની લીલાઓ નિત્યજ છે એમ સિદ્ધ થાય છે. વળી નટના લૌકિક દૃષ્ટાંત પ્રમાણે પૂર્વની લીલા નિત્ય હોય એવો અનુભવ પ્રથમ થાય છે, પરંતુ પછી પ્રભાસીય લીલાથી એ અનુભવનો બાધ થાય છે એમ પણ કહેવાય નહિ, કારણ કે નટના દૃષ્ટાંતમાં નટનું સ્વર્ગગમન વિગેરેનો અનુભવ કરનાર ચક્ષુ: લૌકિક પ્રમાણ હોવાથી તેમાં દોષ પણ સંભવે છે, પરંતુ ' જનનિવાસનો જય થાઓ ' વિગેરે સ્મૃતિ અને શ્રુતિઓ લૌકિક પ્રમાણ નહિ હોવાથી અર્થાત્ અલૌકિક પ્રમાણ હોવાથી તેમાં દોષ સંભવતો પણ નથી. વળી નટના દૃષ્ટાંતમાં નટનું મરણ તેની સ્ત્રીનું સહગમન વિગેરે અનુભવ થાય

પૂર્વે વર્ણવેલા ન્યાયથી લીલાઓમાં અન્યોન્ય બાધ્યબાધક ભાવ ન હોવાથી એમ કહેવાનો અવસર નથી, તેથી વિસ્તારથી શું? આથી, 'આ જે મન, વાણી, ચક્ષુઓ, શ્રવણ વિગેરેથી નશ્વર ગૃહ્યમાણ છે તે માયામનોમય છે' એ ભગવાનનું વાક્ય લીલામાં સમાવેશવાળા અંતરંગ ભક્તને કહેલું હોવાથી કોઇપણ અર્થ વાસ્તવ છે એમ કહી શકાય નહિ, એ કુત્સિત્ શંકાનો નિરાસ થયો જાણવો; કારણ કે 'આ જે' વિગેરેથી અસુરોના વ્યામોહ માટે પ્રદર્શ્યમાન અર્થજ કહેલા છે. નહિ તો 'ગૃહ્યમાણ' એટલાથીજ સર્વની પ્રાપ્તિ થવાથી 'નશ્વર' એમ ન કહેત. આમ હોવાથી દ્વિજના શાપથી નશ્વર એમ ગૃહ્યમાણ એવા પ્રકારનું છે એવો અર્થ નીકળે છે. તેથીજ 'આ જેનું મન, વાણી, અને અન્ય ઇંદ્રિયોથી પણ ગ્રહણ થાય છે તે હુંજ છું. મારાથી અન્ય નથી એમ સહેલાઇથી સમજો' એવું ભગવાન્ હંસનુ પણ વચન છે. અહિં વિદ્વાનોએ આ પ્રમાણે સમજવું. આરંભમાં નિગૂઢ આશયવાળા શ્રીશુકદેવે 'ભૂભારરાજપૃતના' એમ ઉપક્રમ કરી, 'સંજહ્રે સ્વકુલં વિભુઃ' સુધી મોહિકા લીલા સામાન્ય રીતે કહી. અહિં 'અસ્વકુલમ્' એવો નિગૂઢ પદચ્છેદ

છે. ત્યારપછી નટના આગમનનો અનુભવ થાય છે. આ અનુભવો પરસ્પર વિરુદ્ધ છે, એક બીજાના બાધક છે. પરંતુ ભગવાનની લીલાઓ એકબીજાની બાધક નથી. લીલાઓમાં પરસ્પર બાધ્યબાધકભાવ નથી, તેથી પૂર્વની નિત્ય લીલાઓ માયિક છે એમ કહી શકાય નહિ. તેથી વિસ્તારથી શું? 'આ જે મન, વાણી, ચક્ષુઓ, શ્રવણ વિગેરેથી નશ્વર ગૃહ્યમાણ છે તે માયામનોમય છે' વાક્ય ભગવાને લીલાના અંતરંગ ભક્ત ઉદ્ધવને કહેલું છે, તેથી સર્વ પદાર્થ મિથ્યા છે, કાંઈ વાસ્તવિક નથી એવી કુત્સિત શંકાનો પણ પ્રભાસીય લીલા મિથ્યા છે એમ સિદ્ધ કરવાથી નિરાસ થાય છે એમ જાણવું; કારણ કે ભગવાને એ વાક્યમાં 'આ જે' શબ્દોથી ઉપર કહ્યું તે પ્રમાણે અસુરોને મોહ કરવા દર્શાવવામાં આવે તે પદાર્થોનોજ ઉલ્લેખ કરેલો છે. જો ભગવાને અસુરોને મોહ કરવા જે પદાર્થો દર્શાવવામાં આવે છે તે માટેજ આ વાક્ય યોજ્યું ન હોત, પરંતુ સર્વ પ્રપંચને માટે યોજ્યું હોત, તો 'નશ્વર' શબ્દ યોજત નહિ, કારણ કે 'નશ્વર' શબ્દ વિનાજ, 'મન વાણી, ચક્ષુઓ, શ્રવણ વિગેરેથી ગૃહ્યમાણ' એમજ કહેવાથી સર્વ પ્રપંચનો સમાવેશ થાય છે. પરંતુ ભગવાન્ 'આ જે' શબ્દોથી અસુરોને મોહ કરવા દર્શાવવામાં આવનાર પદાર્થોનો ઉલ્લેખ કરે છે, અને વળી 'નશ્વર' શબ્દ યોજે છે, તેથી દ્વિજના શાપથી જે નશ્વર તરીકે ગૃહ્યમાણ છે તેજ માયામનોમય છે, પરંતુ સર્વ પ્રપંચ માયામનોમય નથી એવો અર્થ થાય છે. તેથીજ 'આ જેનું મન, વાણી, અને અન્ય ઇંદ્રિયોથી પણ ગ્રહણ થાય છે તે હુંજ છું, મારાથી અન્ય નથી એમ સહેલાઇથી સમજો' એવું ભગવાન્ હંસનું પણ વચન છે.

અહિં વિદ્વાનોએ નીચે પ્રમાણે સંગતિ કરવી. પ્રથમ નિગૂઢ આશયવાળા શ્રીશુકદેવજી **'भूभारराजपृतना'** થી આરંભી **'संजह्रे स्वकुलं विभुः'** સુધી ત્રણ શ્લોકથી મોહ કરનારી લીલાનું સામાન્ય વર્ણન કરે છે. અહિં **'संजह्रे स्वकुलं विभुः'** નો પદચ્છેદ **'संजह्रे अस्वकुलं विभुः'** એમ કરવો. આ શ્રીશુકદેવનો નિગૂઢ આશય છે. વળી વાસ્તવિક નૈસ-

જાણવો. વાસ્તવી નૈસર્ગિકી લીલા ભૂતલપર પ્રકટ હોવા છતાં એમ કેમ સંભવે એ ( શંકાનો ) નિરાસ કરવા, 'સ્વમૂર્તિથી' એ બે શ્લોકથી આગળ ભૂતલપર લીલા પ્રાકટ્યનું પ્રયોજન રહ્યું નથી એમ જણાવવા, લીલા પ્રાકટ્યનું પ્રયોજન સંપૂર્ણ થયું એમ પ્રથમ કહી, સર્વથી અદૃશ્યત્વ લક્ષણવાળા 'પદમાં ગયા' એમ કહ્યું. લૌકિક ભૂમિનો માત્ર અધિષ્ઠાન તરીકેજ ઉપયોગ હોવાથી અસ્વાભાવિક છે તેથી તેનાથી ભિન્ન પદ એમ જણાવવાને 'પોતાનું' એમ કહ્યું. આગળ 'બ્રહ્મણ્ય ઉદાર નિત્ય વૃદ્ધની સેવા કરનાર, શ્રીકૃષ્ણમાં ચિત્ત રાખનાર વૃષ્ણિઓને શાપ કેમ થયો ?' એ રાજાના પ્રશ્નવાક્યના વ્યાજથી, નિત્યલીલામાં સમાવેશવાળા યાદવના સ્વરૂપના નિરૂપણથી શાપ પામેલા ( યાદવો ) તેઓથી ભિન્ન છે એમ વ્યાસજીએ જણાવ્યું (છે). 'આપ્તકામ (ભગવાન્) સકલ સુંદર સંનિવેશવાળું શરીર ધારણ કરતાં, ભૂતલપર સુમંગલ કર્મ આચરતાં, ધામમાં પહોંચી રમણ કરતાં સ્થિતકૃત્યશેષ ઉદાર કીર્તિએ કુલનો સંહાર કરવાની ઇચ્છા કરી' એ ઉત્તરમાં તો ભૂતલપર સ્વરૂપ અને લીલા પ્રકટ કરતાં (ભગવાન્), પ્રયોજન સંપૂર્ણ થયું એમ જાણી, ધામ (અર્થાત્) સહજ નિત્ય જે લીલાસ્થાન ત્યાં પહોંચી, સ્થિતકૃત્યશેષ અર્થાત્ સ્થિત (રહ્યું છે) ભાવિ અસુર વ્યામોહરૂપી

---

ર્ગિક લીલા ભૂતલપર પ્રકટ થાય છે ત્યારે ભગવાન્ યાદવકુલનો સંહાર કેમ કરે એવી શંકા થાય તે દૂર કરવા '**स्वमूर्त्या**' થી આરંભી '**स्वं पदमीश्वरः**' પર્યંત બે શ્લોક યોજેલા છે. આગળ હવે ભૂતલપર લીલા કરવાનું પ્રયોજન રહ્યું નથી એમ જણાવવા પ્રથમ લીલાના સર્વ પ્રયોજન સંપૂર્ણ થયા છે, અને તેથી ભગવાન્ સર્વથી અદશ્ય 'પોતાના પદમાં ગયા' એમ આ બે શ્લોકથી શ્રીશુકદેવ જણાવે છે. લીલામાં લૌકિક ભૂમિ સ્વાભાવિક નથી, પરંતુ તેનો માત્ર અધિષ્ઠાન તરીકેજ ઉપયોગ થયો હતો. તેવી લૌકિક ભૂમિથી વિલક્ષણ પદમાં ભગવાન્ પધાર્યા એમ જણાવવા 'પોતાના' પદમાં ભગવાન્ પધાર્યા એમ કહ્યું છે. તેથી દ્વારિકામાં જે યાદવો રહ્યા તે સ્વકીય કુલ છે, અને પ્રભાસમાં જે યાદવો ગયા તે અસ્વકુલ છે એવો ભાવાર્થ નીકળે છે. વળી આગળ, 'બ્રહ્મણ્ય, ઉદાર, નિત્ય વૃદ્ધની સેવા કરનાર, શ્રીકૃષ્ણમાં ચિત્ત રાખનાર વૃષ્ણિઓને શાપ કેમ થયો ?' એમ રાજા પ્રશ્ન કરે છે. નિત્યલીલામાં જેઓનો સમાવેશ થએલો છે તે યાદવોના સ્વરૂપનું નિરૂપણ કરી, જે યાદવોને શાપ થયો તે આ નિત્યલીલાના યાદવોથી વસ્તુતઃ ભિન્ન છે, એમ આ પ્રશ્નના મિષથી વ્યાસજી જણાવે છે. 'આપ્તકામ (ભગવાન્) સકલ સુંદર સંનિવેશવાળું શરીર ધારણ કરતાં, ભૂતલપર સુમંગલ કર્મ આચરતાં, ધામમાં પહોંચી રમણ કરતાં સ્થિતકૃત્યશેષ ઉદાર કીર્તિએ કુલનો સંહાર કરવાની ઇચ્છા કરી' એમ આ પ્રશ્નનો શ્રીશુકદેવજી ઉત્તર આપે છે. ભગવાનને પોતાનું સ્વરૂપ અને લીલા ભૂતલપર પ્રકટ કરતાં, સ્વરૂપ અને લીલા ભૂતલપર પ્રકટ કરવાનું પ્રયોજન સંપૂર્ણ થયું એમ જણાયું, ત્યારે પોતાના ધામમાં અર્થાત્ પોતાનું સહજ અને નિત્ય લીલાસ્થાનમાંજ પહોંચી ભગવાન્ સ્થિતકૃત્યશેષ થયા. સ્થિત અર્થાત્ રહ્યું છે કૃત્યશેષ એટલે બાકીનું કામ જેનું તે સ્થિતકૃત્યશેષ. જેનું અસુરને વ્યામોહ કરવાનું કામ

કૃત્યશેષ ( બાકીનું કામ ) જેનું એવાએ કુલનો સંહાર કરવાની ઇચ્છા કરી એમ એક શ્લોકમાં શ્રીશુકે કહ્યું છે. તેથી આ કુલ માયિક સંભવે છે, કારણકે કૃત્યસિદ્ધિ પણ એમજ થાય છે. ‘ ભૂતલપર ’ એમ પૂર્વે કહેલું જ હોવાથી, ધામ તેનાથી ભિન્નજ કહેવું જોઇએ, તેથીજ અમે ‘ આગળ પણ કાલાત્મા (ભગવાને જ) મુનિઓને આજ્ઞા આપી એમ કહ્યું છે, પરન્તુ ‘પૂર્વે લીલા કરનારે’ એમ કહ્યું નથી.

श्रुत्युक्तवैपरीत्येन यन्मोहाय हरिः स्वयम् ।
प्रदर्शयति तन्मोहगमनाय न मद्वचः ॥

જેઓના મોહને માટે હરિ પોતાને શ્રુતિએ કહ્યાથી વિપરીતતાથી દર્શાવે છે તેમનો મોહ દૂર કરવા મારી વાણી નથી.

क्षिपाम्यजस्रमित्युक्तेर्यतस्तन्मोहनित्यता ।
अतोऽनङ्गीकृतिस्तेषां युक्ता तामसिनां नृणाम् ॥

કારણ કે ‘ વારંવાર તેમને ( આસુરી યોનિમાં ) નાખું છું ’ એમ કહેલું હોવાથી તેઓનો મોહ નિત્ય છે, તેથી તે તામસી લોકોની અંગીકૃતિ નથી.

तत्संगादन्यथाभूतहृदयाः सात्त्विका अपि ।
मा भवन्त्वित्ययं यत्नस्तेन तुष्टोऽस्तु मे हरिः ॥

---

બાકી રહ્યું છે તે સ્થિતકૃત્યશેષ ભગવાન્ પોતાનાં સહજ નિત્ય લીલાસ્થાનમાં પહોંચ્યા ત્યારે તેમનું માત્ર અસુરોને વ્યામોહ કરવાનું કામ બાકી રહ્યું. એવા સ્થિતકૃત્યશેષ ભગવાને કુલનો સંહાર કરવાની ઇચ્છા કરી. કુલનો સંહાર કરવાની ભગવાને જ્યારે ઇચ્છા કરી ત્યારે ભગવાન્ પોતાના સહજ નિત્યલીલાસ્થાનમાં પહોંચ્યા હતા. તેથી જે કુલનો સંહાર કરવાની ઇચ્છા કરી તે કુલ માયિકજ સિદ્ધ થાય છે, કારણકે માયિક કુલનોજ સંહાર કરવાથી ભગવાનનું સર્વ કાર્ય સિદ્ધ થાય. આ શ્રીશુકદેવજીના ઉત્તરમાં ‘ભૂતલપર’ એમ પ્રથમજ કહેલું છે, તેથી ‘ધામ’ ભૂતલથી ભિન્ન ભગવાનનું સહજ નિત્ય લીલાસ્થાનજ છે. તેથીજ ત્યારપછીના શ્લોકમાં (શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૧૧ અધ્યાય ૧ શ્લોક ૧૧) ટીપ્પણીમાં અમે પણ ‘કાલાત્મા ભગવાને મુનિઓને આજ્ઞા આપી’ એમ કહ્યું છે, પરંતુ પૂર્વે જે લીલાઓ કરતા હતા તે ભગવાને આજ્ઞા આપી એમ કહ્યું નથી.

પૂર્વપક્ષી—(જે કુલનો સંહાર થયો તે યાદવકુલ માયિક છે એવો અર્થ અન્ય લોકોને કેમ જણાતો નથી ?)

સિદ્ધાન્તી—શ્રુતિઓ ભગવાનના જે સ્વરૂપનું નિરૂપણ કરે છે તેથી વિપરીત સ્વરૂપ ભગવાન્ અસુરોને મોહ ઉત્પન્ન કરવા દર્શાવે છે. તેથી તેઓનો મોહ દૂર કરવા આ મારો ગ્રંથ નથી, કારણ કે ‘ વારંવાર તેમને (આસુરી યોનિમાં) નાંખું છું ’ એમ ભગવાન્ સ્વતઃ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહે છે. તેથી તેઓનો મોહ નિત્યજ છે, કારણ કે એ તામસી લોકોનો ભગવાન્ અંગીકાર કરેજ નહિ. તેઓનો અનંગીકારજ યોગ્ય છે. આવા અનંગીકૃત તામસી લોકોનો મોહ નિત્ય હોવાથી તે મોહ દૂર કરવા આ ગ્રંથ નથીજ. પરંતુ તેઓના સંગથી

તેઓના સંગથી સાત્ત્વિકો પણ અન્યથા થએલા હૃદયવાળા ન થાય તે માટે આ યત્ન છે, તેથી હરિ મારાપર તુષ્ટ હો.

**काञ्चनीकरणे शक्तो मणिर्धातुगणस्य यः ।**
**तस्याश्मनां तथाभावाकरणेऽपि न हि क्षतिः ॥**

કારણકે જે મણિ ધાતુગણને કાંચન કરવાને શક્તિમાન્ છે તે પથ્થરને તેવા ન કરે તોપણ તેને ક્ષતિ નથી.

–લીલા પ્રપંચાતીત હોવાથી તેનું સત્યત્વ [ભલે] હો, કારણ કે તે પ્રમાણસિદ્ધ છે. પરંતુ પ્રપંચનું તો નહિ, કારણકે તે પ્રમાણોથી માયિક સિદ્ધ થાયછે. –એમ નહિ, કારણ કે તેનો પણ સર્ગ વિગેરે લીલામાં સમાવેશ છે એમ શ્રીભાગવત વિગેરેમાં નિરૂપણ કરેલું છે. 'જગતની અપ્રતીતિ થાય' વિગેરે નિરૂપણથીજ પ્રપંચના સત્યત્વનું પણ નિરૂપણ કરેલું છે તેથી પુનઃ લખવાથી શું?

સાત્ત્વિક લોકોના હૃદય પણ દુષ્ટ થાય નહિ, તેઓના સંગથી સાત્ત્વિક લોકો પણ તેઓના જેવા થાય નહિ એવા હેતુથી આ ગ્રંથ રચવાનો યત્ન કરેલો છે. તેથી આ યત્નથી મારાપર હરિ પ્રસન્ન હો. આ ગ્રંથ અસુરોનો મોહ દૂર કરવા સમર્થ નથી તેથી કાંઇ ક્ષતિ નથી, કારણ કે સર્વ ધાતુઓને કાંચન કરવાને મણિ સમર્થ છે. પરંતુ પથ્થરને તે કાંચન કરી શકતો નથી. સર્વ ધાતુઓને કાંચન કરવા સમર્થ મણિ પથ્થરને કાંચન કરી શકે નહિ તોપણ તેથી કાંઇ ક્ષતિ નથી. તેજ પ્રમાણે સાત્ત્વિકોને સન્માર્ગે પ્રવર્તાવી ભગવદનુગ્રહ પ્રાપ્ત કરવા સમર્થ કરનાર આ ગ્રંથ અસુરોનો મોહ દૂર ન કરી શકે તોપણ તેથી તેને કાંઇ ક્ષતિ નથી.

જગતને મિથ્યા માનનાર પુનઃ શંકા કરે છે.

પૂર્વપક્ષી—ભગવાનની લીલા પ્રપંચાતીત હોવાથી અને શ્રુતિ સ્મૃતિ વિગેરે પ્રમાણોથી સિદ્ધ થાય છે તેથી તે સત્ય ભલે હો પરંતુ પ્રપંચ સત્ય સિદ્ધ થતો નથી, પણ અસત્યજ સિદ્ધ થાય છે. ઉદ્ધવજી પ્રતિ ભગવાને પણ 'નશ્વર ગૃહ્યમાણ' કહ્યું, તેથી પણ પ્રપંચ અથવા જગત્ અસત્ય સિદ્ધ થાય છે. પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દપ્રમાણોથી જગત્ અસત્યજ સિદ્ધ થાય છે, તેથી જગત્ અસત્ય અથવા માયિકજ છે.

સિદ્ધાન્તી—એમ નથી, જગત્ પણ સત્યજ છે. જગતનો ભગવાનની સર્ગલીલામાં શ્રીમદ્ભાગવત વિગેરે શાસ્ત્રોમાં સમાવેશ કરેલો છે. ભગવાનની લીલા અને લીલાના પદાર્થો ભગવાનથી ભિન્નાભિન્ન હોવાથી સત્યજ છે. જગતનો પણ ભગવાનની સર્ગલીલામાં સમાવેશ થાય છે, તેથી જગત્ પણ ભગવાનથી ભિન્નાભિન્ન છે. જગત્ અથવા પ્રપંચનો ભગવાનની સર્ગ વિગેરે લીલામાં સમાવેશ થાય છે તેથી તે પણ સત્યજ છે. આ પ્રમાણે પ્રપંચ બ્રહ્માત્મક છે એમ સિદ્ધ થાય છે, તેથી તેના સર્વ ભાવવિકારની પ્રતીતિનું પણ આવિર્ભાવ અને તિરોભાવથીજ સમર્થન થાય છે. (૧) **जायते** ઉત્પન્ન થાય છે, (૨) **अस्ति** છે, (૩) **विपरिणमते** પરિણામ પામે છે, (૪) **वर्धते** વૃદ્ધિ પામે છે, (૫) **क्षीयते** ક્ષય પામે છે અને (૬) **नश्यति** નાશ પામે છે એ છ ભાવવિકાર છે. આ છ વિકારોની જગતમાં પ્રતીતિ થાય છે તેનું પણ આવિર્ભાવ અને તિરોભાવથીજ સમર્થન થાય છે. (૧) **जायते**

આ અર્થનું પિતાએ તત્ત્વસૂત્રભાષ્ય, શ્રીભાગવતવિવરણ વિગેરેમાં નિરૂપણ કરેલું છે તેથી અહિં અધિક લખતા નથી. વળી મહોપનિષત્‌માં 'કારણ કે આજ શૂન્ય છે, આજ તુચ્છ છે, આજ અભાવ છે, આજ અવ્યક્ત, અદૃશ્ય, અચિન્ત્ય અને નિર્ગુણ છે.' પાઠ છે. મહાકૌર્મ્યમાં પણ "પોતે પર અદૃશ્ય રહી, વિષ્ણુ સુખ [ શમ્ ] ઓછું ( ઊનમ્ ) કરે છે તેથી 'શૂન્ય' એમ કહેવાય છે. તોદન ( દુઃખ )ને લીધે તુચ્છ કહેવાય છે. આ પુરૂષોત્તમ કોઇથી ભા-

---

ઉત્પન્ન થાય છે. આ પ્રતીતિ શુદ્ધ પ્રાદુર્ભાવ અથવા આવિર્ભાવથી થાય છે. જગતનો આવિર્ભાવ થાય ત્યારે તે ઉત્પન્ન થયું એવી આપણને પ્રતીતિ થાય છે. પ્રથમ સત્કાર્યવાદ સિદ્ધ કરનાર યુક્તિઓ કહી તેજ યુક્તિઓથી આ પ્રતીતિનું શુદ્ધ આવિર્ભાવથીજ સમર્થન થાય છે. (૨) **अस्ति** છે. આ પ્રતીતિ પણ પ્રાદુર્ભાવથીજ યોજાએલી છે. આવિર્ભાવથીજ આ પ્રતીતિ પણ છે. જગતનો આવિર્ભાવ હોય ત્યારે જગત્ 'છે' એમ આપણે કહીએ છીએ. (૩) **विपरिणमते** પરિણામ પામે છે. (૪) **वर्धते** વૃદ્ધિ પામે છે. (૫) **क्षीयते** ક્ષય પામે છે. પૂર્વરૂપનો તિરોભાવ થાય, અને અન્ય રૂપનો આવિર્ભાવ થાય, ત્યારે આ પૂર્વરૂપના તિરોભાવ અને અન્ય રૂપના આવિર્ભાવના અવિવેકથી આ ત્રણ પ્રતીતિ થાય છે. વૃદ્ધિ, ક્ષય, અને પરિણામનો વિચાર કરીએ તો તે પૂર્વ રૂપનો તિરોભાવ અને અન્ય રૂપનો આવિર્ભાવજ છે. (૬) **नश्यति** નાશ પામે છે. આ પ્રતીતિ માત્ર તિરોભાવથીજ થાય છે. પદાર્થનો તિરોભાવ થાય ત્યારે તેનો નાશ થયો એવી પ્રતીતિ થાય છે. આ પ્રમાણે પ્રપંચ આવિર્ભાવ અને તિરોભાવથી યુક્ત બ્રહ્મનું સ્વરૂપજ છે. આવા પ્રપંચમાં જ્યારે ભગવાન્ હોય તેની પ્રતીતિ કરાવતા નથી, અને ન હોય તેની પ્રતીતિ કરાવે છે ત્યારે જીવને ભ્રમ અને સંસાર થાય છે. તેથી સંસારજ મિથ્યા છે, પરંતુ જગત્ અથવા પ્રપંચ સત્યજ છે.

વળી જગત્ અસત્ય હોય તો તેની પ્રતીતિ થાય નહિ વિગેરે હેતુઓથી જગત્ સત્યજ છે એમ પ્રથમ પણ નિરૂપણ કરેલું છે. તેથી પુનઃ લખવાથી શું ? તત્ત્વસૂત્રપર અણુભાષ્યમાં અને શ્રીમદ્‌ભાગવતવિવરણમાં આ અર્થનું શ્રીમદાચાર્યચરણે નિરૂપણ કરેલું છે. તેથી અહિં અધિક લખતા નથી.

પૂર્વપક્ષી—( પ્રપંચ ભગવાનથી ભિન્નાભિન્ન ભલે હોય, પરંતુ તે સત્ય છે એમ કહી શકાય નહિ, કારણ કે 'સ્વપ્રકાશ આનંદઘન શૂન્ય થયું' એમ નૃસિંહોત્તરતાપનીયના છઠ્ઠા ખંડમાં કહેલું છે. ગૌડાચાર્યે 'વિશેષશૂન્ય' એવો અર્થ કર્યો છે. તેથી બ્રહ્મ નિર્વિશેષજ છે એમ માનવું જોઇએ. બ્રહ્મ નિર્વિશેષ હોવાથી તેને લીલા પણ નથી. વળી આગળ નવમા ખંડમાં 'માયા અનુભૂતિથી તમોરૂપ છે' એમ માયાનું સ્વરૂપ કહી, જગતને પણ તુચ્છ કહેલું છે. તેથી જગત્ સત્ય નથી. )

સિદ્ધાન્તી—એમ નથી. મહોપનિષત્‌માં પણ 'કારણ કે આજ શૂન્ય છે, આજ તુચ્છ છે, આજ અભાવ છે, અવ્યક્ત, અદૃશ્ય, અચિંત્ય, અને નિર્ગુણ છે' એવો પાઠ છે, પરંતુ અત્ર શૂન્ય, તુચ્છ વિગેરે શબ્દોના અર્થ મહાકૌર્મ્ય પુરાણમાં કહ્યા પ્રમાણે કરવાના છે. મહાકૌર્મ્યમાં પણ "પોતે પર અદૃશ્ય રહી વિષ્ણુ સુખ ( **शम्** ) ઓછું ( **ऊनम्** ) કરે છે તેથી '**शून्य**' એમ કહેવાય છે. દુઃખને ( **तोदन** ) લીધે '**तुच्छ**' કહેવાય છે. આ પુરૂષોત્તમ

વના કરવાને યોગ્ય નથી તેથી તેને 'અભાવ' કહે છે, નાશ્ય (અભક્ષ્ય) હો-વાથી 'નાશ' એમ પણ (કહે છે.) સર્વ તેને અધીન હોવાથી અન્યમાં તે તે શબ્દોની અભિધેયતા વ્યવહાર માટે વ્યવહાર કરનારાઓએ ઇચ્છેલી છે" એમ છે. તેથી બ્રહ્મ ભાવરૂપ હોવાથી, અને પ્રપંચ ભાવાભાવરૂપ હોવાથી તે બ્રહ્માત્મક કેમ કહી શકાય એ કુત્સિત શંકાનો નિરાસ થયો. જેઓ જગત્‌ને અસત્ માને છે તેઓ પણ જગત્‌માં રહેલી ભગવાનની મૂર્તિ તેમનું ભજન વિગેરે સહન કરી શકતા નથી તેથીજ (એમ માને છે). તેઓ આવા કલિમાં ભગ-વાનની એવી ઇચ્છાથીજ (છે) એમ કહેલું છે.

**तस्मादस्माभिरेवोक्तपद्धत्या श्रुतिसिद्धया ।**
**ज्ञात्वा ब्रह्मस्वरूपं तत्प्राप्त्यै तद्भजताखिलाः ॥**

તેથી અમેજ કહેલી, શ્રુતિસિદ્ધ પદ્ધતિથી બ્રહ્મસ્વરૂપ જાણી તેની પ્રાપ્તિ માટે સર્વે તેનું ભજન કરો.

**येषां लौकिकमेव मानमधिकं वेदादितोऽलौकिकात् ।**
**तत्पादानुगतस्तदर्थ इति च प्रच्छन्नबौद्धास्तु ते ॥**
**येषां तद्विपरीततैव विदुषां केषांचिदन्तर्गता ।**
**तेषामेव मुदेऽस्तु मत्कृतिरियं गोपीशसंसेविनाम् ॥**

આ અલૌકિક વેદથી જેઓને લૌકિકજ પ્રમાણ અધિક છે તેઓને અનુગત તે અર્થ છે તેથી તે પ્રચ્છન્નબૌદ્ધજ છે. જે કોઈ વિદ્વાનોને તેથી વિપરીતતાજ

---

કાઇથી ભાવના (ઉત્પત્તિ) કરવાને યોગ્ય નથી તેથી તેને '**अभाव**' કહે છે. નાશ્ય (અભક્ષ્ય) હોવાથી '**नाश**' એમ પણ કહે છે. સર્વ તેને અધીન હોવાથી અન્યમાં તે તે શબ્દોની અભિધેયતા વ્યવહાર માટે વ્યવહાર કરનારાઓએ ઇચ્છેલી છે" એવો પાઠ છે.

આમ હોવાથી બ્રહ્મ ભાવરૂપ છે અને પ્રપંચ ભાવાભાવરૂપ છે તેથી પ્રપંચ બ્રહ્માત્મક હોઇ શકે નહિ, એવી શંકાનો પણ નિરાસ થાય છે; કારણકે બ્રહ્મ ઉપર કહ્યું તેમ અભાવ-રૂપ પણ છે. તેથી ભાવાભાવરૂપ પ્રપંચ બ્રહ્માત્મક સંભવે છે. આ સર્વ પ્રમાણથીજ સિદ્ધ થાય છે. જેઓ જગત્‌ને અસત્ય માને છે તેઓ જગત્‌માં રહેલી ભગવાનની મૂર્તિ, ભગવાનનું ભજન વિગેરે સહન કરી શકતા નથી તેથીજ જગત્ અસત્ય માને છે. ભગવાનની ઇચ્છાજ એવી છે કે કલિયુગમાં આ લોકો ભગવાનનું ભજન વિગેરેનો બાધ કરે. તેથીજ આ કલિયુગમાં તેઓ જગત્ અસત્ય છે એમ સમજાવી ભજનનો બાધ કરે છે એમ પણ અમે કહેલુંજ છે.

તેથી અમે શ્રુતિસિદ્ધ પદ્ધતિથી બ્રહ્મસ્વરૂપ વિગેરેનું નિરૂપણ કરેલું છે. એ અમારી કહેલી પદ્ધતિથી બ્રહ્મસ્વરૂપ વિગેરે જાણી ભગવાનની પ્રાપ્તિ થાય એવી ઇચ્છાથી સર્વ ભગ-વાનનું ભજન કરો. આ અલૌકિક વેદ વિગેરે પ્રમાણથી લૌકિક પ્રત્યક્ષ વિગેરે પ્રમાણને કેટ-લાક અધિક માને છે, અને તેથી જગત્ માયિક અસત્ય છે વિગેરે સિદ્ધાન્ત તેમને ઇષ્ટ છે. તેથી તેઓ પ્રચ્છન્ન બૌદ્ધજ છે. પરંતુ જે વિદ્વાનોને તેથી વિપરીતતાજ અંદર રહેલી

અંદર રહેલી છે, ગોપીશની સેવા કરનાર તેઓનાજ આનંદ માટે આ મારી કૃતિ હો.

**वरीवर्ति श्रद्धा श्रुतिषु यदि वा व्यासवचने**

**तदा विद्वांसोऽस्मद्विरचितमिदं मण्डनवरम् ॥**

**यथोक्तं कण्ठे वा शुकवदथवाऽर्थं च हृदये**

**मुदा कृत्वाऽऽयत्तं धुनुत रिपुपक्षाभिधतमः ॥**

શ્રુતિમાં અથવા વ્યાસવચનમાં જો શ્રદ્ધા સારી હોય તો વિદ્વાનો મારૂં રચેલું આ સુંદર મંડન જેમ કહ્યું છે તેમ શુક પેઠે કંઠમાં અથવા અર્થને હૃદયમાં આનંદથી ધારણ કરી, રિપુપક્ષ નામનું તમઃ દૂર કરો.

**यदागतं हृदि श्रीमद्गोपीशरतिलक्षणम् ।**

**शोभां तनोति तदिदं मण्डनं श्रीहरेः प्रियम् ॥**

જે શ્રીમદ્ગોપીશરતિ લક્ષણ ( મંડન ) હૃદયમાં રહી શોભા વધારે છે તે હરિને પ્રિય મંડન આ છે.

**अखण्डवरपण्डितप्रसृतचण्डपाषण्डवा-**

**ग्विखण्डनसुचण्डिमाधरणिमण्डलाखण्डलः ॥**

**नमन्नृपतिमण्डलीमुकुटताण्डवैर्मण्डितः**

**सपादनखमण्डलः पितुरिहास्तु मे मण्डनम् ॥**

સર્વ સારા પંડિતોએ પ્રસારેલી ચંડપાષંડની વાણીના ખંડનમાં સુચંડિમારૂપી ધરણીના મંડલનો આખંડલ, નમતા નૃપતિઓના મંડલના મુકુટોના તાંડવથી ભૂષિત, પિતાના પાદનો પ્રસિદ્ધ નખમંડલ અહિં મારૂં મંડન હો.

**पुनरपि नमामि गोपीपातिरतिमार्गप्रवर्तकाचार्यान् ।**

**श्रीवल्लभाभिधानान्पितृचरणान्वाङ्मनःकायैः ॥**

શ્રીવલ્લભ નામના ગોપિપતિરતિમાર્ગના પ્રવર્તક આચાર્ય પિતાને પુનઃ પણ વાણી મન અને કાયાથી નમુંછું.

---

છે, અર્થાત્ લૌકિક પ્રત્યક્ષ વિગેરે પ્રમાણથી અલૌકિક વેદ વિગેરે પ્રમાણો જે વિદ્વાનોને ઇષ્ટ છે, તેઓને માટેજ આ મારી કૃતિ છે. ગોપીપતિની સેવા કરનાર તેવા વિદ્વાનોને માટેજ આ ગ્રંથ મેં રચેલો છે. હે વિદ્વાનો, શ્રુતિમાં અથવા વ્યાસજીના વચનમાં જો તમને દઢ શ્રદ્ધા હોય તો મેં રચેલું આ સુંદર મંડન અથવા ભૂષણ જેમ કહ્યું છે તેજ પ્રમાણે શુકની પેઠે કંઠમાં ધારણ કરો, અથવા તમારા હૃદયમાં તેના અર્થને ધારણ કરો, અને તેનાથી રિપુ-પક્ષ નામનું તમઃ દૂર કરો. જે મંડન હૃદયમાં રહી શ્રીગોપીશરતિરૂપી શોભા વધારે છે તે હરિને પ્રિય મંડન આ છે. સર્વ સારા પંડિતોએ પ્રસારેલી ચંડપાષંડની વાણીના ખંડનમાં સુચંડિમારૂપી ધરણિના મંડલના આખંડલ, નમતા નૃપતિઓના મંડલના મુકુટોના તાંડવથી ભૂષિત, પિતાના પાદનો પ્રસિદ્ધ નખમંડલ અહિં મારૂં મંડન હો. શ્રીવલ્લભ નામના ગોપી-પતિરતિમાર્ગના અર્થાત્ પુષ્ટિમાર્ગના પ્રવર્તક આચાર્ય પિતાને પુનઃ પણ વાણી, મન અને

एतेनास्मत्कुलपतिः श्रीगोपीजनवल्लभः ।
प्रीतोऽस्त्वस्मासु तेनैव पूर्णता किमिहापरैः ॥

આથી અમારા કુલપતિ શ્રીગોપીજનવલ્લભ અમારા પર પ્રસન્ન હો. તેથીજ પૂર્ણતા છે. અન્યથી અહિં શું ?

इति श्रीमन्निजकटाक्षपाततरणिविघटित मायावादिप्रभृतिवादितमःपुंज-
विकासितश्रीगोकुलाधीशरतिसरसिज-श्रीमद्वल्लभदीक्षितात्मज-
श्रीगोकुलनाथचरणैकतानश्रीविठ्ठलविरचितं

## विद्वन्मण्डनं [ समाप्तम् ]

---

કાયાથી નમું છું. આથી અમારા કુલપતિ શ્રીગોપીજનવલ્લભ અમારાપર પ્રસન્ન હો. તેથીજ પૂર્ણતા છે. અન્યથી અહિં શું ? ઇતિ શ્રીમન્નિજકટાક્ષપાતરૂપી સૂર્યથી માયાવાદી વિગેરે વાદીઓના તમ:પુંજને દૂર કરનાર, શ્રીગોકુલાધીશરતિરૂપી કમલનો વિકાસ કરનાર શ્રીવલ્લભ-દીક્ષિતના આત્મજ શ્રીગોકુલનાથચરણૈકતાન શ્રીવિઠ્ઠલે રચેલું વિદ્વન્મંડન (સમાપ્ત).

॥ श्रीगोकुलेशः ॥

# પુષ્ટિભક્તિસુધા.

### પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો હૃદયમાં ઠસાવનાર

### ઉત્તમ ગુજરાતી માસિક

આ માસિકમાં સાંપ્રદાયિક વિદ્વાન ગ્રેજ્યુએટો [illegible] શાસ્ત્રીઓના ઉત્તમ પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતોને સરલતાથી હૃદયમાં ઠસાવના[illegible] પ્રસિદ્ધ થાય છે; તેથી હે સુજ્ઞ વૈષ્ણવો! આધુનિક સમયમાં ર[illegible] સિદ્ધાંતરૂ[illegible]વિષ પ્રસરી રહ્યું છે તેથી આપનું રક્ષણ [illegible] [illegible] શુદ્ધ પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતોનું નિરૂપણ કરનાર આ ઉત્તમ પુષ્ટિભક્તિસુધાનું પાન કરી આચાર્યચરણ શ્રીમદ્વૈશ્વાનરાચાર્યના ચરણકમલમાં સદા અમર રહો.

વાર્ષિક ન્યોછાવર રૂ. ૨.


તંત્રી તથા પ્રકાશક

**વાડીલાલ નગીનદાસ શાહ,**

બી. એ., એલ્. એલ્. બી. વકીલ, હાઈકોર્ટ.

મુંબાઈ.